# વિષચક્ર

[સામાજિક નવલકથા]



ચુનીલાલ વર્ધમાન શાહ



ગાંડીવ સાહિત્ય મંદિર
સુરત

આવૃત્તિ પહેલી     ઇ. સ. ૧૯૪૬

વિ. સં. ૨૦૦૩     મૂલ્ય રૂ. ૪॥





ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટિંગ પ્રેસ, સલાપોસ રોડ-અમદાવાદ
પરીખ સુરેશચંદ્ર ચોપટલાલે છાપ્યું, અને છગનલાલ મેતાપભાઈ બ્રહ્મભટ્ટે
ખારી કુઇ, ખંભાત ખાતે પ્રસિદ્ધ કર્યું.

# અનુક્રમણિકા



# વિષચક્ર



## [૧] . . . . પેરોલ પર છૂટેલા બે કેદીઓ

"ગોવિંદભાઈ! પત્ની એ ગળે વળગેલી એક તોક છે, એમ શું તમને નથી લાગતું?"

"વળગેલી નહિ, વળગાડેલી કહો!"

"ચાલો ભાઈ, એમ!" ગિરીશે સ્મિત કરીને કહ્યું: "કેવળ પત્નીની માંદગીને કારણે જ, સ્વમાન ગુમાવીને, મારે પેરોલ પર છૂટવું પડ્યું છે એ મને બહુ આકરું લાગ્યું છે."

"સ્વમાન ગુમાવવું એ તો કોઈને પણ આકરું લાગે. જેવી તમારી દશા છે એવી જ મારી દશા છે. તમારી પત્ની માંદી પડી છે ત્યારે મારી માતા મરણપથારીએ પડી છે અને તેથી મારે પેરોલ પર છૂટવું પડ્યું છે."

"પરંતુ માતાને હું ગળે વળગાડેલી તોક નથી માનતો, જ્યારે પત્ની તો જરૂર આપણી દેશ પ્રત્યેની ફરજ બજાવતાં ડગલે ને પગલે વિઘ્નરૂપ બને છે. આપણે ગુલામ પ્રજા છીએ એટલે શત્રુ સામે કેસરિયાં કરીને લડવા જેવો આપણે માટે કોઈ પ્રસંગ નથી; પરંતુ આપણે સ્વાધીન પ્રજા હોઈએ, આપણા દેશ પર આક્રમણ થવાનું હોય અને આપણે લડવા જવાનું હોય, તો એ પત્ની જ

આપણે ગળે વળગી પડીને જરૂર કહેશે કે મને વિધવા બનાવવા જ તમે જાઓ છો ને? અને આપણા હિંદુ સમાજની સ્ત્રીનું વૈધવ્ય એટલે જીવનભરની દુર્દશા. ખરેખર, તે વખતે પુરુષની દેશભક્તિ ઓસરી ગયા વિના રહે નહિ અને પત્ની ઉપરની પ્રેમાળ લાગણી તેને કર્તવ્યભ્રષ્ટ થવાને લલચાવ્યા વિના રહે નહિ."

"એમ તો કોઈ પણ સ્વજન પ્રત્યેની પ્રેમાળ લાગણી પુરુષને કર્તવ્યભ્રષ્ટ ક્યાં નથી કરતી?"

"બીજા સ્વજનની વાત જુદી છે. ભાઈ, પુત્ર કે પિતા જેવા સ્વજનો તો ગમે તે રીતે રોટલો રળી ખાય, પણ આપણો સ્ત્રીવર્ગ તો કેવળ પાંગળો અને પરોપજીવી. પતિ મરી ગયો એટલે તેની વિધવા ખાય શું એ જ પ્રશ્ન આપણે ત્યાં સૌથી વધારે ગંભીર આર્થિક કોયડો છે અને એ પ્રશ્ન કોઈ પણ પતિને અનેરાં સાહસો કરતાં અટકાવનારો બને છે એમ શું તમને નથી લાગતું?..."

"વિધવા પુનર્લગ્ન કરી શકતી હોય તો..."

"હાં, હાં, હાં, હું એ જ કહેવા જતો હતો. જે કોમમાં છૂટાછેડા અને પુનર્લગ્નો થાય છે તે કોમોમાં પુરુષો જીવનને ભોગે આદરવા જેવાં સાહસો માટે પણ હિંમત ચલાવી શકે છે, જ્યારે બીજી કોમમાં જીવનભરના પત્નીના વૈધવ્યની ગણતરી પુરુષોને ભીરુ બનાવી મૂકે છે. ખરેખર, જ્યાંસુધી વૈધવ્યના ભયવાળી પત્નીઓ રહેશે, ત્યાંસુધી તેમના પતિઓ કોઈ વાર જીવનનું બલિદાન આપવાને મોખરે આવી શકવાના જ નથી."

"પ્રાચીન કાળના બનાવો તમે કહો છો તેથી ઊલટા જ છે."

"પ્રાચીન કાળની વાત ન કરો, આજની વાત કરો. ગયા કાળને આપણે શું સર્જી શકવાના છીએ? આજની નક્કર વસ્તુસ્થિતિમાંથી જ આપણે માર્ગ કાઢવો જોઈએ, માટે હું એ જૂની સ્થિતિનાં ખોટાં સ્વપ્નો સેવવાનું પસંદ કરતો નથી."

"આજે પણ જો બલિદાનતત્પરતાની ભાવના દેશમાં ચોમેર પ્રસરી ગઈ હોય, તો એ ભાવનાથી સ્ત્રીવર્ગ પણ કેમ વૈધવ્યને દેશ માટેના પોતાના બલિદાનરૂપ સમજીને વીરાંગના ન બની શકે?"

"એ ભાવના પ્રસરે નહિ ત્યાંસુધી તો આપણે પાંગળા છીએ; પરન્તુ હું તો બીજી વાત કહું છું. એ ભાવના કદાચ સ્ત્રીની ખુમારીને ટકાવી રાખે, પરંતુ માનવની પ્રકૃતિગત વસ્તુઓ–આહાર, નિદ્રા, ભય......એના ઉપર તે વિજય મેળવી શકતી નથી; અને એકલી ખુમારી કાંઈ વિધવાને રોટલો ને રહેઠાણ આપી જીવાડી શકતી નથી. વિધવાની લાચાર દશા તેની ગમે તેવી ખુમારીનો પણ નાશ કરી નાંખે છે."

"તો હું તમને એવી વિધવા સ્ત્રીઓના દાખલા આપું કે..."

"અપવાદોની વાત ન કરશો. સામાન્ય જનતાની વાત આપણે કરીએ છીએ. સ્વાધીન દેશમાં જ્યારે ફરજિયાત લશ્કરી નોકરી પુરુષોને કરવી પડે છે ત્યારે અપવાદરૂપ વીર સ્ત્રીઓના પતિઓ જ નહિ પણ બધાને માથાં હાથમાં લઈ સમરાંગણમાં જવું પડે છે, સમજ્યા ને?"

"પ્રાચીન કાળમાં પુનર્લગ્નો ને છૂટા છેડા કરતી કોમો જ લડતી એમ કાંઇ નહોતું. પુનર્લગ્ન નહિ કરતા વાણીઆ–બ્રાહ્મણ અને ઊંચા મનાતા ક્ષત્રિયોની કોમો પણ લડવા જતી. એ ઐચ્છિક લશ્કરી નોકરી હતી છતાં લગભગ ફરજિયાત જેવી હતી."

"ગોવિંદભાઈ! તમારી આ જૂના વખતની વાતો મને બિલકુલ ગમતી નથી. એ પુનર્લગ્ન નહિ કરતી ઉચ્ચ કોમની વિધવાઓને રોટલો ને રહેઠાણ માટે ચિંતા નહોતી; આજે તો દેશની એ આર્થિક પરિસ્થિતિય પલટાઈ ગઇ છે, એનો જરા ખયાલ કરો."

"રોટલો ને રહેઠાણને તમે હદ ઉપરાંતનું મહત્ત્વ આપો છો, ગિરીશભાઇ!"

ગિરીશચંદ્રને હસવું આવ્યું. તેણે જવાબ આપ્યો: "એ દોષ છે કાંતો કુદરતનો અને કાંતો માનવીને ઘડનાર કહેવાતા ઈશ્વરનો, જેણે આહાર–નિદ્રાદિ ચાર વસ્તુઓને અથવા પોષણ રક્ષણ અને પ્રજનન માટેની વૃત્તિઓને મનુષ્યના સ્વભાવમાં મૂકી છે. પરન્તુ જ્યારે તમે જૂના વખતની વાત કરો છો, ત્યારે હું કહું છું કે જૂના વખતનાં માનવીઓ કાંઇ દેવ નહોતાં. તેઓ પણ એ વૃત્તિઓને વશ હતાં જ. મહાભારતના યુદ્ધમાં મૃત્યુ પામેલા પુરુષોની વિધવાઓ–લાખો વિધવાઓને શ્રીકૃષ્ણ પરણ્યા હતા એવી વાત જે પુરાણમાં આવે છે તે અર્થસૂચક છે. એ વિધવાઓના પતિ બનીને શ્રીકૃષ્ણે તેમને રોટલો ને રહેઠાણ પૂરાં પાડવાની ફરજને મહત્ત્વની માની હતી. તેમણે એ સ્ત્રીઓ માટે પાંજરાપોળ ન ઉઘાડી કે ન અનાથાશ્રમ ખોલ્યું, પરંતુ તેમના નાથ બનીને તેમને આજીવિકા આપી. એ કાળે વિધવા માટે આજીવિકા આજના જેટલી મુશ્કેલ નહોતી મનાતી, છતાં શ્રીકૃષ્ણને આમ કરવું પડ્યું, કારણકે મહાભારતના યુદ્ધે દેશની આર્થિક સામાજિક સ્થિતિને કલ્પનાતીત પ્રમાણમાં બગાડી નાંખી હતી. આજે તો પતિહીન સ્ત્રીઓને માટે એવી સ્થિતિ રોજની થઈ પડી છે, તેને પરિણામે સમાજમાંથી બહિષ્કૃત તથા પતિત એવી સ્ત્રીઓનો એક એવો વર્ગ બની રહ્યો છે કે જે તરેહ-તરેહનાં અપમાર્ગોનું અવલંબન કરે છે. કોઈ પોતાના કુટુંબમાં ગુલામ દશા ભોગવે છે, કોઈ ઉછાંછળા પુત્રનો માર ખાય છે, કોઈ પરકોમના પુરુષ સાથે નાસી જાય છે, કોઇ મુસલીમ કે ખ્રિસ્તી બની જાય છે, કોઇ વેશ્યાવૃત્તિ કરે છે...આ વસ્તુસ્થિતિમાંથી દેશને માટે જાન આપનારા વીરો કેવી રીતે સર્જાશે તેના વિચારમાં મેં ઘણી વાર જેલમાં ઉજાગરાય કર્યા છે."

ગિરીશની વાતો અને દલીલો ગોવિંદને પચી શકી નહિ, પરન્તુ તેને વિચારમાં તો જરૂર પાડી દીધો. દેશને માટે બેઉ જેલમાં પુરાયા હતા, બેઉએ દેશની વાતો યરોડાની જેલની કોટડીમાં ઘણી

વાર સાથે બેસીને ચર્ચી હતી, બેઉને મન ગાંધીજી પૂજ્ય હતા, પરન્તુ બેઉમાં વિચારસામ્ય ન હતું.

ગિરીશ અમદાવાદનો એક ગ્રેજ્યુએટ જુવાન હતો, તે આ વખતે બીજીવાર જેલમાં ગયો હતો; ૧૯૩૩ની લડતમાં તે સમાજવાદી કાર્યકર તરીકે સત્તર વર્ષની વયે પકડાયો હતો અને એ જ વખતની યાદીમાંના કાર્યકરોને ૧૯૪૨માં જેલમાં જવું પડયું ત્યારે બીજાઓ સાથે તેનો પણ વારો આવ્યો હતો. ગોવિંદ વીરમગામનો પાટીદાર હતો, ગિરીશથી ત્રણ ચાર વર્ષે નાનો હતો અને વીરમગામમાં માત્ર ખાદીનું ઉત્પાદન અને વેચાણ કરવાનું જ કામ કરતો હોવા છતાં પોલીસના કોઇ ભેદી રીપોર્ટે તેને જેલમાં ધકેલી દીધો હતો. તેનું અંગ્રેજી ભણતર મેટ્રિકથી વધારે હતું પણ નહિ. ગોવિંદ પોતાના વિચારોને ઘણી બાબતોમાં અનુકૂળ થતો નહિ છતાં ગિરીશને તેના પર માઠું લાગતું નહિ, અને જેલમાં પોતાને એક સજ્જન મિત્ર સાંપડ્યો હતો એ વિષે ગિરીશને શંકા નહોતી. ગિરીશના જેટલી દુનિયા ગોવિંદે જોઈ નહોતી. ગિરીશે જેટલું રાજકીય સામાજિક અને વૈજ્ઞાનિક સાહિત્ય—મુખ્યત્વે અંગ્રેજી સાહિત્ય વાંચ્યું હતું તેટલું ગોવિંદે કયાંથી વાંચ્યું હોય ? બેઉ વચ્ચે વિચારસામ્ય નહિ હોવાનું એ પણ એક કારણ ગિરીશને ચોખ્ખું દેખાતું હતું. પરન્તુ બેઉના સૌજન્યશીલ સ્વભાવે એ સહવાસીઓને પરસ્પર મિત્ર બનાવ્યા હતા. બેઉને પેરોલ પર સાથે છોડવામાં પણ એ મૈત્રીથી પ્રસન્ન થએલા દૈવનો સંકેત હોય એમ બેઉને લાગતું હતું.

બી. બી. કંપનીની 'વોર કોલિટી'ની રેલ્વે ટ્રેનની કંટાળાભરી મુસાફરી પોતાથી થઈ શકી તેનું કારણ ગોવિંદનો પોતાને સાથ મળ્યો હતો તે જ હતું એ વિષે ગિરીશને જરાએ શંકા નહોતી. દરેક સ્ટેશને ઊભી રહેતી, પાંચ ઉતારુઓને ઉતારતી અને દસને અંદર બેસાડતી, બેસવાની પૂરી જગ્યા ન મળવાને લીધે ઊભા રહેલા મુસાફરોની ગીર્દીથી હવાની આવજાને પણ રુંધતી એ ફાસ્ટ

પેસેંજર ટ્રેનમાં મુસાફરોને આટલી બધી હાડમારી ભોગવી પડતી હશે તેનો અનુભવ એ જેલમાં પુરાયલાઓ માટે તો આ પહેલી જ વારનો હતો. પોતે જેલમાં ગયા પછી દેશમાં અવનવો પલટો આવતો જતો હોવાનું તેમણે છાપામાં વાંચેલું ખરું, પરંતુ એ પલટો નજરે જોવાનો યોગ તો જેલમાંથી નીકળીને જનતાની વચ્ચે મુકાયા પછી જ તેમને મળી રહ્યો હતો.

અમદાવાદનું સ્ટેશન આવ્યું અને ગિરીશ પોતાનો સામાન સંભાળતો ઊભો થયો. તેને અહીં ઊતરવાનું હતું, જ્યારે ગોવિંદને આગળ જવાનું હતું.

ગિરીશ બોલ્યો: "ગોવિંદભાઇ ! અહીંથી હવે આપણે છૂટા પડીએ છીએ. આઠ મહિના સુધી મને તો તમારા સહવાસની મિઠાશે જાણે એ કેદખાનું હતું એ વાત જ ભુલાવી દીધી હતી. કહો, હવે ક્યારે મળશો ?"

"અમદાવાદ આવીશ ત્યારે જરૂર મળીશ; પરંતુ હમણાં તો માતાની માંદગીથી હું આવી શકવાનો નથી. બાકી, ફરીથી પાછા યરોડામાં તો જરૂર મળીશું !"

ગિરીશ હસી પડ્યો અને બોલ્યો: "ખરેખર, મળીશું જ. આપણુ બેઉને મહિના મહિનાની છુટ્ટી મળી છે એટલે જેમ સાથે આવ્યા છીએ તેમ જવાનું પણ સાથે જ છે. પણ વીરમગામ પહોંચીને તમારાં માતુશ્રીની તબિયતના સમાચાર તો લખશો ને ?"

"હા, જરૂર; અને તમે પણ તમારી પત્નીની તબિયતના સમાચાર મને લખજો. મારું સરનામું તમે લખી લીધું છે."

"હા; ઠીક, ત્યારે જય જય !"

"જય જય !"

ગિરીશ બારણું ખોલી નીચે ઊતરવા પામે તે પહેલાં બહારથી અંદર આવવા માટે ઉતારુઓએ એવો ધસારો કર્યો કે તે ઊતરી જ ન શકયો ! મીલોમાં બે દિવસની સળંગ રજાઓ પડેલી એટલે મીલ-

મજૂરો વતન જવાને ઊપડેલા, અને પ્લેટફોર્મ ઉપર તો મોટો મેળો જામી ગએલો.

ગિરીશ મુશ્કેલીમાં પડ્યો. બિસ્તર લઇને બારણા તરફ જઇ શકાય એવી પણ સ્થિતિ નહોતી. બેઉ બાજુનાં બારણાં પકડીને ડબ્બાના બહારના પાટિયા ઉપર ત્રણ ત્રણ ઉતારુઓ ગોઠવાઇ ગયા હતા, ત્યાં બારણું ઉઘાડવું કેવી રીતે? ગિરીશ માનતો હતો કે પોતાનો નાનો ભાઇ મંજુલ કદાચ પોતાને લેવા સામો આવ્યો હોય, પરંતુ આ ગીર્દીમાં મંજુલનો પત્તો ક્યાંથી મળે, અને મંજુલ આવ્યો હોય તો તેને પોતાનો પત્તો પણ ક્યાંથી મળે!

વખત જવા લાગ્યો અને ગિરીશ ગુંચાવા લાગ્યો. છેવટે ગોવિંદે કહ્યું: "ગિરીશભાઇ! બારણું ઉઘાડી બહાર જવાનો વિચાર છોડી દો. તમે આ બારીમાં થઇને બાહર નીકળી જાઓ, પછી હું તમને તમારો સામાન આપીશ તે ખેંચી લેજો."

ખરેખર ગિરીશને તેમજ કરવું પડ્યું. ઉતારુઓએ તેને બારી સુધી જવા દીધો એ પણ તેમનો નાનોસૂનો ઉપકાર નહોતો.

બહાર નીકળતાં તેણે કૂલી માટે ચોમેર દૃષ્ટિ ફેરવી, પણ ઉતારુઓના પૂરની સાથે અફળાઈને દૃષ્ટિ પાછી પડતી હતી.

છેવટે ટ્રેન ઊપડી, ગિર્દી ઓસરવા લાગી, ત્યારે કૂલી મળ્યો, તે પણ બે દાગીના ઉપાડવાના આઠ આનાની કિંમતે! મંજુલનો તો પત્તો જ નહોતો.

બહાર નીકળી તેણે ભાડાની ગાડી ઠરાવવા માંડી. "માંડવીની પોળે જવાના અઢી રૂપિયા" સાંભળીને તે બોચી ખજવાળવા લાગ્યો, ત્યાં તો એક ઠાકરડો અને ઠાકરડી આવ્યાં અને સરસપુર જવાના સાડાત્રણ રૂપિયા ઠરાવીને બેસી ગયાં, જ્યારે ગિરીશ મ્હોં વિકાસીને જોઇ રહ્યો.

"મોટા ભાઈ! હું આવ્યો છું." મંજુલની બૂમ સાંભળીને ગિરીશે પાછું વાળી જોયું.

મંજુલની સાથે મંજુલનો મિત્ર મંગળદાસ પણ હતો. મંગળદાસે આંખો વડે ગિરીશનો સત્કાર કર્યો.

મંજુલ બોલ્યોઃ "ભાઇ! ગાડી જ કરી લઈશું ને?"

"હા, હા, ગાડીના ભાવોય ખૂબ વધી ગયા લાગે છે."

મંજુલ બે રૂપિયે ગાડી ઠરાવી લાવ્યો અને ત્રણે જણ અંદર બેઠા. પોળમાં ગાડી મંગળદાસના ઘર પાસે આવતાં જ થોભી અને મંજુલ બોલ્યોઃ "ભાઇ! તમારે અહીં ઊતરવાનું છે."

"કેમ?"

"તમે ઊતરો તો ખરા, હું કહું છું."

ગિરીશ ઊતર્યો અને મંજુલની સામે જોઇ રહ્યો. મંજુલ બોલ્યોઃ "તમે મંગળદાસની સાથે તેને ઘેર જાઓ. મારાં ભાભી ગઈ કાલે ગુજરી ગયાં છે; તમે સ્નાન કરીને પછી ઘેર આવજો. હું સામાન ઘેર લઈ જઉં છું."

ગિરીશ એ સાંભળી સ્તબ્ધ બની ગયો.



## [૨] . . . . . . . . . . ગિરીશ અને તનસુખ

પત્નીના મૃત્યુના સમાચાર સાંભળીને ગિરીશ સ્તબ્ધ બની ગયો ખરો, પોતે છૂટીને આવ્યો છતાં પત્ની સાથે છેલ્લી મુલાકાત પણ ન થઇ તેથી તેને દિલગીરી થઇ ખરી, સ્નાન કરીને ઘેર જતાં પિતાનું અને માતાનું મ્લાન વદન જોઇને તેની આંખો ભીની થઇ ખરી, પરન્તુ એકાદ કલાકમાં જ એ દર્દ તેને કોઠે પડી ગયું, ત્યારે તેને લાગ્યું કે પત્ની ગઇ અને ગળે વળગેલી એક તોક ગઇ; હવે દેશસેવા માટે બલિદાન આપવાનો તેનો માર્ગ કોઇ રુંધી શકશે નહિ.

રાત્રે તેના પિતા કેવળચંદ કાપડિયાએ તેને એકાંતમાં બોલાવીને કહ્યુંઃ "જો, વેવીશાળનાં કહેણ આવે છે..." કે તુરત તે બોલ્યોઃ "પિતાજી! મારે હવે લગ્નની ઉપાધિમાં પડવું જ નથી."

કેવળચંદને હસવું આવ્યું: " ગાંડો થયો ? ઠીક, તાજો ઘા છે તે ના ભુલાય એ હું સમજું છું...બે ચાર દિવસ પછી વાત."

એ 'નવી તોક' ગળે વળગાડવાની અનિચ્છા હોવા છતાં ગિરીશ તે વિશેના વિચારોમાંથી મુક્ત રહી શક્યો નહિ.

પોતે હાઇસ્કૂલમાં ભણતો હતો તે જ વખતે પિતાએ કરી રાખેલા વેવીશાળથી તેને પછીથી પરણવું પડ્યું હતું. તે વખતે તે કોલેજના પહેલા વર્ષમાં ભણતો હતો. ગોમતી ભલી–ભોળી છોકરી હતી, થોડું ગુજરાતી ભણી હતી, આંખે–નાકે નમણી અને દેખાવડી હતી, કુટુંબસંસ્કારથી પતિભક્તિના પાઠ ભણેલી હતી, હેતાળ પણ હતી; નવદાંપત્ય તો નવા મધ જેવું જ મિષ્ટ હોય ને ? એટલે ગોમતી સાથેનો સહવાસ ગિરીશને એકાદ વર્ષ સુધી તો મીઠો લાગ્યો, પરન્તુ ત્યારપછી મિઠાશ ઉત્તરોત્તર ઓછી થવા લાગી હતી.

ગિરીશ ગ્રેજ્યુએટ થયો; ગોમતી તેના બૌદ્ધિક જીવનમાં સહચાર આપવા ક્યાંથી સમર્થ હોય ? દેશ અને દુનિયાના નવા વિચારોથી ભરેલા વાતાવરણના ઉચ્છ્વાસ ભરતા પતિને રસોડાની રાણી બનેલી ગોમતી ક્યાંથી આનંદ આપી શકે ? દેશમાં ચાલી રહેલા રાષ્ટ્રીય અને સામાજિક આંદોલનમાં રંગાતો ઉત્સાહભરિત યુવક એ જુનવાણી પત્નીને જોઇને નિસાસા નાંખે તેમાં શી નવાઇ ? લડતમાં જવાની ગિરીશની વાત સાંભળતાં જ આંખોમાં આંસુ આણુતી ગોમતીનો ચહેરો તો ગિરીશને અનેક વાર સાંભરતો હતો અને તેને એ પોચી બૈરી ઉપર ગુસ્સો ઊપજતો હતો. પત્ની પ્રત્યેની ગિરીશની ઉપેક્ષાવૃત્તિ આ રીતે ઘડાઇ હતી.

અને જો ગોમતીને ઈશ્વરે રક્તક્ષય દ્વારા પોતાની પાસે બોલાવી લીધી હતી તો જેવી ઈશ્વરની ઇચ્છા; પરન્તુ ગિરીશ હવે બીજી 'ગોમતી'ને પત્નીસ્થાને વિરાજેલી જોવાનું સહી શકે તેમ નહોતું.

પોતાની ન્યાત કેવા જૂનવાણી વિચારની હતી તે ગિરીશના ખયાલ બહાર નહોતું. શહેરનાં કુટુંબો તો કાંઇક ઠીક હતાં, પણ

ગામડાંમાં પડેલો ન્યાતનો વિસ્તાર તો એવો પછાત અને અભણ હતો કે તેમને કોઇ વાણિયાની ન્યાતનાં માને જ નહિ. પોતા જેવા ગ્રેજ્યુએટ માટે પિતાજી ગામડાની કન્યા પસંદ ન જ કરે એની ગિરીશને ખાતરી હતી, પરન્તુ શહેરનાં ન્યાતનાં ગણ્યાંગાંઠ્યાં કુટુંબોનેય ગિરીશ ક્યાં નહોતો પિછાણતો ? ઘણીય કુંવારી છોકરીઓને પણ તે ઓળખતો હતો, અને તેઓ બધી થોડા ફેરફાર સાથે ગોમતીના બીબામાં જ ઢાળેલી હતી. ઇશ્વરની ઇચ્છાથી એક તોક ગળેથી છૂટી, અને વળી પુનઃ બીજી ગોમતીની તોક વળગાડવા ગિરીશ કોઇ રીતે ઇચ્છતો નહોતો.

ત્રણ–ચાર દિવસ ગયા અને પિતાએ ફરીથી વેવીશાળની વાત છેડી, ત્યારે ગિરીશે જવાબ આપ્યોઃ "મહિનો પૂરો થશે એટલે મારે પાછું જેલમાં જવું પડશે. ત્યાંથી હું છૂટું ત્યાંસુધી તો મને જંપવા દો !"

"તારી ઇચ્છા હશે તો ગાંધીજી જેલમાંથી છૂટે નહિ ત્યાંસુધી લગ્ન નહિ કરીએ, પછી શું ?"

"ના, ના, એવું કશું કરવું નથી." ગિરીશે નજો જ વાર્યો.

ગોમતીનું દસમું ગયું તેને બીજે જ દિવસે ગિરીશ સમક્ષ એક આકર્ષક દરખાસ્ત રજૂ થઇ.

બી. એ. પાસ થએલી એક છોકરીનું કહેણ કેવળચંદ પાસે આવ્યું હતું. છોકરી તેની ન્યાતની નહોતી, પણ વણિક કોમની તો હતી જ; અને કેટલાય ન્યાતીલાઓ એવી કન્યાઓ પરણેલા હતા. ભાણાખપતી વણિક કોમની કન્યા પરણવામાં ન્યાતે બાધ રાખ્યો નહોતો. એ દરખાસ્તે ગિરીશની દાઢને સળવળાવી.

"હું એ કુટુંબને ઓળખતો નથી, કે મેં એ છોકરીને જોઇ નથી." ગિરીશે જવાબ આપ્યો.

"છોકરીને તો મેં ય જોઈ નથી; છોકરીને જોવા માટે તો તેમણે આમંત્રણ આપ્યું છે; પરન્તુ લગ્નમાં વિલંબ થઇ શકે

તેમ નથી. બાકી કુટુંબ સુખી અને સંસ્કારી છે એટલી માહિતી તો મને છે."

ગોમતી સાથેનો સંસાર ગિરીશને એક કજોડાનો સંસાર જ લાગ્યો હતો. વય અને રૂપનાં કજોડાં જ કાંઇ થોડાં હોય છે? ગુણુ અને ભણુતરનાં કજોડાં જ હવે તો કોયડારૂપ બની જાય છે. એવા કજોડાનો ભય આ નવી દરખાસ્તમાં નહોતો. પોતે ગ્રેજ્યુએટ હતો અને છોકરી પણુ ગ્રેજ્યુએટ જ હોય, તો પછી સંસારરૂપી નભોમંડળમાં બેઉ પંખીઓ પાંખમાં પાંખ ભેરવીને એકસરખી ઊંચાઇએ ઊડી શકે એમાં જરાયે સંશય નહોતો. ગ્રેજ્યુએટ પત્ની પતિના ઉચ્ચ વિચારો ઝીલવા સ્વાભાવિક રીતે શક્તિમાન જ હોય. તેનામાં કાંઇ ઊણુપ હોય તો તેને નિવારીને જેવો ઘાટ આપવો હોય તેવો સહેલાઇથી આપી શકાય. એ કાંઇ ગોમતીના જેવી ન હોય કે જે એ–બી–સી–ડી ઘેર શીખતાંય કંટાળી ગઇ હતી.

એ વિચારને અંતે ગિરીશે પિતાને જવાબ આપ્યો: "ઠીક, જોઇશું."

"એમાં જોઇશું શું? તું કહે તો કાલે આપણે છોકરીને જોઇ આવીએ."

"તમે કહો છો કે તમને કુટુંબની માહિતી તો છે જ."

એ પ્રત્યુત્તરનો મર્મ સમજીને કેવળચંદે કહ્યું: "હા, કુટુંબની માહિતી મને છે. માત્ર છોકરીને જોવાની છે, તે તો તું એકલો જાય તોય ચાલી શકે."

"કોઇ તેડવા આવશે ને?"

"હા, હું તેના ભાઇને કહાવીશ, એટલે તે જરૂર આવશે."

"વારુ." ગિરીશે ટૂંકો જવાબ આપ્યો.

કેવળચંદે તુરત દુકાનના ગુમાસ્તા સાથે તનસુખલાલને ચિટ્ઠી લખી મોકલી અને બીજે દિવસે સવારે "વેલ, મિ. ગિરીશચંદ્ર! મઝામાં છો ને?" કહેતો તનસુખલાલ તેને તેડી જવા આવી પહોંચ્યો.

બેઉ વચ્ચે પહેલાંની ઓળખાણ નહોતી પરન્તુ આવા પ્રસંગમાં નવી ઓળખાણ પણ હિંમતપૂર્વક કરવાની હોય છે, એ તનસુખલાલ જેવો બી. એ. એલએલ. બી. વકીલ ન જાણે એવું થોડું જ છે? ગિરીશે વિનાસંકોચે જવાબ આપ્યો: "હા, પધારો."

"તમે મને પિછાણ્યો?"

"પરિચય તો નથી થયો, પરન્તુ પિછાણ માટે કાંઇ પૂર્વ પરિચયની હમેશાં જરૂર હોતી નથી." એમ કહી ગિરીશે મંદ સ્મિત કર્યું અને તનસુખલાલે તેને અટ્ટ હાસ્યથી ઝીલી લીધું.

કેવળચંદ શેઠ દુકાને ગયા હતા, એટલે એ બેઉની નવી ઓળખાણમાંથી વાતો ઠીક–ઠીક લંબાઇ.

"હું ધારું છું કે હું જ્યારે સીનિયર બી. એ. માં હતો ત્યારે તમે કોલેજમાં દાખલ થએલા, નહિ વારુ?"

"એમ તો કોલેજમાં હું બે વાર દાખલ થએલો. પહેલી વાર અસહકારની લડતમાં કોલેજ છોડેલી અને બીજે વર્ષે પાછો ફરી દાખલ થએલો."

"બરાબર; તમે પહેલી જ વાર કોલેજમાં આવેલા અને વિદ્યાર્થીઓની સભાઓમાં ભાષણો કરતા, તે વખતની વાત હું કરું છું."

"ત્યારે તો તમે બરાબર કહો છો."

"આ તો તમારો બીજી વારનો જેલનિવાસ હતો, ખરું ને?"

"જી હા. આ વખતે તો સરકારે મને નકામો પકડ્યો છે. પહેલી વારના આંદોલનમાં મેં ખૂબ ભાગ લીધેલો."

"સરકાર ખરેખર બેવકૂફ છે. શું એથી ચળવળ ભાંગી પડવાની હતી? અલબત્ત, હું અસહકારી નથી કે તમારી પેઠે ખાદી પહેરતો નથી, છતાં મારું અંતઃકરણ તો ગાંધીજી અને મહાસભાની સાથે જ છે. દેવાસ સ્ટેટમાં હું ન્યાયાધીશ હતો, ત્યાં ય કોઇક વાર ગાંધીવાદીઓ પોલીસની હડફેટે ચડી જતા અને મારે તેમને સજા ય કરવી પડતી, પરન્તુ એ બધું નાછૂટકે કરવું પડતું."

"હવે તમે અહીં જ રહો છે। ને ?"

"હા, શું કરું ? પિતાજી ગૂજરી ગયા, દેશી રાજ્યની નોકરીમાં કાંઈ સાર દેખાયો નહિ, એટલે અહીં આવીને પાછો પ્રેકટીસ કરું છું. ઠીક ચાલે છે...પણુ તમે હવે ઊઠશો ? બહાર ગાડી ખોટી થાય છે..."

ગિરીશની માતાએ આવી કહ્યું: "પણ આવ્યા છે। તો ચાહ તો પીતા જાએ। !"

"નહિ, નહિ, અત્યારે નહિ, વળી ઘણી વાર આવવાનું બનશે..." એમ કહેતાં તનસુખે ચાલવા માંડ્યું અને ગિરીશ પણુ તેની પાછળ ઊઠ્યો.

ગાડીમાં તનસુખે પોતાની વાક્છટાને વધારે બહેલાવી. આ વખતે તેનો વાણીપ્રવાહ પોતાના ધંધા તરફ નહિ, પણ પોતાની બહેનની કાૅલેજમાંની તેજસ્વી કારકીર્દી તરફ વળ્યો હતો.

"મારા પિતાજી તો માત્ર મેટ્રિક સુધી ભણેલા અને સરકારી નોકરીમાં આસિસ્ટંટ કલેકટરના હોદ્દા સુધી ચડેલા, પણુ તેમને કેળવણી ઉપર બહુ પ્રેમ. અમને બેઉ ભાઇબહેનને તેમણે ગ્રેજ્યુએટ બનાવ્યાં, ત્યારે જ તેમને સંતોષ થયો. પિતાજી ગૂજરી ગયા ન હોત તો મારી બહેન તો આજે કદાચ એમ. એ. ની ટર્મ્સ ભરતી હોત."

"બી. એ. માં એમણે કયા વિષયો લીધેલા ?"

"ફીલોસોફી (તત્ત્વજ્ઞાન) અને લોજિક (તર્કશાસ્ત્ર). પણુ એનું વાચન કાંઈ અભ્યાસનાં પુસ્તકોમાં જ થોડું બંધાઇ રહ્યું છે ? સાયન્સ (વિજ્ઞાન)ની પણ અનેક શાખાઓનું લિટરેચર (સાહિત્ય) તેણે વાંચી નાંખ્યું છે."

ગિરીશ ચકિત દૃષ્ટિએ સાંભળી રહ્યો.

તનસુખ તેના મન ઉપર વિશેષ છાપ પાડવાને બોલ્યો : "બાયોલોજી (જીવશાસ્ત્ર) માં પણુ તેને પુષ્કળ રસ છે. ઘરમાં તેણે એ વિષયનાં પુસ્તકોની નાનીસરખી લાયબ્રેરી ખડી કરી દીધી છે.

મારા પિતાજીની બદલી છેલ્લે-છેલ્લે પૂના થયેલી એટલે બી. એ. ની ડિગ્રી તેણે પૂનાની ફરગ્યુસન કૉલેજમાં લીધેલી. મને યાદ છે કે એકાદ પ્રાઈઝ (ઇનામ) પણ તેને મળેલું, પણ પ્રાઇઝનું નામ મને યાદ રહ્યું નથી."

"અભ્યાસ તો તેજસ્વી ખરો..."

તનસુખે વાત ચાલુ જ રાખી: "અમારી ન્યાત રહી નાની અને ભણતરને અનુકૂળ થાય એવા કેળવાયલા વરોનો બહુ તોટો, એટલે મારે બીજી ન્યાત તરફ વળવું પડે છે; અને મિસ્તર ગિરીશચંદ્ર! ન્યાત-બ્યાતમાં મને બહુ શ્રદ્ધાય નથી...ન્યાત તો બાપના કૂવામાં બૂડી મરવા જેવી વાત છે. એ કૂવામાં હું મારી ગ્રેજ્યુએટ થએલી બહેનને આંખો મીંચીને હોમું એવો નાલાયક નથી. મારા આવા વિચારો તમને નાપસંદ તો નથી ને?"

"જરાએ નહિ. દેશના વાતાવરણથી અજાણ કોઈ બેવકૂફ માણસ હોય, તે જ ન્યાતનાં બંધનોને ચલાવી લે. હું પણ તમારા જ મતનો છું." ગિરીશે પોતાના દિલની વાત જ કહી.

"થેંક યુ! આપણા વિચારના સામ્યથી મને એટલો સંતોષ થયો છે કે જેટલો સંતોષ તમે ગ્રેજ્યુએટ છો તેટલી માહિતી ઉપરથી થયો નહોતો. વારુ, તમે પેરોલ પર છૂટેલા છો, નહિ વારુ?"

"હા, પંદર દિવસ તો થવા આવ્યા."

"કશી ફીકર નહિ. વાજબી કારણસર પેરોલની મુદત લંબાવી શકાય છે."

ગિરીશ મૂગો રહ્યો.

ગાડી એલિસબ્રિજ પાર કરીને સરખેજ રોડ ઉપર આગળ વધતી હતી. તનસુખે બહાર દૃષ્ટિ કરીને આંગળી કરતાં કહ્યું: "આપણે હવે આવી પહોંચ્યા છીએ. પેલો આસમાની રંગનો છે તે જ અમારો બંગલો. શહેરમાં તો અમારું એક ઘર છે, પણ તે ભાડે આપીને પિતાજી આ બંગલો બંધાવીને રહેતા હતા. એક વાર

ખુલ્લી હવામાં રહ્યા, એટલે પછી શહેરમાં રહેવા જવાનું ગમતું નથી. બંગલો વિશાળ છે, પિતાએ તે પાછળ ચાળીસ હજાર ખર્ચેલા અને આજે તો પોણો લાખ ઊપજે; ધારીએ તો થોડા રૂમ્સ ભાડે આપી શકાએ, પરન્તુ મને એ પસંદ નથી. તમે રહો છો તે ઘર... ”

“ એ અમારું બાપીકું ઘર. અમે પણ વાડજ તરફ જમીન લીધેલી છે, પણ બંધાવવાની શરુઆત કરતાં પહેલાં લડાઈ ફાટી નીકળી એટલે વિચાર બંધ રાખ્યો. ”

ગાડી થોભી અને બેઉ જણ ઊતરી પડ્યા. બંગલામાં પ્રવેશતાં જ તેણે પત્નીને હાક મારી : “ અરે તરલા ! તારિકા ક્યાં છે ? ”

અંદરથી તારિકાએ જ જવાબ આપ્યો : “ હું સ્ટડીરૂમમાં બેઠી છું, ભાઈ ! ”



## [ ૩ ] . . . . . . . . . . . . . પરસ્પર સંમતિ

પુસ્તકોથી ભરેલાં કબાટો અને શેલ્ફ (ઘોડા)ની વચ્ચે એક ગોળ મેજની બાજુમાં ખુરસી પર બેસીને કોઈ પુસ્તકનાં પાનાં ફેરવી રહેલી, આછી કાળી કિનારની સફેદ મજલીનની સાડી પહેરેલી, વેણીમાં ઘાલેલા એક સુંદર ગુલાબના પુષ્પ સિવાય કશા પણ અલંકાર વિનાની અને આંખોને તેજથી અંજાઈ જતી બચાવવાને પહેરેલાં આછા આસમાની રંગના ગોગલ્સ ધારણ કરેલી, એવી એ ગૌરવર્ણીય સુંદરી મહેમાનને માન આપવાના હેતુથી પુસ્તકને બાજુએ મૂકીને ઊભી થઇ અને ગિરીશે માત્ર એક જ ક્ષણમાં તેને પોતાની આંખોમાં ભરી લીધી. તનસુખે એક ખુરશી ખેંચી લાવી તેને બેસવા કહ્યું, પોતે પણ બીજી ખુરશી પર બેઠો અને પછી તારિકા પોતાની ખુરશી પર બેઠી.

કૉલેજમાં અભ્યાસ કરતી વખતે સહાધ્યાયિની છોકરીઓને જોઇને પોતાની પરિણીત અવસ્થાને શાપ આપતો ગિરીશ જે અભિલાષો કરતો હતો, તે અભિલાષો હવે પૂરા થવાનો વખત આવ્યો, એવી એક કલ્પના તેના ચિત્તમાં આવી અને ચાલી ગઈ. ક્યાં ગોમતી અને ક્યાં તારિકા! બેઉની વચ્ચે હજારો ગાઉનું અંતર હતું અને તેટલું જ લાંબુ અંતર પોતાની અને પોતાના અભિલાષની પૂર્તિની વચ્ચે આજસુધી હતું તે હવે કપાઇ ગયું હતું.

ગિરીશને દેખાવે તો તારિકા અાઢાર–ઓગણીસ વર્ષની લાગી, પરંતુ તેણે બી. એ. ની પરીક્ષા પસાર કરી હતી એટલે તે એક-વીસ વર્ષથી ઓછી વયની તો ન હોય. વસ્ત્રો ઉપરથી તેને સાદાઈ ગમતી હશે એવું ગિરીશે અનુમાન કર્યું, જો કે સાદાઇના સાચા પ્રતીકરૂપ ખાદી તે પહેરતી નહોતી. પરંતુ પોતાની પ્રતિજ્ઞા બીજાઓ ઉપર લાદવાની ઇચ્છા કરે તેવો અસહિષ્ણુ ગિરીશ નહોતો. એટલે તારિકા તેની પોતાની પસંદગીનાં કપડાં પહેરે તે સામે ગિરીશને લેશ પછી પણ વાંધો ન હતો, જોકે તેને એવી અભિલાષા હતી કે પોતે તારિકાને ધીમેધીમે ખાદીના પહેરવેશ તરફ વાળી શકશે. અભણ માણસને કોઈ નવા વિચાર તરફ વાળવામાં તેનું અજ્ઞાન વિઘ્નરૂપ બને છે, પરન્તુ ભણેલા માણસને સમજાવીને નવી દૃષ્ટિ દિશાએ વાળવામાં એવી મુશ્કેલી પડતી નથી એ ગિરીશ સારી પેઠે સમજતો હતો.

એક બાજુએ ગિરીશનો એ વિચારપ્રવાહ વહી રહ્યો હતો અને બીજી બાજુએ તનસુખ એ પ્રસરી રહેલા મૌનનો ભંગ કેવી રીતે કરવો તે વિચારતો હતો. તત્ક્ષણ તેને ખયાલ આવતાં તે બોલ્યોઃ "તારિકા! મેં તને વાત કહી હતી ને, તે જ આ ગિરીશચંદ્ર."

"હા, હા, થોડા દિવસ પહેલાં જ જેલમાંથી છૂટીને આવ્યા છે તે!" અને મંદ સ્મિત કરતાં તેણે ગિરીશ સામે જોઈ પ્રશ્ન કર્યોઃ "'સી' વર્ગના જ કેદી હતા ને?"

તેવું જ મંદ સ્મિત કરી ગિરીશે જવાબ આપ્યો: " હવે તો બધાય 'સી' વર્ગના કેદી તરીકે જ રહી શકે છે. મહાસભાનો પણ એવો આદેશ છે. "

" અને સરકાર કોઈને 'એ' કે 'બી' વર્ગમાં મૂકે તો ? "

" તો મહાસભાવાદી કેદીએ જેલર પાસે 'સી' વર્ગ માંગી લેવો જોઈએ. "

" દેશની રાષ્ટ્રીય સંસ્થાને છાજે તેવો જ એ પ્રિન્સિપલ (સિદ્ધાંત) છે. " તારિકાએ અભિપ્રાય આપ્યો અને ગિરીશને એના એ શબ્દો ખૂબ ગમ્યા.

" અરે તરલા ! " બૂમ મારતો તનસુખ ઊઠ્યો: " ભૂલી ગઈ કે શું ? " અને તે બહાર ચાલ્યો.

એકાંત મળતાં ગિરીશે હવે તારિકાને પ્રશ્ન કર્યો: " તમે બી. એ. થયાને કેટલો વખત થયો ? "

તારિકાએ ગોગલ્સ ઉતારીને મેજ પર મૂકતાં કહ્યું: " દોઢ-બે વર્ષ થયાં હશે. અને તમે ક્યારે બી. એ. થયા ? "

" સાડત્રીસમાં એટલે પાંચ-છ વર્ષ થયાં; પણ મારા ને તમારા વિષયો તદ્દન જુદા; તમે ફિલોસોફી અને લૉજિક લીધેલું, મેં હિસ્ટરી અને ઇકોનોમિક્સ. "

તારિકાએ સસ્મિત વદને પૂછ્યું: " મારા વિષયો તમે ક્યાંથી જાણો ? "

" તમારા ભાઇએ જ કહેલું. "

" એમ કે ? ત્યારે તેમણે તમને બહુ-બહુ કહ્યું હશે. ભાઈ જરા બોલકા છે, વકીલ ખરા ને ? "

" તે ખોટું શું છે ? તમને પૂછવાની એટલી તકલીફ ઓછી. હવે આપણે સીધી વાત પર આવીએ તો ? "

" સીધી વાત એટલે ? "

"સીધી વાત એટલે એ જ કે મુરબ્બીઓએ તો આપણો પરસ્પર પરિચય કરાવી આપ્યો, પછીની વાત આપણે જ વિચારવાની રહે છે ને?"

"હા, આપણે જ વિચારવાની."

"તો હવે આપણે વિચારીએ."

"ભલે."

હવે એ વિચારવાની કેવી રીતે શરુઆત કરવી તેની મૂંઝવણમાં ગિરીશ પડ્યો અને બે મિનિટ એકસરખા મૌનમાં ચાલી ગઈ. તનસુખલાલ જો આવી પહોંચે તો કદાચ સીધી વાતચીત મુશ્કેલ બની જાય.

જેટલું પોતે તારિકા વિષે જાણી ચૂક્યો હતો, તેટલું પોતા વિષે તારિકા પણ જાણતી જ હશે એ વિષે તો ગિરીશને શંકા નહોતી. પરન્તુ એક બીજા સંબંધી માહિતી કે પરસ્પર ઓળખાણ એટલું જ કેળવાયલાં પાત્રોના લગ્ન માટે પૂરતું મનાતું નથી; એક-બીજાના સ્વભાવ, ગમા–અણગમા, લગ્નના હેતુ વિષેના વિચારો એ બધું ય જાણવાની કેળવાયલાં પાત્રો જરૂર માનતાં હોય છે. કેળવાયલા યુવક કરતાં કેળવાયલી યુવતીને એ જરૂર વધારે લાગે છે એટલે સીધી વાતચીત કરવાથીય તારિકા તુરત જ જવાબ આપી દેશે કે કેમ એ ગિરીશ માટે એક વિચારણીય પ્રશ્ન હતો. છોકરીઓ યુવકો સાથે વિશેષ હરેફરે છે અને ખૂબખૂબ વાતો કરે છે તેની પાછળ એ યુવકોના વિચારો સ્વભાવ ઇત્યાદિ જાણી લેવાનો જ તેમનો હેતુ હોય છે અને તે જાણ્યા પછી જ કોઈ યુવકને યુવતી છેલ્લી વારની પસંદગી આપી તેને પરણી જાય છે એવું ગિરીશે અનેક દાખલાઓમાં જોયું હતું. પોતાના વિશેષ પરિચયની અપેક્ષા રાખીને તારિકા જવાબ આપવાની મુદત પાડે તો એમાં નવાઈ પણ નહોતી.

આ કાંઈ પોતાની ન્યાતમાં થતા જૂનવાણી પ્રકારનું વેવીશાળ નહોતું કે વડીલો બોલ્યા એટલે પત્યું. એ જ રીતે તનસુખલાલે કહેણ

મૂક્યું અને પિતાજીએ એ કહેણના જવાબમાં પોતાને કન્યા જોવા મોકલ્યો, એ ઉપરથી એમ માની લેવાનું નહોતું કે પોતે તારિકાને પસંદ હતો અને તારિકા પોતાને પસંદ હતી. પસંદગીનો નિશ્ચય તો પોતે બે જણાંએ જ કરવાનો હતો અને વડીલોના યત્નો તો કેવળ ઇન્ટ્રોડક્ટરી–પ્રાસ્તાવિક જેવા જ હતા. એટલે હરકોઈ પ્રકારનો જવાબ તો ગિરીશને તારિકાની પાસેથી જ મેળવવાનો હતો અને એ જવાબ મેળવવાને તેને ઘટતો પ્રશ્ન કરવાનો હતો.

તેણે મનમાં બરાબર શબ્દો ગોઠવીને પૂછ્યું: "તો મારે તમને એ જ પૂછવાનું છે કે આપણે જીવનમાં જોડાઈ શકીએ એમ તમને લાગે છે?"

આછું સ્મિત કરી, આંખો નીચી ઢાળી, તારિકાએ સામું પૂછ્યું: "તમને કેમ લાગે છે?"

"મને તો કશો વાંધો જણાતો નથી." ગિરીશે એ શબ્દોમાં પોતાની પસંદગી જાહેર કરી.

હવે તારિકાએ જવાબ આપવાનો હતો. સ્વાભાવિક રીતે તો એનું ભણેલું–ગણેલું મન પૂર્વપરિચય વિના, હૃદયના પ્રેમની ઉષ્મા પ્રકટ્યા વિના, જીવનસાથીના આંતર ગુણદોષ જાણ્યા વિના એકદમ લગ્નની હા પાડવા તૈયાર થાય જ નહિ. પહેલાં પણ પોતાના પિતાની સૂચનાથી કે પોતાની મેળે જ્યારે આવા પરિચયો કર્યા હતા ત્યારે તેણે તત્કાળ નિશ્ચય જણાવ્યો નહોતો. અરે, એક પ્રસંગમાં તો તેણે પહેલાં હા કહીને પાછળથી ના કહી હતી, જોકે તે વાત બહુ થોડા માણસો જાણતા હતા. પરન્તુ હવે વસ્તુસ્થિતિએ પલટો લીધો હતો. પિતાજી અવસાન પામ્યા હતા, પોતે ઘેર એકલી હતી એટલે ભાઈએ નોકરી છોડી કુટુંબ સાથે અમદાવાદમાં રહેવા માંડ્યું હતું, પિતા તેને લગ્ન માટે આગ્રહ કરતા હતા તે કરતાં ભાઈ–ભાભી તેને વધારે તીવ્ર આગ્રહ કરતાં હતાં, એટલે તેનેય હવે એમ લાગતું હતું કે પસંદગી માટે ઝાઝી ચિકાશ કર્યા વિના જીવનસાથી મેળવી

લેવો એ ઠીક છે અને વધતી જતી ઉંમરની સાથે વધતા જતા લોકાપવાદમાંથી બચવા માટે ઉતાવળ કરવી એ જ ઈષ્ટ છે: આ વિચારસરણીને અંતે તારિકાએ જવાબ આપ્યો:

"જો તમને વાંધો નથી, તો મનેય વાંધો નથી, પણ..."

ગિરીશના કાન વધુ સાંભળવાને તીવ્ર બન્યા. તેની આંખોની અદાએ મૂગો પ્રશ્ન કર્યો: "પણ શું?"

"આપણે પહેલાં 'મેરેજ બાય રજીસ્ટ્રેશન' (નોંધણીદ્વારા લગ્ન) કરીએ અને પછી અનુકૂળતાએ હિંદુ વિધિ મુજબનું લગ્ન કરી લઈએ તો કેમ?"

"ઓહો! આઇ લાઈક ઈટ (મને તે પસંદ છે.) ગાંધીજીના એક પુત્રે પણ એ જ રીતે લગ્ન કરેલું તે તમે જાણતાં હશો."

"એવી રીતે ઘણાંય લગ્નો થાય છે, પરન્તુ 'રજીસ્ટર્ડ મેરેજ'ની અગત્ય લોકો સમજતા નથી એટલે તેઓ ઊલટા તેની ટીકા કરે છે."

"એવી ટીકાને હું ગણકારતો નથી, અને હું તથા તમે એ પદ્ધતિથી જીવનમાં જોડાવાનો નિશ્ચય કરીએ તો આપણાં વડીલોનેય તેમાં સંમતિ આપ્યે જ છૂટકો છે."

"તમારાં વડીલો તેમાં સંમતિ આપશે ખરાં?"

"એમાં શંકા શી?"

"મને શંકા રાખવાનું કારણ ખાસ તો કશું નથી, પરન્તુ કેટલાંક વડીલો જૂના વિચારનાં હોય છે અને તેમના નવા વિચારના પુત્રો છેવટે વડીલોને વશ રહીને ઈષ્ટ વાતને પણ માન્ય રાખવામાં આનાકાની કરે છે એવું કોઇ વાર મારા જોવામાં આવ્યું છે."

તારિકા જાણે સ્વાનુભવની વાણી બોલતી હોય એમ ગિરીશને લાગ્યું, પરન્તુ આ યોજનામાં તો પોતાનાં વડીલોને ખાસ વાંધો લેવા જેવું કશું હતું જ નહિ. હિંદુ પદ્ધતિનું એક જ લગ્ન કરવાને બદલે બે પ્રકારનું લગ્ન કરીને પોતે એક સુશિક્ષિત યુવતી સાથે જોડાય તેમાં વડીલોને વાંધો શો હોઈ શકે?

અને ગિરીશને પોતાના પિતાના વિચારોની માહિતી પણ હતી. કેવળચંદ કાપડિયા પહેલાં તો બીજા વેપારીઓ જેવા જ હતા, પરન્તુ એક વાર મસ્કતી મારકીટમાં સરદાર વલ્લભભાઈએ દેશ ઉપરના ખાદીના ઉપકાર ઉપર ભાષણ કર્યું હતું, ત્યારથી તે તદ્દન બદલાઈ ગયા હતા. ત્યારથી તેમણે ખાદી પહેરવા માંડી હતી, દેશ માટેના ફંડફાળામાં ગજા પ્રમાણે પૈસા આપવા માંડયા હતા અને નવરાશને વખતે ગાંધીજીની આત્મકથા પણ વાંચતા હતા. આ વખતે જ્યારે ગિરીશને જેલમાં જવાનું ફરમાન આવ્યું ત્યારે પિતાએ હિંમત-ભેર તેના કપાળમાં કંકુનો ચાંદલો કરીને પોલીસ સાથે વિદાય કર્યો હતો. તેથી ઊલટું જ્યારે ગિરીશ પહેલી વાર પકડાયો ત્યારે તેમણે તેને માફી માંગી છૂટી જવા કેટલુંય દબાણ કર્યું હતું અને નાની ઉંમરે આવાં તોફાનો કરવા માટે ઘણું ઘણું સંભળાવ્યું હતું. પિતામાં થયેલો આ પલટો ગિરીશને ખાતરી આપતો હતો કે જે પ્રકારના લગ્ન માટે ગાંધીજીએ પોતાના પુત્રને સંમતિ આપી હતી, તે પ્રકારના લગ્ન માટે પોતાના પિતા પોતાને પણ સંમતિ આપ્યા વિના રહેશે નહિ.

એટલે ગિરીશે સહજ હસીને જવાબ આપ્યો: "વેપારી વર્ગ જૂના વિચારનો ગણાય છે ખરો, પરંતુ મારા પિતાજી તેવા નથી; છતાં માની લો કે તેમની સંમતિ ન મળે તોપણ તેથી મારો નિશ્ચય તો અડગ જ રહેવાનો—અલબત્ત, એવા જ તમારા અડગ-પણાની મારે આશા રાખવાની રહી."

"બ્રેવો! (સાબાશ!) હવે મારે તમને કે તમારે મને કશું પૂછવાનું કે કોઇને કશા જવાબો આપવાનું બાકી રહેતું જ નથી. હવે તો તમારું નિશ્ચયબળ અને તમારો ખાદીનો પહેરવેશ મારા તરફનું રિસ્પેક્ટ (માન) માંગી લે છે."

એ જવાબ સાંભળવાથી જે આનંદની લહરિ માણવાની ગિરીશને મળી, અને તારિકા પ્રત્યેના મનના ખેંચાણમાં જે ઊભરો

ચચ્ચો તેનું ખરું સંવેદન થયા પૂર્વે તો ચાકર એક મોટી ટ્રેમાં ચાહની કિટલી, રકાબી–પ્યાલા અને નાસ્તો લઇને આવ્યો. પાછળ તનસુખ અને તરલા પણ આવ્યાં. તનસુખે ગિરીશ તથા તારિકાના વદન પરનો અવિકૃત આનંદ માપી લીધો અને અનેક નિષ્ફળ યત્નો પછી આદરેલા એક વધુ યત્નની સફળતાથી ઊપજતો આનંદ તેના અંતરમાં પણ પ્રસરી ગયો.



## [૪] . . . . ગોવિંદના પિતાનો વેપાર

ગોવિંદ પેરોલ પર છૂટીને ઘેર આવ્યો, ત્યારે માતાની તબિયત જોતાં તેના મનમાં પ્રશ્ન થયો કે કેવળ હાડકાંનો માળો બની રહેલા એ શરીરમાં જીવ કેવી રીતે ટકી રહ્યો હશે. પુત્રને જોઇને ગંગાબાને ખૂબ હરખ થયો. એ દિવસથી તો તેમણે દૂધની કાંજી પીવાનું પણ છોડયું હતું પરન્તુ ગોવિંદને જોઇને તેમના શરીરમાં એટલી સ્ફૂર્તિ આવી કે અર્ધો શેર દૂધની કાંજી પુત્રને હાથે તે એકસામટી પી ગયાં. બીજા દિવસથી તેમનું શરીર પાછું કથળ્યું, અશક્તિ વધી ગઇ અને ત્રીજે દિવસે તો તે પરલોકવાસી થયાં, ત્યારે ગોવિંદને સમજાયું કે કેવળ પુત્રનું મ્હોં જોવા જ એ વત્સલ માતા ખોળિયામાં પ્રાણને ટકાવી રહી હતી.

ત્રણ દિવસ માતાની સેવામાં કેવી રીતે ચાલ્યા ગયા તેની ગોવિંદને ખબર પણ પડી નહિ, પરન્તુ ચોથો દિવસ તેને જાણે કરડવા લાગ્યો.

તેના પિતા તુલસીદાસ પટેલની ઢોરાંના ખોરાકની વસ્તુઓની દુકાન હતી. પહેલાં તો એ દુકાનના મેડા ઉપર ગોવિંદ પોતાનું નાનુંસરખું ખાદીકાર્યાલય ચલાવતો, પરન્તુ તે અત્યારે બંધ હતું. વખત ગાળવા તે પિતાની દુકાને જઇ બેસતો, પિતાના કામમાં રસ

લેવા મથતો, પરન્તુ તેને ગોઠતું નહિ, અને આમ–તેમ આંટાફેરા ખાઇને માંડમાંડ તે દિવસ પૂરો કરતો.

માતાના મૃત્યુ પછીની ઉત્તર ક્રિયામાં થોડા દિવસ ગયા, ત્યારપછી પિતાએ તેની પજવણી શરુ કરી: " જો, હવે જમના બિચારી ઘરમાં એકલી રહી. નાનું છોકરું કહેવાય, તેને રાંધતાં ફાવે–ન ફાવે, તોય આપણા ભાણામાં રોટલો મૂક્યા વિના કાંઇ તેનો છૂટકો છે? એટલે હવે ઘરમાં માણસ વિના ન ચાલે. તારી ટેક–બેક હવે નહિ ચાલે, પરણ્યા વિના તારો છૂટકો નથી."

ગોવિંદને પિતાની આ વાત પજવણી જેવી જ લાગતી. પોતાને પચીસ વર્ષ પૂરાં ન થાય અને પોતાની ભાવિ પત્નીને અઢાર વર્ષ પૂરાં ન થાય ત્યાંસુધી લગ્ન નહિ કરવાનો અને બ્રહ્મચર્ય પાળવાનો તેનો નિશ્ચય હતો એ જાણવા છતાં પિતા તેને રાંધી ખાવાની મુશ્કેલીને કારણે જ પરણી લેવાનું કહેતા હતા તે શું પજવણી નહિ? તેનું વેવીશાળ કરેલું હતું. જેવી રીતે પોતાને પચીસ વર્ષ પૂરાં થવાને બે વર્ષની વાર હતી, તેવી રીતે કન્યાને પણ અઢાર વર્ષ પૂરાં થવાને બે વર્ષની વાર હતી. જે લગ્ન ઉપર ભાવિ જીવનનો અને જીવન દરમિયાનના આરોગ્યનો આધાર રહેલો છે તે લગ્ન માત્ર ઘરમાં રાંધનારી લાવવા માટે કવખતે કરી લેવું તેનું નામ જ જૂનવાણીપણું. રોજરોજ પિતા લગ્નની વાત છેડતા, ગોવિંદ જવાબ આપતાં ગુંચવાતો અને મુંઝાતો. તેના મનમાં થતું કે હવે ક્યારે મહિનો પૂરો થાય અને હું યરોડાની જેલમાં જઇને પાછો બેસું!

પરન્તુ જેલમાં જઇ બેસવા પહેલાંના દિવસો જેમ તેમ કરી વીરમગામમાં વીતાવ્યે જ ગોવિંદનો છૂટકો હતો. તે દુકાને બેસતો, કાંઇ છાપાં કે પુસ્તકો વાંચીને વખત ગાળતો, પિતા ઘેર જમવા કે બજારમાં કાંઇ કામે જાય ત્યારે દુકાન જાળવતો અને કોઇ ઘરાક આવે તો તેને ખોળ, કપાસીઆ કે ગવાર તોળી આપતો. જૂના પરિચયને અંગે કોઇ કોઇ ઘરાકને તે ઓળખતો પણ ખરો. ઘરાકોમાં

મુખ્યત્વે ઢોર રાખનારા રબારી, ભરવાડ, ઠાકરડા અને ખેડૂતો હતા. ઘણાખરા તળપદ વીરમગામના હતા અને કોઇ કોઇ નજીકનાં ગામ-ડાંના પણ હતા.

ગોવિંદ રોજ જોયાં કરતો કે પહેલાંનાં ગરીબ દેખાતાં ઘરાકો હવે કાંઇક પૈસેટકે સુખી લાગતા હતા. ઉધારે માલ લેનારા થોડા હતા અને રોકડે પૈસે લેનારા ઘણાખરા હતા; એટલું જ નહિ પણ રબા-રણો ને ઠાકરડીઓનાં શરીર પર પહેલાં કોઇ વાર ભાગ્યે જ દેખાતાં એવાં સોના–રૂપાનાં ઘરેણાં અને હાથ પર નવાં ભારે બલૈયાં પણ હવે દેખાતાં હતાં. ઘરમાં આવેલું ધન એવાં ગ્રામ્ય જનોનાં ઘરેણાં ઉપરથી જ કળી જનાર ગોવિંદ સમજતો હતો કે યુરોપમાં ચાલતા યુદ્ધને લીધે જે ચલણી નાણાંનો ફુગાવો વધી ગયો છે તેથી વસ્તુઓ મોંઘી થઇ છે અને કાચો માલ પેદા કરનારા લોકો વધારે પૈસા મેળવતા થયા હોવાથી તેમના હાથમાંનું ધન ઘરેણાં રૂપે દર્શન આપી રહ્યું છે. તેને એમ પણ લાગ્યું કે ભાગ્યે જ કોઇ વાર સોનારૂપાનું દર્શન કરતાં ગરીબ કુટુંબો આટલું બચાવીને ઘરેણાં દ્વારા જાળવી શકયા છે એટલો પણ યુદ્ધનો હિંદુસ્તાન ઉપર ઉપકાર થયો ખરો.

"લો, તળશીકાકા તો દુકાને નથી." કહેતી એક છોકરી માથે ટોપલો લઇને આવી.

"ઘેર જમવા ગયા છે, તારે શું કામ છે?" ગોવિંદે પૂછ્યું.

"કપાસીઆ લેવા છે."

"ઉધાર લેવા હોય તો હું નહિ આપું, હું તને ઓળખતો નથી."

"ઉધાર તો નથી લેવા, પણ તમે મને ઓળખતા નથી ગોવિંદભાઇ? હું રામજી ભગતની રૂડી." છોકરીએ હસીને કહ્યું.

"રૂડી! તને તો હું ઓળખું." રૂડીને નિહાળી રહેતાં ગોવિંદ બોલ્યો: "તું બહુ મોટી થઇ ગઇ છે, ને આ બધાં ઘરેણાં પહેર્યાં છે એટલે તને ન ઓળખી."

રૂડી શરમાઇને નીચું જોતી બોલી: "ઠીક લો, હવે અધમણ કપાસીઆ તોળી આપો."

ગોવિંદે કપાસીઆ તોળીને ટોપલામાં ઠાલવ્યા એટલે રૂડી બોલી: "કેટલા પૈસા આપું?"

ગોવિંદે દુકાને લટકાવેલા પૂંઠા ઉપર લખેલો ભાવ વાંચીને કહ્યું: "અધમણના પોણાબે રૂપિયા."

પૈસા આપીને રૂડી ગઇ અને એક કણબી આવ્યો. "તળશીભાઇ નથી?"

"ના, ઘેર ગયા છે; તમારે શું કામ છે?"

"કપાસીઆ લેવા છે, પણ ઉધાર લેવા છે તે તમે આપશો?"

"ના, ઉધાર બાપાજી આપી શકે. પણ તમને ખેડૂતોને હવે ક્યાં પૈસાની તાણ છે કે ઉધાર લેવા આવો છો?" ગોવિંદે ટકોર કરી.

"તમને ખબર ન પડે, ખેડૂત–ખેડૂતમાં ફેર હોય છે." કણબી બોલ્યો અને દુકાનને ઓટલે તુલસીદાસના આવવાની રાહ જોતો બેઠો.

"હેં પટેલ! તમે ખેડૂત–ખેડૂતમાં ફેર કહ્યો એનો અર્થ શો?" ગોવિંદને જિજ્ઞાસા પ્રકટી.

પટેલ બોલ્યો: "ખેતી કરે એ ખેડૂત એ તો સાચી વાત. પણ કોઇને કઠોળની ખેતી હોય, કોઇને ઘઉંની હોય અને મારા જેવા કોક અભાગિયાને કપાસની ખેતી હોય. અનાજની ખેતીમાં આજે રૂપિયાની છનાછન છે, પણ મારા જેવાના ભોગ છે."

"તો તમે અનાજ કેમ વાવતા નથી? સરકાર તો અનાજ વાવો–અનાજ વાવોનો પોકાર કરે છે."

"અનાજ વાવ્યે વવાતું હશે? ખેતરની રગ પરખીને વાવણી કરાય, એ તમે ન સમજો ને સરકારને ય ખબર ન પડે; એટલે મરીએ અમે ખેડૂત લોક."

"સમજ્યો, તમારે કપાસ વાવવો પડતો હશે; પણ બીજી

ચીજોના ભાવો જેમ ચડ્યા છે તેમ કપાસનો ભાવ પણ ચડ્યો જ હોય ને ?"

"તમે ભાવ જાણ્યા વગર બોલો છો. અનાજના ભાવ ત્રણ-ગણા થયા છે, ત્યારે કાલાંનો ભાવ દોઢોય નથી થયો તેની ખબર છે તમને ? છાપાં ય નથી વાંચતા ?"

ગોવિંદ છાપાં તો વાંચતો હતો, પરન્તુ તેને રાજકારણમાં રસ હતો, વેપાર સમાચારના પાના સામે તે નજર પણ નાંખતો નહિ.

પટેલની વાત સાંભળીને તેને નવાઇ લાગી. બધી વસ્તુઓના ભાવ વધે તો રૂ કપાસનો ભાવ કેમ ન વધે તે તેને સમજાતું નહોતું. થોડી વારે તેના ખયાલમાં આવ્યું કે રૂના વેપાર ઉપર સરકારનો અંકુશ બેઠો છે એટલે અમુક પ્રમાણ કરતાં રૂનો ભાવ વધી શકતો નથી.

એટલામાં તુલસીદાસ દુકાને આવ્યા એટલે ખેડૂતે કહ્યું: "તળશીભાઇ ! આ તમારા દીકરા છે ને ? તેમને જરા સમજાવો કે અનાજના ભાવો વધ્યા છે ને કાલાં કપાસનો ભાવ કેમ નથી વધ્યો ?"

"અરે ભાઇ ! એ જ મ્હોંકાણ છે ને !" તુલસીદાસ દુકાન પર ચડતાં બોલ્યા: "બિચારા કપાસ વાવનારા તો ખુવાર થઇ ગયા. સરકારે રૂના ભાવ બાંધ્યા અને રૂના વેચાણ ઉપર અંકુશ મૂકયો એટલે ભાવ વધ્યા નહિ અને અનાજના ભાવ વધ્યા. આ દાના પટેલનું આપણે ત્યાં ખાતું છે, બસોત્રણસો લહેણા પડ્યા કરે છે પણ પાઇએ ભરી શકતા નથી, ને બીજા ઘણાય ખેડૂતો દેવામાંથી ફારગ થઇ ગયા. ન થાય ? બે રૂપિયાના મણ ઘઉં મળતા'તા તે વખતનું દેવું, છ રૂપિયાના મણ ઘઉંના વખતમાં ચૂકવવાનું એટલે એમને મઝા, અને આ બિચારા દાનાને કપાસનો સવાયો ભાવ પણ ન મળે ને તેને દાણા ખાવા પડે તેનો ત્રણગણો ભાવ આપવો પડે !"

ગોવિંદે અર્થશાસ્ત્ર વાંચ્યું હતું એટલે તેને આ વાત તુરત સમજાઇ ગઇ. પરન્તુ રૂનો ભાવ અને ખાદીનો ભાવ એ બેઉ વચ્ચે કાંઇક પ્રમાણપુરઃસરતા હતી, જ્યારે શુદ્ધ ખાદી કરતાં ય મીલનું

કાપડ મોંઘું હતું અને બીજી બાજુએ રૂ અત્યંત સસ્તું હતું એ વિષમતા શામાટે, તે તેને સમજાયું નહિ. તેણે પિતાને પૂછયું : "રૂના ભાવ સસ્તા છે, ત્યારે કાપડ ખાદીથી ય મોંઘું કેમ ?"

"મોંઘું કેમ ન હોય ? સરકારે મીલના કાપડના ભાવ કેટલા મોંઘા બાંધ્યા છે તેની ખબર છે ને ? લાખો ને કરોડો રૂપિયા કાપડની મીલો કમાય છે અને મીલો જે વધારે નફો કરે એ બધો સરકાર ખેંચી જાય છે, એટલે પછી કાપડ મોંઘું જ રહે ને ?"

હિંદમાંની બ્રિટિશ રાજનીતિની કુટિલતાને ગોવિંદ પિછાણતો હતો, પરન્તુ એ કુટિલતાના બધા પ્રકારોથી તે પૂરો માહિતગાર નહોતો. હવે તેને સમજાયું કે માલોનો વધુ નફો સરકાર આવકવેરાને નામે લઇ જાય છે, તે નાણાં યુદ્ધ પાછળ ખર્ચાય છે કે જે યુદ્ધ હિંદ માટેનું નથી, પણ બ્રિટિશ સામ્રાજ્ય માટેનું છે. દેશ પરતંત્ર છે, સરકાર પ્રજા પ્રત્યે બીનજવાબદાર છે, તેને પરિણામે લોકોની આવી વિષમ સ્થિતિ છે, એ એને હવે વધુ પ્રમાણમાં સમજાયું. દેશની સર્વ પ્રકારની વિષમતાઓ ટાળવાનો ઇલાજ કેવળ સ્વાતંત્ર્યમાં જ રહેલો છે, સ્વાતંત્ર્ય માટે જ બ્રિટિશ લોકો હિંદમાંથી ચાલ્યા જાય એવું મહાસભા કહે છે, પરન્તુ એમ કહેનારાઓને સરકાર જેલમાં ધકેલે છે અને ખેતી કરનારા ગરીબોથી માંડીને લક્ષાધિપતિ વેપારીઓ તથા ઉદ્યોગપતિઓ સુધીના બધાનું શોષણ કરે છે, એ વિચારવંટોળમાં તે ગુમ બની ગયો.

તુલસીદાસે પટેલને મણ કપાસીઆ આપ્યા અને ચોપડામાં લખતાં પુત્રને પૂછયું: "બીજું કાંઇ વેચ્યું છે કે ?"

ગોવિંદે જાણે તંદ્રામાંથી જાગીને જવાબ આપ્યો : "હા, પોણાબેના અધમણ કપાસીઆ રોકડેથી વેચ્યા છે."

"પોણાબેના અધમણ ? પાંચ રૂપિયે મણનો ભાવ છે ને ?"

"આ પૂંઠામાં તો સાડાત્રણ લખ્યા છે."

" અરે મૂરખા ! એ તો દેખાડવાનો ભાવ છે; એ ભાવે વેચાણ જ ક્યાં થઇ શકે છે? ચાર ને બે આને તો મને પડ્યા છે, ખરચ–મજૂરી ચડ્યાં, દુકાનનું ભાડું ને નફો ચડ્યાં, ચોરાઇ જવાથી ઘટ આવી, પછી પાંચથી ઓછે ભાવે વેચવા પોસાય શાના ? "

" ચોરાઇ ગયા ? "

" હા ! દસ થેલા ગાડીમાં આવેલા, તેમાંથી નવ પૂરા હતા, પણ દસમામાં ફક્ત પાંચ શેર કપાસીઆ હતા, બાકીનો થેલો ખાલી ! "

" એ અધૂરા થેલાની ડીલીવરી જ રેલ્વે પાસેથી નહોતી લેવી."

" ન લઇએ તો કરીએ શું ? સ્ટેશન પર પડ્યા રહેવા દઇએ તો પાછા બીજા થેલામાંથી ય ચોરાય; અને માસ્તર ઓછી ભરતીના દસ નંગ ગણી આપતા હોય તો કાંઇ લીધા વિના છૂટકો છે ? "

" તો વજન કરીને લેવા'તા. "

" વજન કોણ કરીને આપે છે ? એ તો કહે છે કે જેવા છે તેવા લઇ જાઓ, જેવા ભરાયા હશે તેવા આવ્યા છે. "

" પણ વજન કરી આપવાનો કાયદો છે. "

" હવે કાયદો ને બાયદો. કાયદાનો ભાવ આજે પૂછે છે કોણ ? કાયદો બતાવીને ફરિયાદ કરવા જઇએ તો મહિને ય જવાબ ન મળે, માલ ઓછો થાય તે આપણો જાય, ગાડીવાળાને નહિ સ્નાન કે સૂતક. એ તો જે મળ્યા તે લેવા પડે અને ભાવ ચડાવીને વેચવા પડે. "

" એ તો કાળું બજાર કરવાનો ગુન્હો થયો. "

" ગુન્હો દેખાય જ શાનો ? ઉધાર આપીએ તો પાંચ રૂપિયાના કપાસીઆ એક મણ ને સત્તર શેર જ ન લખીએ ? વજનનો હિસાબ મેળવી આપવો હોય તો રોકડેથી વેચેલી એકાદ–બે રકમો ઉડાવી દઇએ; અને બીલ કે પહોંચ ન આપીએ એટલે પત્યું. "

ગોવિંદ એ વેપારની વાત સાંભળી જ રહ્યો. ઘરાકો આવ્યે જતા હતા અને તુલસીદાસ તેમને માલ તોળી આપી પૈસા લીધે જતા હતા. ખોળ અને ગવાર પણ પૂંઠામાં લખેલા ભાવે આપતા

નહિ. જે 'કાળું બજાર' અને 'નફાખોરી'ની વાતો ગોવિંદે જેલમાં વાંચી હતી તેનો જ સાક્ષાત્કાર તેને અત્યારે પિતાની દુકાનમાં થતો હતો. એ વેપારી અનીતિ હતી? હા, અનીતિ જરૂર હતી, પરન્તુ એ અનીતિને ઉત્પન્ન કરનારાં બળો પણ હતાં, જે પોતાના પિતાના કાબૂ બહાર હતાં, એમ તે જોતો હતો.

એવામાં એક જણ આવ્યો. રેલવેના પોર્ટર જેવો તે દેખાતો હતો. તેણે પોતાના હાથમાંની થેલી તુલસીદાસને આપતાં કહ્યું: "આ જરા મૂકી રાખો, હું વળતાં આવીશ."

થેલીમાં દેખાતાં'તાં તો કપડાં, પણ તે ઊંચકીને તુલસીદાસે કબાટની પાછળ મૂકી ત્યારે ગોવિંદને લાગ્યું કે તે ખૂબ વજનદાર હતી. વળતાં પોર્ટર આવ્યો એટલે તુલસીદાસે તેને સો રૂપિયા આપ્યા તે ગોવિંદે જોયું અને તેના મનમાં ચટપટી થઈ. એ થેલીમાં શું હશે?

સાંજે ચારેક વાગતાં તુલસીદાસ "હું જરા ઊઘરાણીએ જઈને આવું છું" એમ કહીને બહાર ગયા, ત્યારે ગોવિંદે ઊઠીને થેલી તપાસી. તેમાં કપડાના ડૂચાની વચ્ચે વીંટાળેલો હાથીદાંતનો લાટો હતો, જે કાંઇ નહિતો પંદરેક શેર વજનનો હશે!

સો રૂપિયા આપીને કરેલી એ ખરીદીનો મર્મ સમજતાં ગોવિંદને વાર ન લાગી.



## [૫] . . . "જે બધા કરે છે તે હું કરું છું"

રાત્રે વાળુ કર્યા પછી તુલસીદાસ હુક્કો પીતા હતા, ત્યારે ગોવિંદે કહ્યું: "બાપા! તમારા કપાસીઆ ગાડીમાં ચોરાયા હોય, એમાં મને હવે નવાઈ લાગતી નથી."

"એમ કેમ?"

"ગાડીનાં માણસોને તમે જ ચોરી કરતાં શીખવો છો!"

"હું શીખવું છું?" હુક્કાની નેહ તુલસીદાસના મ્હોંમાં સ્થિર થઇ ગઇ.

"હારતો. તમે પેલો હાથીદાંતનો લાટો વેચાતો રાખ્યો તે ચોરાયેલો જ હોવો જોઇએ. એ રેલ્વેનો પોર્ટર હતો. ચોરીનો માલ રાખનારા હોય ત્યાં ચોરનારા પણ હોય જ."

"બહુ ડાહ્યો!" તુલસીદાસે કાંઇક શરમ અને કાંઈ તુચ્છકારથી કહ્યું: "મેં એ હાથીદાંત ન રાખ્યો હોત તો બીજો કોઇ ન રાખત? અને તેથી મારા કપાસીઆ ચોરાયા ન હોત?"

"હું તો માનું છું કે ન ચોરાયા હોત."

"ત્યારે તો રેલવેમાં બધી ચોરીઓ થાય છે એ મારે લીધે જ થતી હશે, એમ ને? અને હું કાંઈ ચોરાયલી ચીજ ન રાખું તો બધી ચોરીઓ બંધ થઈ જાય, કેમ?" તુલસીદાસે દલીલ કરી.

"તમારે લીધે એટલે તમારા જેવા વેપારીઓને લીધે જ ચોરીઓ થાય છે. હું પૂછું છું કે એ હાથીદાંતનો લાટો વીરમગામમાં તમે કે બીજા કોઇએ વેચાતો રાખ્યો ન હોત તો શું એ પોર્ટર ફરીથી ચોરી કરત?"

"હાથીદાંતની નહિ તો બીજી કોઈ ખપી શકે એવી ચીજની ચોરી કરત."

"પણ ચોરીનો માલ રાખનાર જ ન મળત તો?"

"આ સતયુગ નથી ચાલતો, સમજ્યો ને? ચોરી તો અનાદિ કાળથી ચાલી આવે છે. હા, એટલું ખરું કે હમણાં લડાઈ ચાલવાથી અને મોંઘવારી વધવાથી ચોરીઓ અને ધાડ–લૂંટ વધારે થાય છે. અને બિચારા પોર્ટરેય શું કરે? પગારમાંથી પૂરું ન થાય તો ચોરી જ કરે ને!"

"પણ તમને ક્યાં આવો વેપાર કરવાની જરૂર પડે તેમ છે? છતાં તમે કરો છો, તો બીજાય વગર જરૂરે આવો ધંધો નહિ કરતા હોય તેની શી ખાતરી?"

" તું શું જાણે કે મને જરૂર નથી ? "

" તમારા વેપારમાંથી તમને વાર્ષિક ખર્ચ કરતાં વધુ મળે છે, પછી શાની જરૂર હોય ? "

" તું એ ન સમજે. એકલા રોટલાથી કાંઇ ચાલે ? તારી બાનું કારજ કરવું પડશે ત્યારે કાંઈ નહિ તો બે હજાર જોઇશે. તારું અને જમનાનું લગ્ન કરતાં ય ત્રણ–ચાર હજાર જોઇશે. એ બધોય હિસાબ ગણવો જોઇએ કે નહિ ? "

" ઉડાઉપણે ખર્ચ કરવા માટે અનીતિથી કમાવું એ જ ખોટનો વેપાર કહેવાય..."

" ઠીક, હવે માથું ન પકવ; તારા ખાદીના ધંધામાંથી તું મને કમાઈ દેખાડજે તો ખરો ! "

એમ કહી તુલસીદાસ પાછા હુક્કો પીવામાં પડ્યા અને પિતાના એ પુણ્યપ્રકોપ સમીપે ગોવિંદને મૌન સેવવું પડ્યું.

પિતાના વેપારની પદ્ધતિથી ગોવિંદ કેવળ અણુમાહિત નહોતો. તે માલ ઉપર પૂરતો નફો ચડાવતા, દેણદાર હમેશાં પોતાનો દેણદાર જ રહે અને મોંઘા દરનું વ્યાજ ભર્યા કરે એવી હોશિયારીથી ઘરાક સાથે કામ લેતા, કોઇને ધીરધાર કરવી હોય તો વ્યાજ અને દલાલી લેતા અને તે રકમ મુદ્દલમાંથી પહેલેથી કાપી લેતા; ઘણાખરા વેપારીઓ પોતાનો ધંધો એ જ રીતે ચલાવતા, તેમ તુલસીદાસ પણ ચલાવતા. એ ધંધો વેપારી નીતિને છાજતો નહોતો, છતાં રૂઢ વ્યવહારનો એને ટેકો હતો; પરન્તુ ચોરાઉ માલ રાખવો અને ખોટું નામું લખવું એવો ધંધો પહેલાં કોઇ વાર તે કરતા નહિ, અને આ વખતે જ ગોવિંદે પિતાનો આવો ધંધો જોયો અને તેનું દિલ કકળી ઊઠયું. તેણે પોતાના મનને પૂછ્યું: " વેપારી ઉમરમાં વધતો જતો હશે તેમ તેનો લોભ વધતો જતો હશે ? માણસ વધુ કમાતો જાય તેમ તેની તૃષ્ણા વધારે તીવ્ર થતી જતી હશે ? " તેનાથી રહેવાયું નહિ એટલે તેણે પ્રકટ રીતે પૂછ્યું પણ ખરું : " પિતાજી ! પેટ

સુખેથી ભરાતું હોય, તો પછી આવો અણુછાજતો ધંધો કરીને શાને પાપમાં પડવું જોઇએ ?"

આ વખતે તુલસીદાસે ચિઢાયા વિના જવાબ આપ્યો : "ભાઇ ! તું અકળાઈશ નહિ. મોંઘવારીને કારણે ખર્ચ ચારગણું થાય ત્યારે કમાણીય ચારગણી થાય તો જ પેટ ભરાય, એટલું તારી સમજમાં નથી આવતું ? અને આમાં અણુછાજતું પણ શું છે ? જે બધા કરે છે તે હું કરું છું. આ વીરમગામમાં બધા વેપારીઓને પૂછી જો કે પહેલાંની જેમ સીધો વેપાર કરવો આજે પરવડી શકે તેવું રહ્યું છે ?"

ગોવિંદ ચૂપ બની ગયો. બીજે દિવસે નવરાશને વખતે તેણે દુકાનનો હિસાબનો ચોપડો જોયો, ઘરખર્ચખાતું તપાસ્યું, તો ખર્ચ ચારગણું નહિ પણ પહેલાં કરતાં ત્રણગણું થએલું તો લાગ્યું. દુકાનના સરવૈયામાં નફો પણ આગલા વર્ષ કરતાં વધુ હતો અને ખર્ચ કાઢતાં બચત આગલા વર્ષ જેટલી જ માલૂમ પડી. પરન્તુ વધારે વિચાર કરતાં તેને લાગ્યું કે એ બચતની બજાર કીંમત તો ઘણી ઓછી હતી. વાર્ષિક હજાર રૂપિયાની બચત તો આગલા વખતના ત્રણસો રૂપિયાની બચત બરાબર જ લેખાય એટલે પૂરતી બચતને માટે પિતાએ અનીતિનો આશ્રય લીધો હોય એમ તેને લાગ્યું. કાળું બજાર કરીને મેળવેલો નફો કાંઈ ચોપડામાંથી તારવી ન શકાય, એટલે ત્યાં આગળથી તેનું હિસાબી માનસ આગળ કામ કરતું અટકી ગયું.

ત્રીજે પહોરે ગોવિંદ દુકાને ગયો કે તુરત તુળસીદાસ બોલ્યા: "જો આ કપાસીઆ ! થેલામાંથી પોણો મણ તો મરડિયા કાંકરા નીકળ્યા ! હવે બોલ, પાંચ રૂપિયે પણ વેચવા પોસાય જ કેવી રીતે?"

ગોવિંદ મૂગો મૂગો જોઈ રહ્યો. માલ મોકલનાર વેપારીએ કરેલો એ દગો હતો. તેને લાગ્યું કે દગો અને ચોરી કરવામાં વેપારીઓ જાણે હરીફાઇ માંડી બેઠા છે.

" અત્યારથી કપાસીઆ વેચવાનો ભાવ સવાપાંચનો સમજવાનો હોં ! " તુલસીદાસે કહ્યું.

ગોવિંદ બોલ્યો : " માલ મોકલનારે આપણને છેતર્યાં, એટલે આપણે ઘરાકોને છેતરવા ? "

" આમાં છેતરવાની વાત ક્યાં છે ? ઘરાકો કપાસીઆની સાથે કાંકરા લેવાની હા કહેતા હોય તો આપણે વધુ ભાવ લેવો નથી. બાકી ખરાજાત માલ ઉપર જ ચડે એટલે તે ઘરાકને માથે જ હોય." એમ કહી તુલસીદાસ માથે પાઘડી મૂકીને ઊઘરાણીએ ચાલ્યા ગયા.

વેપારી નીતિના આ અધઃપાતના વિચારે ગોવિંદને એટલું સુઝાડ્યું કે મોંઘવારી વધી છે, ખર્ચ વધ્યું છે, નફો વધ્યો છે, અને એ રીતે વ્યવહારના એક છેડાથી બીજા છેડા સુધી સરકારી ફુગાવા નીતિની અસર આરપાર ઊતરી ગઇ છે. વેપારીઓ અને જનતા આ રીતે પોતાનાં જમા–ઉધાર પાસાં સરખાં કરે છે ખરા, છતાં તેઓ એક વસ્તુ ગુમાવે છે : નીતિની ભાવના.

એટલામાં રામજી ભગતની રૂડી કપાસીઆ લેવા આવી અને બોલી: " ગોવિંદભાઈ ! દસ શેર કપાસીઆ આપો. "

ગોવિંદ બોલ્યો : " રૂડી ! ગઈ કાલે તારી પાસેથી પૈસા લેવામાં મારી ભૂલ થઈ છે. અધમણના અઢી રૂપિયા થાય અને મેં પોણા બે લીધા છે. "

રૂડી હસીને બોલી : " મને ય લાગ્યું'તું ખરું ગોવિંદભાઇ, કે કાંઈક ભૂલ થાય છે. પણ તમે કહ્યા એટલા પૈસા મેં આપ્યા, તેમાં મારો શો વાંક ? "

" હું તારો વાંક ક્યાં કહું છું ? મારી ભૂલ થઈ છે એમ કહું છું ને ! "

" હવે કાલની વાત કાલે ગઇ. આજે જે ભાવ હોય તે પ્રમાણે પૈસા લેજો. " રૂડી હસતી હસતી બોલી.

3

"વેપારમાં ભૂલચૂક તો લેવી–દેવી પડે, રૂડી !"

"હું તો હસું છું હોં, ગોવિંદભાઇ ! તમે તમારે ઓછા લીધા હોય: તેટલા પૈસા આજે લઇ લો. મારી બાય કે'તી'તી કે કોઈના અણહકના પૈસા ન રખાય."

ગોવિંદથી પૂછ્યા વિના ન રહેવાયું: "રૂડી ! તને લાગે છે કે આ બાર આના અમારા હક્કના છે ?"

"હાસ્તો. જે ભાવ હોય તે પરમાણે તો પૈસા લેવા–દેવા પડે."

"પણ એ ભાવ બરાબર છે એમ તું માને છે ખરી ?"

"તળશી કાકાનો ભાવ બરાબર જ હોય. તે કોઈની પાસેથી વધારે ભાવ લે જ નહિ." રૂડી બોલી.

ગોવિંદને લાગ્યું કે વેપારીઓ ગમે તેમ નીતિ ગુમાવી બેઠા હોય, પણ આ રૂડી અને તેની માએ હજી નીતિ જાળવી રાખી છે ખરી. તેણે રૂડીને દસ શેર કપાસીઆ તોળી આપ્યા અને તેની કિંમતના એક રૂપિયો અને પાંચ આના લીધા, પરન્તુ આવા સરળ હૃદયનાં ઘરાકને પોતે લૂંટી રહ્યો હોય એમ તેને લાગ્યું.

રૂડીએ પોતાના પછેડાના છેડેથી ગાંઠ છોડીને ગોવિંદને પૈસા આપ્યા અને બાકીના પૈસાની ગાંઠ વાળી કમરે ખોસી. પછી કપાસીઆ ભરેલી ટોપલી તેણે માથે મૂકી. આ બધો વખત ગોવિંદ એ છોકરીની સરલતાનો જ વિચાર કરતો તેને જોઈ રહ્યો હતો, એટલામાં સાધુ રામગરજીએ આવતાં જ તેના વિચારમાં ભંગ પાડ્યો : "કયોં ગોવિંદદાસજી ! રામભગત તુલસીદાસજી કહાં હૈ ?"

"પધારો, પધારો, રામગરજી મહારાજ ! બેસો, પિતાજી બજારમાં ગયા છે." એમ કહેતાં ગોવિંદ દુકાનને છેડે રામગરજીને બેસાડવા કોથળો પાથરવા ઊઠ્યો.

"કેમ રૂડી ! કપાસીઆ લેવા આવી છે કે ?" રામગરજીએ રૂડીને પૂછ્યું.

"હા, મા'રાજ!"

"તારી બા શું કરે છે?"

"ઘેર કામ કરે છે." એમ કહેતી રૂડી શરમાતી સંકોચાતી ચાલી ગઈ.

ગોવિંદ કોથળો પાથરતો બોલ્યો: "ત્યારે રામજી ભગતના કુટુંબને તમે ઓળખો ખરા."

"કેમ ન ઓળખું? ભલે રહું અમદાવાદમાં પણ વીરમગામમાં નાનપણ ગાળેલું એટલે બધાંને ઓળખું તો ખરો." રામગરજી પાથરણા ઉપર બેસતાં બોલ્યા.

બાવા રામગરજી અત્યારે તો અમદાવાદમાં રહેતા હતા પરન્તુ વીરમગામમાં તેમનું મોસાળ હતું અને માબાપ નાનપણમાં ગુજરી ગએલાં એટલે તે નાનેથી મોટા વીરમગામમાં થએલા. તુલસીદાસ અને રામગરજી એક નિશાળે ગુજરાતી ભણેલા અને બે એવા તો દોસ્તો હતા કે નિશાળમાં તે ભગવાન રામચંદ્રજી અને ભક્ત તુલસીદાસની જોડીને નામે ઓળખાતા. રામગરજી મોસાળમાં લાડકવાયા હતા એટલે પૈસા વાપરવાની છૂટ હતી; તુલસીદાસ હતા ગરીબ, એટલે બેઉની જોડીમાં રામગરજી પ્રત્યે તુલસીદાસનો ભક્ત જેવો ભાવ પણ હતો. બેઉ ગુજરાતી સાત ધોરણ સુધી સાથે ભણ્યા, પછી રામગરજી અંગ્રેજી નિશાળમાં ભણવા ગયા અને તુલસીદાસને પિતાના વેપારમાં પળોટાવું પડ્યું. પરન્તુ રામગરજી વીરમગામમાં ચાર-પાંચ અંગ્રેજી ધોરણ ભણ્યા ત્યાંસુધી બેઉની વચ્ચેની ભાઇબંધી તૂટી નહોતી. પછી રામગરજી ઉમરલાયક થતાં તેમને અમદાવાદમાં પિતાની ગાદી સંભાળવા જવું પડ્યું એટલે બેઉનો નિત્યનો સંપર્ક તૂટ્યો, પરન્તુ ભાઈબંધી તો ચાલુ જ રહી. તુલસીદાસને જ્યારે અમદાવાદ જવાનું થાય ત્યારે તેમનો ઉતારો નદીપાર આવેલા રામગરજીના કાળકા માતાના મંદિરમાં જ હોય; અને રામગરજી વીરમગામ આવે ત્યારે બેઉ ભાઈબંધોની વાતો કલાકો સુધી ખૂટે નહિ.

"કેમ ગોવિંદદાસ ! વેપાર કેવો ચાલે છે ?"

"બળ્યો વેપાર ! કાળું બજાર કરનારને બે પૈસા મળે એવો વખત છે. વેપારીઓમાં નીતિનું નામ રહ્યું નથી. એથી ઊલટું આ બિચારી રૂડી અને તેની મા જેવાં ગરીબો સારાં કે કાલે પૈસા લેવામાં મારી ભૂલ થઈ હતી તે પૈસા તેણે આજે ગણી આપ્યા. નીતિ ગરીબ ઘરાકોમાં છે તેટલી ધનિક મનાતા વેપારીઓમાં નથી."

રામગરજી ખડખડાટ હસી પડ્યા અને બોલ્યા : "આજકાલ કોણે નીતિને નેવે મૂકી નથી કે તમે આવું બોલો છો ? ગરીબો ય કોઈક હશે નીતિ જાળવનારા, બાકી તો એક બાજુએ મોંઘવારી અને બીજી બાજુએ પૈસાની છનાછન એવી છે કે કોઈને પણ નીતિને નેવે મૂકવાનું મન થાય."

"ત્યારે તમને ક્યાંય નીતિ દેખાતી જ નથી ?"

"દેખાય છે સોમાં દસ ટકા, બાકી બધે ય એક કે બીજે રૂપે અનીતિ ચાલે છે. સારું છે કે ચલણમાં પૈ–પૈસો દેખાતાં નથી, એટલે મંદિરોમાં ભક્તો ઓછામાં ઓછી એક આની દેવ–દેવી ઉપર ફેંકે છે અને અમારા જેવાનાં મંદિરોનો વહીવટ ઠીક ચાલે છે. બાકી અમનેય ખરચ કાઢવાનાં ફાંફાં મારવાં પડે, સમજ્યા ને ? એવાં ફાંફાં મારવા જતાં નીતિ–અનીતિનો ખયાલ રહે ખરો ?"

"મને તો એવું લાગે છે કે કેવળ વેપારીઓ જ અનીતિવાળા વધુ છે, અને ગરીબોમાં અનીતિ ફેલાઈ હશે પણ પ્રમાણમાં બહુ થોડી."

"ના, એવું નથી. આ રૂડી ને તેની માની વાત તમે કરીને ? હું જાણું છું એટલે કહું છું. આ રૂડીના એની માએ પંદરસો તોળાવ્યા અને હજી લગન કરે ત્યારે વાંકું બોલીને વધુ પડાવે એટલા ખરા."

"ઠાકરડામાંય લોકો કન્યા માટે આવડી મોટી રકમ ખર્ચે છે ?"

" ના, પહેલાં બસો–ત્રણસોમાં બધુ પતી જતું. રૂડીની માએ પહેલાં આઠસેં માંગેલા, પણ પછી ફરી બેઠી.. ધીરે ધીરે પંદરસો કઢાવ્યા ત્યારે ગોળ ખાધો–વેવીશાળ કર્યું. હવે પાંચપંદર દિવસ પછી લગન થશે ત્યારે એક પાઇએ તે માંગી શકે નહિ, છતાં જોજો, સો બસો તો ઓકાવશે. તમે જેમને ગરીબો કહો છો તેમની આ નીતિ. "

ભૂલથી નહિ લીધેલા બાર આના રૂડીએ બીજે દિવસે આપ્યા તે ઉપરથી તેની અને તેની માની નીતિનું માપ કાઢનાર ગોવિંદ આ સાંભળીને વિચારમાં પડી ગયો. તેણે રામગરજીને પૂછ્યું : " એ બધું તમે ક્યાંથી જાણો ? "

" હું વચ્ચે હતો એટલે બધું જાણું. વરવાળો પક્ષ મારો ઓળખીતો છે અને રામજી ભગતની વહુને ય હું ઓળખું એટલે આ ચોકઠું બેસાડી આપવા જ મારે આવવું પડ્યું. નહિતો હું આવા કામમાં કોઇ દિવસ પડતો નથી. "

પછી અમદાવાદની મોંઘવારીની, કોલસા અને ગ્યાસતેલ મેળવવામાં પડતી હાડમારીની, મીલોમાં રજાને દિવસે ચોકસી બજારમાં સોનું–રૂપું ખરીદવા ઊતરી પડતાં મજૂરોનાં ટોળાંની, મીલોમાં મળતા મોંઘવારી ભથ્થાથી પૈસાદાર થઇ ગએલા અને છૂટે હાથે પૈસા ખર્ચતા મજૂરોનું દારુનું પીણું વધતું હોવાની, બધી વસ્તુઓનાં ચાલતાં કાળાં બજારની, વેપારીઓની અને લોકોની પણ સંગ્રહખોરીની અને એવી બીજી કાંઈ કાંઈ વાતો થઈ. કલાકેક સુધી રામગરજી દુકાને ગોવિંદની સાથે વાતો કરતા બેઠા પણ તુલસીદાસ આવ્યા નહિ એટલે " ફરી વળી કોઇ વાર આવીશ " એમ કહીને ચાલ્યા ગયા.

" જે બધા કરે છે તે હું કરું છું " એ પિતાનું વાક્ય ગોવિંદને રામગરજી સાથેની વાતચીત પછી સાંભરી આવ્યા વિના રહ્યું નહિ.



## [ ૬ ] . . . . ચોર અને ચોરના શાગીર્દો

ત્રણેક દિવસ પછી પાછો પેલો પોર્ટર દુકાને આવ્યો અને ગોવિંદે તેને ઓળખ્યો. પોર્ટરે પૂછ્યું : "તળશી કાકા દુકાને નથી ?"

"ના, શું કામ છે ?"

"આ થેલી જરા મૂકોને, અને કહેજો કે હું સાંઝે મળીશ."

ગોવિંદે હાથ લંબાવ્યો અને થેલી લીધી ખરી, પરન્તુ તેમાંનું વજન બોલી ઊઠયું કે ફરીથી એ પોર્ટર હાથીદાંતનો કકડો ચોરી લાવ્યો છે. તે એકદમ ઉશ્કેરાઈ ગયો અને થેલીને ફેંકી દેતો બોલ્યોઃ "પાછી લઇ જા તારી થેલી !"

"એમ કેમ ?"

"નથી જોઇતો તારો માલ. ખબરદાર, જો ફરીથી આવું કાંઈ લઈને દુકાનને ઓટલે ચડયો છે તો !"

પોર્ટરે થેલી પાછી ઊંચકતાં મારકણી આંખે ગોવિંદ તરફ જોયું અને મૂગોમૂગો ચાલતો થયો.

તે ગયો, પણ ગોવિંદથી સ્વસ્થ રહી શકાયું નહિ. તે એકદમ ઊઠયો અને લાગલો જ દુકાન બંધ કરીને એ પોર્ટરની પાછળ ઉતાવળે પગે ઊપડયો. બે–ત્રણ મિનિટમાં જ તે પોર્ટરની લગોલગ પહોંચી ગયો પરન્તુ તેની પાછળ તે ચાલવા લાગ્યો. તે કયાં જાય છે, શું કરે છે, બીજા કોને માલ આપે છે તે તેને જોવું હતું.

ચોકું ફરીને પોર્ટર એક હોટેલમાં પેઠો. હોટેલ એટલે તરેહ તરેહના માણસોનું મિલનસ્થાન, અને હોટેલનો સંચાલક એટલે બધા ધંધામાં પાવરધો ને પાક્કો વેપારી. ગોવિંદે માની લીધું કે થેલીમાંનો હાથીદાંતનો કકડો તે એ હોટલવાળાને આપી દેશે.

હોટેલની બાજુએ જ આવેલા ત્રણ રસ્તા પર એક સિપાઈ ઊભો હતો તેની પાસે ગોવિંદ તુરત ગયો અને તેણે પૂછયું : "તમે અત્યારે નોકરી પર છો ?"

" હા, શું કામ છે? "

" સામી હોટેલમાં એક પોર્ટર બેઠો છે. તેની પાસે કાંઈ ચોરીનો માલ છે, તે વેચી દેવા ફરે છે." ગોવિંદે બાતમી આપી.

" એમ! ચાલો, ઓળખાવો." એમ કહેતો સિપાઈ આગળ ચાલ્યો અને ગોવિંદ પાછળ ચાલ્યો.

હોટેલની સામે આવીને ગોવિંદે એક ખુરશી પર બેસીને ચાહ પીતા પોર્ટરને આંગળી ચીંધીને ઓળખાવ્યો અને સિપાઈ એકલો હોટેલમાં પેઠો. એક–બે સવાલની સાથે જ સિપાઇ સમજી ગયો કે પોર્ટરની પાસેની થેલીમાં કાંઇ વાંધા પડતી વસ્તુ છે એટલે તેણે તેને તુરત થેલી સાથે હોટેલની બહાર નીકળવા કહ્યું. પોર્ટર ગભરાઈ ગયો અને જરાએ ચૂં–ચાં કર્યા વિના સિપાઈ સાથે ચાલ્યો.

હોટેલની બહાર નીકળીને સિપાઇએ ગોવિંદને કહ્યું: " તમારે પણ પોલીસ સ્ટેશન પર આવવું પડશે."

ગોવિંદ પોતાની જવાબદારી સમજતો હતો. આ ચોરી પકડાવવામાં પોતાનો કશો સ્વાર્થ નહોતો, ઊલટું પોતાને નિઃસ્વાર્થ દોડધામ કરવી પડશે એ પણ તે જાણતો હતો. પરંતુ પોતે એ રીતે જનતા પ્રત્યેનો એક પ્રકારનો નાગરિક ધર્મ બજાવી રહ્યો હતો એમાં તેને શંકા નહોતી, અને તેથી એ ધર્મ બજાવતાં હાડમારી ભોગવવી પડે તો તે માટે પણ તે તૈયાર જ હતો. એવી હાડમારીમાંથી બચવાને માટે કેટલાક લોકો નજરોનજર જોએલા ગુન્હા સંબંધી પણ 'ના, અમને કશી ખબર નથી', 'અમે કશું જોયું જ નથી,' 'અમે આરોપીને ઓળખતા નથી' એવા ઉડાઉ જવાબો આપે છે એ ગોવિંદ જાણતો હતો, પરન્તુ તેણે તો હવે નિશ્ચય જ કર્યો હતો કે આ ચોરી પકડાવવામાં છેવટસુધી પોતે પોલીસની મદદમાં ઊભાં રહેવું અને આવી ચોરીઓ થતી અટકાવવા માટે જે કાંઇ તણખલા જેટલું પણ કાર્ય પોતાથી થઈ શકે તે કરવું. એ પણ એક પ્રકારની સમાજસેવા જ હતી.

ગોવિંદ સિપાઇ અને પોર્ટરની સાથે સાથે પોલીસ સ્ટેશન પર ગયો અને ત્યાં પહેલાં જમાદારે અને પછી ફોજદારે પોર્ટર પાસેની થેલી તપાસી અંદરથી હાથીદાંતનો કકડો બહાર કાઢ્યો. ગોવિંદે જોયું કે કકડો આઠ ઇંચનો માત્ર હતો.

ફોજદારે કકડો હાથમાં લઈને આમ તેમ જોતાં પોર્ટરને પૂછ્યું: "ક્યાંથી લાવ્યો છે આ ?"

પોર્ટરે જવાબ આપ્યો: "મારા ઘરમાં હતો."

"હંઅ ! તું હાથીદાંતનો વેપારી ખરો ને, એટલે તારા ઘરમાં આવા હાથીદાંત જ ભર્યાં હોય ! સાલો બદમાશ ! કોઇ વાર જેલમાં જઈ આવ્યો લાગે છે."

પોર્ટર કશું બોલ્યા વિના ઊભો રહ્યો.

"બોલ, આ ક્યાંથી લાવ્યો ? આવા બીજા કેટલાક કકડા ચોરીને ઘરમાં સંતાડી રાખ્યા છે ?"

"ના ભાઇસાબ ! મારા ઘરમાં કશુંય નથી. હું તો પોર્ટરની નોકરી કરું છું, જોવી હોય તો મારી ઓરડી જોઇ આવો."

"એ તો જોઇ આવીશું જ ને !" ફોજદાર બોલ્યો: "પણ પહેલાં આવી કેટલીક ચોરીઓ કરેલી ?"

ફરીથી પોર્ટર મૂગો જ રહ્યો. તે દિલમાં તો કમકમતો હતો કે રખે ગોવિંદ પહેલી વારની ચોરીની વાત કહી દે. ગોવિંદ ઘણુંય ઇચ્છતો હતો કે એ વાત પણ ફોજદારને પોતે કહી દે, પરન્તુ તે ચોરી સાથે પોતાના પિતાનો સંબંધ જોડાયો હતો એટલે તે બોલી શક્યો નહિ. છતાં જો પોર્ટર કહી જ દે કે પોતે એક વાર હાથીદાંતનો મોટો લાટો ચોરીને તુલસીદાસ પટેલને વેચાતો આપ્યો હતો, તો તેની તે વાતની સામે પોતે કશું જ ન બોલવું એવો પણ ગોવિંદનો નિશ્ચય હતો.

ફોજદારે દફતર હાથમાં લીધું અને એક પીળો કાગળ કાઢી કંઇ લખવા માંડ્યું. થોડું લખીને ફોજદારે ગોવિંદનાં નામ ઠામ

પૂછી લખ્યાં, પછી પોર્ટરનાં નામ–ઠામ પૂછ્યાં અને લખ્યાં, તેની કેફિયત પણ લખી લીધી જેમાં તેણે લખાવ્યું કે પોતે સ્ટેશન પરથી પોતાની ઓરડી પર જતો હતો ત્યારે રસ્તામાં આ હાથીદાંતનો કકડો પડ્યો હતો તે પોતાને જડ્યો હતો! અલબત્ત, એ એક જૂઠાણું જ હતું; આરોપી ગમે તેવી કેફિયત લગાવે પરન્તુ ન્યાયની અદાલતમાં ચોરી પકડાયા વિના રહેવાની નથી એવી ગોવિંદને ખાતરી હતી. ફોજદારે તો પોર્ટરે જેમ લખાવ્યું તેમ લખી લીધું. પછી હાથીદાંતના કકડા ઉપર તારીખ લખીને ફોજદારે પોર્ટરને કહ્યું: "બસો રૂપિયાના જામીન નહિ લાવે ત્યાંસુધી તું છૂટીશ નહિ, સમજ્યો ?"

પોર્ટર તો ગભરાતો એમ ને એમ ઊભો રહ્યો, અને ફોજદારે ગોવિંદને કહ્યું: "હવે તમે જઈ શકો છો. સિપાઇ બોલાવવા આવે ત્યારે હજી એક–બે વાર તમારે આવવું પડશે."

"કશી ફિકર નહિ, આવીશ." એમ કહી ગોવિંદ ચાલતો થયો.

પોતે કરેલું આ કાર્ય પિતાને ગમશે નહિ, બલકે પિતા તે માટે કદાચ પોતાને ઠપકો આપશે એમ ગોવિંદ માનતો હતો. એ માન્યતા કાંઇ ખોટી નહોતી. એવી પંચાતમાં પડવું અને વખત બગાડવો એ વેપારીનું કામ નથી, માત્ર આપણે ભલા અને આપણો ધંધો ભલો, એવી સ્વાર્થસધીર વૃત્તિવાળા ઇતર વેપારીઓના જેવા જ ગોવિંદના પિતા પણ હતા.

દુકાને પહોંચતાં ગોવિંદે જાણ્યું કે પોતે એ પોર્ટરની ચોરી પકડાવીને પોલીસમાં ફરિયાદ નોંધાવી હતી એ વાત બજારના વાયુમાં ઊડીને ક્યારનીય પિતાને કાને પહોંચી ગઇ હતી. તેથી પિતાને ગુસ્સો ચડ્યો હોય એમ ગોવિંદે જોયું પરન્તુ તે કશું બોલ્યા નહિ, એટલે ગોવિંદે જ પિતાને કહ્યું: "પેલા પોર્ટરને મેં આજે પોલીસ પાસે પકડાવ્યો છે. તેની પાસેની થેલીમાં હાથીદાંતનો કકડો હતો."

"એ તો મેં સાંભળ્યું, પણ એ છૂપી પોલીસવાળાનું કામ વળી તેં કયારથી શરુ કર્યું ?" તુળસીદાસે કરડાકીમાં પૂછ્યું.

"એ છૂપી પોલીસવાળાનું કામ જ નહિ, પરન્તુ કોઈ પણ સારા નાગરિકનું કામ છે. હું સમજું છું કે તે તમને નહિ ગમે, પરન્તુ મને તો એ મારી ફરજ જણાઇ છે."

"ઠી...ક."

પિતા–પુત્રની વચ્ચે વધુ વાતચીત ચાલી નહિ અને એ વખતથી જાણે એઉની વચ્ચે એક પ્રકારની વિમનસ્કતા જાગી હોય એમ ચાલવા લાગ્યું. પિતાનો વણકથ્યો રોષ ગોવિંદને સાલતો હતો, પરન્તુ તે શું કરે ? પિતાના ધંધાના રાહ તેને ગમતા નહિ, અને ગોવિંદ પિતાને રોષ ચડે એવી રીતે મન મારીને વર્તતો હતો છતાં તેનાથી કોઇ વાર એવું કાર્ય થઇ જતું અથવા એવું બોલાઈ જતું કે જેથી પિતાને રોષ જ ચડે. વખતોવખત તેને એ વિષે વિચાર થઇ આવતો હતો, અને એ વિચારનો મેર આવતો એક જ ગણતરીથી: "બસ, હવે પેરોલની મુદત પૂરી થવાને દસ દિવસ રહ્યા છે... આઠ દિવસ રહ્યા છે...આવતા સોમવારે મારે જવાનું જ છે ને..."

પોર્ટર પકડાયાને ત્રણ દિવસ થઇ ગયા પણ સિપાઇ હજી ગોવિંદને તેડવા આવ્યો નહોતો, તેમ જ એનું શું થયું તે વિષે ગોવિંદે કશું સાંભળ્યું પણ નહોતું. એક વાર પોસ્ટ ઓફીસ તરફ જતાં તેને મનમાં થયું કે 'લાવને પોલીસ સ્ટેશન પર તપાસ કરું!' અને તે ફોજદાર પાસે ગયો. તેણે ફોજદારને પૂછ્યું : "પછી પેલા કેસનું શું થયું ?"

"કયા કેસનું ?"

"પેલા પોર્ટરની હાથીદાંતની ચોરીનું."

"અરે ભલા માણુસ ! તમે જ તે બિચારાને પકડાવેલો કે ? અમે તપાસ કરી અને જણાયું કે એ ચોરીનો માલ નહોતો, એટલે તેને છોડી મૂકયો."

"હેં !! એણે જ કહ્યું હતું કે એ કકડો મને રસ્તામાંથી જડ્યો છે..."

"એ ગમે તેમ બોલ્યો હોય, પણ પછી તો એની માલકી-નો જ એ કકડો નીકળ્યો. એ વેચનાર વેપારીએ પણ કહ્યું ને! ઠીક થયું...તમને ય આંટાફેરા ખાવા મટી ગયા......"

ગોવિંદ તો આ સાંભળીને દંગ બની ગયો. પોર્ટરની માલકી-નો હાથીદાંત વળી હોય ?

તે કાંઈકાંઈ તર્કવિતર્ક કરતો દુકાને પાછો આવ્યો. દુકાને બેઠેલા પોતાના પિતાના હાથમાં તેણે એક હાથીદાંતનો કકડો જોયો! રૂડીની મા વાલી એ કકડો લઈને તુલસીદાસની પાસે આવી હતી અને કહેતી હતી : "મારી રૂડીનું લગન લીધું છે અને હજી લગનને તો વાર છે, પણ તેને માટે બલૈયાં તો જોઈએ જ, તે મને મણી-આરની દુકાને બેસીને ઊતરાવી આપો. મને એમાં કાંઈ ખબર પડે નહિ ને મણીઆર થોડો દાંત ચોરી લે તોય હું સમજું નહિ, માટે મારું આટલું કામ મહેરબાની કરીને કરી આપો."

"પણ આટલો બધો દાંત તમારે જોઈએ ખરો ?"

"જોઈએ જ ને ? બે બલૈયાં ને બે ચૂડીયું. અમારાં બલૈયાં તમારાં જેવાં નહિ—બહુ ભારે હોય."

દાંતનો કકડો હાથમાં ફેરવી—ફેરવીને જોતાં તલસીદાસ બોલ્યા: "આ દાંત કેટલામાં રાખ્યો ?"

"સસ્તો મળ્યો એટલે રાખી લીધો. એના પાંત્રીસ રૂપિયા આપ્યા." વાલી બોલી.

"ત્યારે તમે ઠીક ખાટી ગયાં."

"માલ તો અસલ છે ને ? ધરારુ મળી ગયો એટલે મને વહેમ હતો કે કદાચ નકલી હોય."

"ના, નકલી નથી, અસલ છે અને વળી ઊંચી જાતનો છે. કોની પાસેથી લીધો ?"

"ઉંહ ! વેચનારે વેચ્યો ને લેનારે લીધો, એમાં વળી નામ-ઠામ શાં ?" એમ બોલી વાલીએ માર્મિક સ્મિત કર્યું.

પિતાના હાથમાંના એ દાંતના કકડા ઉપર વાદળી શાહીથી ફોજદારને હાથે લખાયેલી તારીખ હજી એમની એમ હતી તે ગોવિંદે જોઇ અને તેણે એ કકડાને પિછાણી લીધો, એટલું જ નહિ પણ તે એ આખા કિસ્સાનો ભેદ પણ જાણી ગયો.

ચોરને કેવા કેવા શાગીર્દો મળી રહે છે તેનો વિચાર આવતાં ગોવિંદે ઊંડો નિઃશ્વાસ નાંખ્યો. રેલ્વેથી માંડીને પોલીસખાતા સુધી તેની દૃષ્ટિ ફરી વળી.

તેનાથી વધુ વખત દુકાન પર બેસી રહેવાયું નહિ એટલે તે ઊઠીને ચાલ્યો ગયો.



## [૭] . . . . . બિનશરતી છૂટકારો

ત્રણ દિવસ બાકી રહ્યા ત્યારથી ગોવિંદે જેલમાં પાછા જવાની તૈયારી કરવા માંડી હતી. પેરોલની મુદત પૂરી થવા આવી, છતાં ગિરીશે તેને બિલકુલ પત્ર લખ્યો નહિ; પરન્તુ ગોવિંદનો એવો વિચાર હતો કે પોતે વીરમગામથી અમદાવાદ જશે. અને પછી અમદાવાદથી પોતે અને ગિરીશ બેઉ સાથે જેલમાં જવા માટે નીકળી પડશે. આ વિચારપૂર્વક તે ગિરીશને તૈયાર થઇ રહેવા આજે પત્ર લખવાનો વિચાર કરતો હતો, એટલામાં તો ગિરીશનો જ પત્ર તેના પર આવી પડ્યો :

"પ્રિય બંધુ ગોવિંદભાઈ..."

"મને માફ કરજો કે અમદાવાદ આવ્યા બાદ તુરત તમને પત્ર લખવાનું વચન આપ્યા છતાં હું તમને બિલકુલ પત્ર લખી શક્યો નથી, કારણકે હું એક પછી એક એવા સંજોગોમાં અથડાયા

કર્યો છું કે તમને પત્ર લખવાની સ્વસ્થતા જ મેળવી શક્યો નથી. એ જ રીતે તમારી તરફથી પણ મને બિલકુલ પત્ર મળ્યો નથી એટલે ચિંતા રહે છે કે તમારાં માતુશ્રીની માંદગી લંબાવા પામી હશે.

"મારી સ્થિતિ તો ઘેર પહોંચતાંની સાથે જે વિલક્ષણતાના ચક્રાવે ચડી છે તે ચક્રાવો હજી પૂરો થયો નથી.

"ઘેર આવતાં જ ખબર મળી કે પત્નીનું તો આગલે દિવસે મરણ થયું હતું એટલે તેને છેલ્લી વાર મળવાની તક પણ હું દુર્ભાગી મેળવી શક્યો નહિ અને માત્ર તેનું સ્નાન કરવાનું જ મારે માટે બાકી રહ્યું. માતા-પિતા કહે છે કે તે બિચારી મને બહુય ઝંખતી હતી પરન્તુ હું વેળાસર પહોંચી શક્યો નહિ અને તે ચાલી નીકળી.

"તમે જાણો છો કે આપણા હિંદુ સંસારમાં એક યુવકની પત્નીનું મૃત્યુ થાય એટલે તેનો લગ્નને બીજે ચક્રાવે ચડ્યા વિના છૂટકો થતો નથી. હું તો માનું છું કે હિંદુ સંસારમાં એક કર્તવ્યશીલ યુવકને માટે પત્ની એ એના ગળે વળગાડાયલી એક તોક જ હોય છે, અને તમે મારી એ માન્યતા જાણો છો. એ તોકથી કુદરતે મને છોડાવ્યો, કે તુરત જ મારી સમક્ષ લગ્નનો પ્રશ્ન આવીને પુનઃ ઊભો રહ્યો. ગોવિંદભાઇ! ખરેખર, હું લાચાર બની ગયો; પરંતુ મારા હવે પછી થનારા લગ્ન માટે એક એવો સરસ માર્ગ નીકળ્યો છે કે જેથી મારી ભાવિ પત્ની મારા ગળા પર વળગેલી તોકરૂપ બની જાય નહિ.

"પહેલાં તો તે એક ગ્રેજ્યુએટ યુવતી છે; ખૂબ જ હોશિયાર, બહુશ્રુત, નવીન વિચારવાળી અને સુખી કુટુંબની છોકરી છે. મેં તેને અને તેણે મને સ્વેચ્છાથી પસંદગી આપી છે અને વડીલોએ અમને માત્ર મેળવીને વાતચીત કરવા દેવા સિવાય વચ્ચે બીજો કશો ભાગ ભજવ્યો નથી. બીજું, અમે હાલ તુરત તો 'રજીસ્ટર્ડ મેરેજ' કરવાનો જ નિશ્ચય કર્યો છે અને હિંદુ લગ્ન પછીથી કરવું એમ ઠરાવ્યું છે. આ દરખાસ્ત તારિકાની-એ મારી ભાવિ પત્નીનું

નામ છે—જ હતી અને તે મને એક રીતે ડહાપણવાળી લાગી છે. જે વખતે ગાંધીજી અને દેશનેતાઓ જેલમાં સબડતા હોય તે વખતે દેશભક્તો લગ્ન કરવા પાછળ ઘેલા થઇને દોડે એ વિષે આપણે જેલમાં જ કેવી ટીકા કરતા હતા! નોંધણીનું લગ્ન એ પણ લગ્ન તો છે જ, પરંતુ એ કશાય મોટા વિધિ વિના કે ગરબડ–ધમાલ વિના પતી જાય છે. હિંદુ લગ્નના જેવા વરઘોડાની, જમણવારની, કન્યા વળાવવાની, કે એવી કશી જરૂર પડતી નથી, એટલે કશા ભવ્ય સમારંભ વિના જ એ લગ્ન પતી જાય છે, એટલા પૂરતી એ હાલને વખતે પસંદ કરવાજોગ લગ્નપદ્ધતિ છે. કાયદા મુજબ લગ્ન માટેની અને લગ્નના દિવસની નોંધણી પણ અમે નોટીસદ્વારા કરાવી છે. સદ્ભાગ્યે તારિકાના ભાઇ તનસુખલાલ અહીંના એક ચુનંદા વકીલ છે, તેમણે બધી વ્યવસ્થા એટલી સરસ રીતે કરી દીધી છે કે જેથી મને કશી ચિંતા જ રાખવી ન પડે.

"પરન્તુ આ લગ્નના પ્રશ્નને કારણે હું બહુ જ સંકડાશમાં આવી પડ્યો. મારે અને તમારે બેઉને જેલમાં પાછાં જવાનું હતું અને વચ્ચે લગ્નનો પ્રશ્ન આવી ઊભો એટલે મારે કોઈ પણ રીતે ઘેર રહેવાનો માર્ગ શોધવાનું જ રહ્યું. તનસુખલાલે એક મુસદ્દો તૈયાર કરીને તે ઉપર મારી સહી લઈ મુંબઇ સરકારને મોકલી આપ્યો અને તુરત જવાબ ફરી વળ્યો કે મને જેલમાંથી તદ્દન મુક્ત કરવામાં આવે છે. કેવળ લગ્નને માટે જ આ રીતે મુક્તિ મેળવવી એ જરા ગેરવાજબી અને હીણું તો લાગે છે, પરન્તુ ગોવિંદભાઇ! શું કરું? આપણે ગમે તેવા સ્વતંત્ર વિચારના હોઈએ પણ કેટલીક વાર તો વડીલોની આજ્ઞાને આપણે ઉલંઘી શકતા જ નથી એ સાચું છે. મારી તો ઘણી ય ઇચ્છા હતી કે હું પુનઃ તમારી સાથે જ જેલમાં આવું, બીજાઓ છૂટે ત્યારે જ છૂટું, પછી ભલે એવો છૂટવાનો સમય વર્ષે, બે વર્ષે કે પાંચ વર્ષે આવવાનો હોય—અને પછી જ લગ્ન કરું; પરન્તુ વડીલો એ વાત માનતા

નહોતાં અને તારિકા......તેના ઉમંગનું તો પૂછવું જ શું ! આ જ કારણે તનસુખલાલે જેમ કહ્યું તેમ મારે કરવું પડયું.

"જેલમાં જવાનું બંધ રહ્યું એટલે હવે મારે પુનઃ ધંધે વળવાનું જ રહ્યું. પિતાજીનો કાપડનો વેપાર તો ઠીક ચાલે છે પરન્તુ સરકારી કોંટ્રોલનાં નગારાં વાગી રહ્યાં છે એટલે વેપાર કયારે વીંખાઇ જાય તે નક્કી કહેવાય નહિ. વીમા કંપનીની ઓફીસમાંની મારી નોકરી મને પાછી મળી શકે તેમ છે, પરન્તુ પિતાજીની ઇચ્છા છે અને તારિકાના ભાઇ તનસુખલાલનો આગ્રહ છે કે મારે કાં તો વેપારમાં પડવું અને કાં તો કોઈ 'પ્રોગ્રેસીવ સર્વીસ' (પ્રાગતિક નોકરી) લેવી. તનસુખલાલ પોતાની લાગવગનો ઉપયોગ કરીને મને ગોઠવી દેવા પણ તૈયાર છે, એટલે એક બાજુએ નવો સંસાર અને બીજી બાજુએ નવો વ્યવહાર એ બેઉની વચ્ચે મારે વસવાનું હવે નક્કી થઈ ચૂકયું લેખાય.

"આ રીતે હું તમારી સાથે જેલમાં આવું એવા મારા સંયોગો રહ્યા નથી. તમે જવા નીકળો ત્યારે જરૂર એકાદ દિવસ માટે અમદાવાદ આવજો. તમારા પરિચયને ઝંખતા મારા હૃદયને તેથી આનંદ મળશે. ઊતરવાનું પણ મારે ત્યાં જ રાખજો.

"લી. ગિરીશના વંદેમાતરમ્"

ગિરીશનો પત્ર વાંચીને ગોવિંદને આશ્ચર્ય તો થયું. દેશસેવા બજાવવાના કાર્યમાં પત્નીને ગળામાંની તોક માનનાર ગિરીશ પુનઃ આનંદથી નવી તોક વળગાડવા તૈયાર થયો, એટલું જ નહિ પણ લગ્ન કરવા માટે તેણે જેલમાંથી મુક્તિ મેળવી, અને એ મુક્તિ તેણે સરકારની માફી માંગીને જ મેળવી હોવી જોઇએ એ ગોવિંદને સ્પષ્ટ રીતે સમજાઇ ગયું. સરકારનો મિજાજ ઉગ્ર બની ગયો હતો એમ ગોવિંદ સ્પષ્ટ રીતે જોઇ શકતો હતો, તે વખતે કાંઇ ગિરીશ સહજમાં માફી મેળવી શકે તેમ નહોતું. તનસુખલાલે તૈયાર કરેલી અરજીમાં સહી કરતાં પોતે ખડ ખાતો હતો તેનો ખયાલ પણ શું

ગિરીશ જેવા દેશભક્ત જુવાને નહિ રાખ્યો હોય? ઊર્મિશીલ યુવાનોની દેશભક્તિમાં જે ચંચલતા રહેલી હોય છે તે કોઇ વાર તેમને બેમાલૂમ રીતે પતનાભિમુખ બનાવે છે એવી એક પત્રકારની ટીકા તે વખતે ગોવિંદને સાંભરી આવ્યા વિના રહી નહિ.

ગિરીશનો પત્ર વાંચી રહીને ગોવિંદે જેલમાં સાથે લઇ જવાની વસ્તુઓની યાદી તૈયાર કરવા માંડી, એટલામાં તુલસીદાસ ઘેર આવ્યા અને તેમણે પોતાના હાથમાંનું એક પીળું પરબીડિયું ગોવિંદના ખોળામાં ફેંકીને આનંદ પામતાં કહ્યું: "લે, નિરાંત થઇ, સરકારે તને છોડી મૂકયો."

ગોવિંદે પરબીડિયું ખોલીને વાંચી જોયું. ખરેખર, સરકારે તેને જેલમુક્તિ જ ફરમાવી હતી અને કોઇ જાતની શરત પણ મૂકી નહોતી. માંગણી વિના કરવામાં આવેલો એ બિનશરતી છૂટકારો હતો એમાં શંકા નહોતી. કોઇ જાતના વજનદાર કારણ વિના કેવળ શકને આધારે જ ઘણાય જુવાનોને પોલીસે પકડીને જેલમાં ધકેલ્યા હતા, એવા જુવાનોમાંનો એક ગોવિંદ હતો. પૂર્વે કોઈ વાર તેની ધરપકડ થઇ નહોતી, છતાં તે એક ખાદીકામ કરનારો મહાસભાવાદી જુવાન હતો એ જ કારણે તેને પકડવામાં આવ્યો હતો. જેલમાંના કેદીઓને ખવડાવવા પાછળનું ખર્ચ બની શકે તેટલા પ્રમાણમાં ઓછું કરવાની દૃષ્ટિથી સરકારે તરેહવાર રીતે કેદીઓને છોડવાનું શરુ કર્યું હતું. કોઇને માફીનો માર્ગ સૂચવાતો, કોઇને જામીનગીરીનો માર્ગ દર્શાવવામાં આવતો અને એ માર્ગે નહિ છૂટવા ઇચ્છનારાઓમાંના જેઓ સમય જતાં નિરુપદ્રવી જણાતા તેઓને આ રીતે બિનશરતે પણ જેલમાંથી છોડી મૂકવામાં આવતા. ગિરીશ અને ગોવિંદ જેલમાં હતા ત્યારે તે બેઉએ એ રીતે છૂટવાની અનિચ્છા દર્શાવી હતી, પરન્તુ ગિરીશ પાછળથી નમી પડ્યો અને ગોવિંદ અડગ રહ્યો, એટલે ગોવિંદને સ્વમાનભેર છૂટવાની અત્યારે તક મળી.

ગિરીશે પરણવા માટે જેલમુક્તિ મેળવી, ગોવિંદે સહજમાં જેલમુક્તિ મેળવી; પરન્તુ હવે ગોવિંદ પર પરણવાનું દબાણ પિતા તરફથી પુનઃ આવ્યા વિના રહેવાનું નહોતું, તેમજ ધંધે ચડવાની ફરજ પણ સામે આવી ઊભેલી દેખાતી હતી. જેલમાં જવાનું હતું ત્યાંસુધી જે બાબતોમાં તેને નચિંતાઈ હતી તે જ બાબતોની ચિંતા હવે તેના ઉપર સવાર થઈ.

હવે શું કરવું તે વિષેના વિચારમાં સાંઝસુધી ગોવિંદ ઘેર બેસી રહ્યો. પરણવા સંબંધે પિતા આગ્રહ કરે તો તે ફરીથી ના જ કહેવાનો હતો, પરન્તુ કાંઈ કામધંધામાં તો ચિત્તને પરોવવું જોઇએ એમ તેને લાગતું હતું. કાપડની મોંઘવારી ખૂબ વધી ગઇ હતી અને ખાદીની માંગણી પણ વધી હતી તે તેના ધ્યાનમાં હતું એટલે તેણે પુનઃ એ કામ આરંભવાનો વિચાર કર્યો.

ખાદી વણવાનું કામ કરનારા વણકરોથી તે સારી પેઠે પરિચિત હતો એટલે પહેલાં તે તેમની પાસે ગયો, તો માલૂમ પડ્યું કે વણકરોનું કામ તો સારું ચાલતું હતું પરન્તુ તેઓ બધા મીલનું સૂતર વણતા હતા. હાથકાંતણનું સૂતર એકધારું આવતું નહિ એટલે વણકરો મીલનું સૂતર વણવાને જ વધારે આતુર હતા. મીલનું કાપડ મોંઘું થયું હતું અને ઉત્પાદનના ખર્ચ ઉપર નફો વધુ પડતો લેવામાં આવતો હતો, એટલે મીલ સૂતરની ખાદીની ઘરાકી વધી હોવાથી વણકરોનો ધંધો સરસ ચાલતો હતો. તેમને ઘડીની ય ફુરસદ નહોતી એમ ગોવિંદે જોયું. પણ એ કાંઇ શુદ્ધ ખાદી નહોતી. હાથકાંતણનું સૂતર મેળવીને શુદ્ધ ખાદી વણાવવાનો ઉદ્યમ ફરી ચાલુ કરવાનો માર્ગ તેને પોતા માટે વિશેષ અનુકૂળ લાગ્યો.

પરન્તુ હાથકાંતણનું સૂતર મળી શકતું જ નથી એમ ગોવિંદને એક–બે દિવસની તપાસમાં જ જણાઇ આવ્યું. એવું કેટલુંક સૂતર આસપાસનાં ગામડાંમાંથી આવતું તે હવે બંધ થઇ ગયું હતું અને ખુદ વીરમગામમાં જે ઘરોમાં પહેલાં થોડું ઘણું કાંતણ ચાલતું

તે પણ બંધ થઇ ગયું હતું. કાંતનારી સ્ત્રીઓને મન એ ધંધો ઉદરપોષણનું સાધન માત્ર હતો અને એ સાધન બીજા ઉદ્યમમાંથી મળી જવાને કારણે જ કેટલીક બાઇઓએ પોતાના રેંટિયા બંધ કર્યા હતા.

આ બીજા ઉદ્યમો કયા હતા તેની પૂછગાછ કરતાં ગોવિંદને માલૂમ પડ્યું કે વીરમગામની અને અમદાવાદની મીલોમાં રોજ બબ્બે–ત્રણત્રણ પાળીના કામદારોથી કામ લેવાતું હતું એટલે પુરુષ અને સ્ત્રી મજૂર વર્ગ તે દિશામાં ખૂબ ખેંચાઈ ગયો હતો. ઘણાંય કુટુંબો અમદાવાદ ચાલી ગયાં હતાં અને જે થોડી વૃદ્ધ માતાઓ કે પત્નીઓ ઘેર હતી તેઓને મીલમાંની મજૂરી વડે મબલખ આવક મેળવવા પુત્રો અને પતિઓની હૂંફ હતી, તે કારણે રેંટિયો ફેરવવા જેવી જાતમજૂરી કરવી ગમતી નહોતી.

“ગલાલ ડોશી ! તમેય રેંટિયો ઊંચો મૂક્યો ?” ગોવિંદે પૂછ્યું.

“હવે શા દખે રેંટિયો ફેરવું ? છોકરા મીલમાં જાય છે તે મહીને દહાડે દસ વીસું રૂપિયા લાવે છે અને વહુઓ બજારમાં થોડી મહેનત–મજૂરી કરીને સાંજ પડ્યે રૂપિયો-રૂપિયો લાવે છે, પછી રેંટિયો ફેરવે મારી બલારાત !”

“ત્યારે આખો દિવસ ઘેર શું કરો છો ?”

“ખાઇપીને વહુઓનાં છોકરાં જાળવતી ઘેર બેસી રહું છું !”

ગોવિંદને એમ કહેવાનું મન તો થયું કે–‘નવરા બેસી રહેવા કરતાં ઉદ્યમ ભલો એ તમને નથી સમજાતું ડોસી ?’ પણ તેણે એ ન પૂછ્યું. ઉદ્યમ એ જેને મન કેવળ પેટ ભરવાનું સાધન હતું તેને ગાંધીજીનું ઉદ્યમનું આધ્યાત્મિક મૂલ્ય સમજાવવા બેસવું એ ભેંસ આગળ ભાગવતનું પારાયણ કરવા બરાબર હતું.



## [૮] . . દૂષણુરહિત ધંધાનોકરી માટે...

તુલસીદાસ દુકાનને થડે બેસી એક રબારણને ખોળ તોળી આપતાં હતા અને ગોવિંદ દુકાનને બીજે છેડે એક ચોપડી વાંચતો બેઠો હતો, એટલામાં માથે ભગવો ફેંટો, શરીરે કીરમજી રંગનો હાફકોટ, લાલ કિનારનું સફેદ ધોતીઉં, ડોકમાં રુદ્રાક્ષના મણકાની માળા અને હાથમાં ચાંદીની મૂઠવાળી સુંદર લાકડીથી શોભતા રામગરજી આવી પહોંચ્યા અને બોલ્યા : " કેમ છો તુલસીદાસજી ? કાલે તો હવે અમદાવાદ પાછા જવાનું ઠરાવ્યું છે."

" એમ ? અહીંનું કામ પતી ગયું ? " તુલસીદાસે પૂછ્યું.

ગોવિંદ રામગરજીને માટે બેસવાની જગ્યા કરી આપવા જરા આઘો ખસ્યો એટલે રામગરજી બેઠા અને બોલ્યા : " કામ તો પતેલું જ છે ને ! કાંઈ ઝાઝું કામ હતું જ નહિ, પણ લાંબે વખતે આવ્યો એટલે મામીના આગ્રહથી આ વખતે વધુ દિવસ રોકાયો. કહો, હવે અમદાવાદ કયારે આવશો ?"

તુલસીદાસ બોલ્યા : " મારે તો અમદાવાદ કાંઇ આવવું નથી, પણ મારા ગોવિંદને તમે અમદાવાદ લઈ જાઓ, અને કાંઇક ધંધા નોકરીમાં વળગાડી આપો."

" કેમ ગોવિંદદાસ ! હવે તમારે જેલમાં જવાનું બંધ રહ્યું છે એટલે નવરા હશો. આવવું છે અમદાવાદ ? "

" મારો ધંધો અહીં ચાલે તો મારે અમદાવાદ આવવું નથી, પણ ધંધાનાં ચિહ્નો કાંઇ સારાં લાગતાં નથી." ગોવિંદે જવાબ આપ્યો.

" તમારો ધંધો ખાદીનો. આજે તો જ્યાં ત્યાં પૈસાની રેલ ચાલી રહી છે ત્યાં ખાદીનો ભાવ કોણ પૂછે ? "

" ના, એમ નથી. ખાદીની માંગણી છે, પરન્તુ હાથકાંતણનું સૂતર દુર્લભ બની ગયું છે. હજી તજવીજ કરું છું, જો સૂતર મળતું થાય તો શુદ્ધ ખાદીની ઘરાકી તો પૂરપાટ જાગે તેમ છે."

"શુદ્ધ ખાદી પહેરવી એય એક ફેશન બની ગઈ છે ને! અમદાવાદના કોઈ કોઈ મીલમાલિકો પોતે શુદ્ધ ખાદી પહેરે છે અને લોકોને માટે મીલમાં કાપડ વણે છે, એટલું જ નહિ પણ તેમાં ફોરીનનું પરદેશી રૂ વાપરે છે! આ ખાદીભક્તિ તે કેવા પ્રકારની સમજવી?" રામગરજીએ ટીકા કરી; અને પછી હસીને કહ્યું: "અને મઝા તો વળી એ છે કે કેટલાક મીલમાલિકો પોતાની મીલોમાં વણેલા કાપડને બદલે પોતાને પહેરવા માટે જોઈતું કાપડ પરદેશી બનાવટનું પસંદ કરે છે!"

"એક માણસ પોતે ખાદી પહેરે તેથી તેણે મીલ ચલાવવી જ ન જોઇએ કે મીલનું કાપડ વેચવું ન જોઇએ એ કાંઇ વહેવારુ વાત નથી. કોઈ શુદ્ધ ખાદીની મીલ ચલાવે તો સારી વાત, પણ તેમ ન કરી શકનારે સ્વદેશી કાપડનો ઉદ્યોગ ચલાવવો તે કાંઈ પાપ નથી કે દેશદ્રોહ નથી. બાકી પરદેશી કાપડ પહેરવું કે વેચવું એ તો જરૂર દેશને હાનિ કરનારું હોઇ ત્યાજ્ય છે."

રામગરજી પુનઃ હસીને બોલ્યા: "ઠીક તમે એ વચલો મારગ કાઢ્યો. તો પછી ચાલો અમદાવાદ, તમને કોઈ મીલમાં જ એકાદ કારકુનની નોકરી અપાવી દઉં. મોંઘવારી ભથ્થા સાથે સોએક રૂપિયા જેટલો પગાર સહેજે મળી શકશે."

"હમણાં તો આવવું નથી. અહીં ધંધા માટે કેવીક તક છે તે જોવું છે, અને છેવટે જો અમદાવાદ આવવું જ પડશે તોપણ હું મીલમાં નોકરી કરવાનો નહિ." ગોવિંદે જવાબ આપ્યો.

"ત્યારે શું કરશો?"

"એ તો ત્યાં આવ્યા પછી તપાસ કરીને નક્કી કરીશ. મારા એકાદ બે મિત્રો ત્યાં છે, તેઓની મદદ લઈને પણ મને ફાવતો અને રુચતો જ ધંધો કે નોકરી શોધી કાઢીશ."

"નાની ઉમરમાં ઠીક હિંમત કેળવી છે..." રામગરજી કાંઈક પ્રસન્નતાથી બોલ્યા.

તુલસીદાસ વચ્ચે બોલી ઊઠ્યાઃ " નાની ઉમર શાની છે? ત્રેવીસ તો થયાં. ઘરમાં કામકાજની મૂંઝવણ પડે છે, છતાં હમણાં પરણવાની ય ના કહે છે."

"ઠીક, પરણવું હોય ત્યારે પરણજો, પણ અમદાવાદ આવો ત્યારે ઊતરજો આપણે ત્યાં; તમારે ઘણા મિત્રો અમદાવાદમાં હશે, પણ આજકાલ રોટલો આપવા છતાં કોઇ ઓટલો ન આપી શકે એટલી બધી સંકડાશ હોય છે અને આપણે ત્યાં જગ્યાની છૂટ હોય છે એટલે તમારે મુંઝાવું નહિ પડે.."

તુલસીદાસ બોલ્યાઃ "એટલા માટે જ મારો ઉતારો પણ તમારે ત્યાં જ હોય છે ને! ખુલ્લી હવા, જગ્યાની ૫ગતાશ અને કોઇ જાતની અડચણ નહિ. આખો દિવસ શહેરમાં કામકાજ કરીને થાકયા હોઇએ અને તમારે ત્યાં આવીને રાત્રે એક ઊંઘ લીધી કે બધો થાક ઊતરી જાય."

"હવે અમદાવાદ આવું ત્યારની વાત ત્યારે છે. તમારું મંદિર મેં એક વાર જોયું છે, એટલે ત્યાં આવતાં મને કાંઇ ગૂંચવણ નહિ પડે." ગોવિંદે જવાબ આપ્યો.

એક અઠવાડિયું વધારે ગોવિંદે હાથકાંતણના સૂતર માટે તજવીજ કરી જોઈ, પરન્તુ તેને સફળતા મળી નહિ. શુદ્ધ ખાદી તરીકે જે કાંઇ થોડો માલ ગામમાં વેચાતો જણાતો હતો, તેમાંય ગોવિંદે જોયું કે અર્ધું સૂતર હાથકાંતણનું વપરાતું હતું અને એવી મિશ્ર ખાદી શુદ્ધ ખાદીને નામે ચાલી જતી હતી. શુદ્ધ ભાવનાદૃષ્ટિથી શરુ કરવામાં આવેલા ઉદ્યોગને પણ જ્યારે વેપારનું અર્થશાસ્ત્ર સ્પર્શે છે, ત્યારે એ ભાવનાનું કેવું વિડમ્બન થાય છે અને વળી તંગી તથા મોંઘવારીના વાતાવરણમાં એવો ઉદ્યોગ કેવી વિકૃતિને પામે છે તે ગોવિંદે આ વખતે જોયું તેવું પૂર્વે કોઇ વાર જોયું નહોતું. બધા ઉદ્યોગોમાં અને બધી વસ્તુઓના વેપારમાં વધુ કે ઓછે અંશે આવી

વિકૃતિ જ પેઠી હતી અને ફેલાયે જતી હતી એવું જોઇને ગોવિંદને પણ શંકા રહેતી હતી કે પોતે ભવિષ્યમાં આજીવિકા રળવાને માટે કેવળ દૂષણરહિત ધંધો કે નોકરી શોધી શકશે કે નહિ.

ગિરીશના પત્રનો જવાબ રહી રહીને કેટલેક દિવસે ગોવિંદે લખ્યો, તેમાં પણ તેણે ધંધા અંગેની મુશ્કેલીનો અને ચોમેર ફાટી નીકળેલી વેપારી બદીનો ઉલ્લેખ કર્યો હતો, અને હવે પોતે પણ જેલમાંથી બીનશરતે મુક્તિ પામ્યો હોવાથી પોતાને ધંધા–નોકરીની તજવીજ માટે કદાચ અમદાવાદ આવવાની જરૂર પડે એવો ઇશારો કર્યો હતો. લાગલો જ ગિરીશે તેને જવાબ લખીને ઉત્સાહિત કર્યો અને લખ્યું કે, "ગોવિંદભાઈ ! અત્યારે તો અમદાવાદમાં ધંધા–નોકરીની બિલકુલ ખોટ નથી. કેટલીક વાર તો મ્હોંમાંગ્યે પગારે પણ જોઇતાં માણસો મળતાં નથી, એટલે તમે જો અમદાવાદ આવશો તો તમને ઠેકાણે પડી જતાં જરાએ વાર લાગશે નહિ. તનસુખલાલની લાગવગથી મેં રેશનિંગ ( માપબંધી ) ખાતામાં ઇન્સ્પેકટરની નોકરી મેળવી લીધી છે, અને તમારી ઇચ્છા હશે તો એ ખાતામાં હું તમને સહેલાઇથી નોકરીમાં ચડાવી દઈ શકું તેમ છું. એ ખાતાના વડા અમલદાર તનસુખલાલના મિત્ર છે અને મારા પર તેમનો સદ્‌ભાવ છે એટલે આવું કોઇનું કામ કરી આપવામાં અને ખાસ મુશ્કેલી પણ પડે તેમ નથી. તમે તમારે જ્યારે અમદાવાદ આવવું હોય ત્યારે ખુશીથી આવજો અને ધંધા–નોકરી અંગે કશી ચિંતા કરશો નહિ."

વીરમગામમાં રેશનિંગ નહોતું અને અમદાવાદમાં રેશનિંગની શરુઆત જ થઇ હતી એટલે એ ખાતામાં કેવા પ્રકારનું કામ કરવાનું હશે તેનો ગોવિંદને કાંઇ ખયાલ આવી શકે તેમ નહોતું, પરન્તુ તે એટલું તો સમજી શકતો હતો કે રેશનિંગનાં કાર્ડ ધરાવનારને નક્કી કરેલા માપ જેટલી વસ્તુઓ અપાવવાનું કામ એ ખાતું કરતું હતું અને વેપારીઓની કે સહકારી મંડળીઓની દુકાનો

પર દેખરેખ રાખતું હતું. એ વ્યવસ્થા કાંઇ ગૂંચવણભરેલી ન હોઇ શકે અને એવા કામમાં પોતાને કાંઇ ન આવડે તેવું પણ ન હોઇ શકે એમ ગોવિંદ અનુમાનથી કલ્પતો હતો, પરન્તુ હજી તો એ બધી કલ્પનાઓ ને ગણતરીઓ હતી. પોતે અમદાવાદ જાય, ત્યાં ધંધા–નોકરીની કેવી અનુકૂળતા છે એ નજરે જુએ, અને પછી જ પોતાને ફાવે તો નોકરી કરે, નહિ તો પોતે કાંઇ ભૂખે મરતો માણસ નહોતો કે ગમે તેવો ધંધો–નોકરી કેવળ પેટને ખાતર લઇ બેસે.

વળી ચાર–પાંચ દિવસ વધુ વિચાર કરીને છેવટે ગોવિંદે અમદાવાદ જવાનું ઠરાવ્યું. રામગરજીના મંદિરમાં ઊતરવાનું હતું એટલે ગિરીશને અગાઉથી પત્ર લખવાની ગોવિંદે જરૂર માની નહિ.

બપોરની ગાડી પકડવાને ગોવિંદ સ્ટેશને જઇ પહોંચ્યો પરંતુ સ્ટેશન પર મળેલી ઉતારુઓની મેદની જોઇને તે હેબતાઇ જ ગયો. ગાડીઓની સંખ્યા ઘટ્યા પછી બધાં જંકશન–સ્ટેશનોમાં આવી ગીર્દી જામતી તેનો ગોવિંદને અત્યારે જ ખયાલ આવ્યો. લગ્નગાળો ચાલતો હતો એટલે ઉતારુઓનો પડાવ એટલો પથરાઇ ગયો હતો કે બિસ્તર-પેટી મૂકવાની જગ્યા પણ સ્ટેશનમાં નહોતી તેથી કોમ્પાઉન્ડમાં જ તે મૂકીને ટીકીટ–બારી પર પહોંચવાનું હતું, પરન્તુ ત્યાંય દોઢસો–બસો માણસોની કતાર જામેલી ! ટ્રેન ઊપડવાને હજી વાર હતી, એટલે કતાર ઓછી થવાની રાહ જોતો તે ઊભો રહ્યો, પરન્તુ જેમ જેમ આગળથી કતાર ઓછી થતી જતી હતી તેમ તેમ પાછળથી ટીકીટ મેળવવા માંગતા ઉતારુઓ કતારમાં જોડાતા જતા હતા. ગોવિંદ ઉતાવળે ટીકીટ મેળવી લેવા માટે બીજાઓના જેવો અધીરો નહોતો. વહેલી કે મોડી પણ ટ્રેન ઊપડવાના ટાઇમ પહેલાં ટીકીટ મેળવી લીધી હોય તો બસ.

ત્યાં ઊભાં ઊભાં ગોવિંદે જોયું કે ટીકીટ મેળવી લેવાને અધીરા ઉતારુઓ કાંઇ કાંઇ યુક્તિઓ કરતા હતા. કોઇ ઉતારુ પોતાને

બદલે પોતાની સ્ત્રીને ટીકીટ લેવા માટે બારી પર મોકલતો કારણ-કે 'અબળા' જાત પ્રત્યેની પુરુષ ઉતારુઓની લાગણી તેને ટીકીટ વહેલી મેળવવાની અધિકારિણી માનતી ! જે ઉતારુઓ 'અબળા' વિનાના હોઇને વહેલી ટીકીટ મેળવી લેવા સબળ નહોતા તેઓ પોલીસના માણસની મદદથી સબળ બનતા અને પોલીસનો માણુસ થોડા પૈસાના બદલામાં તેને પોતાના 'ડ્રેસ' દ્વારા બળ ધીરી શકતો ! ગોવિંદે પૂછપાછ કરીને જાણ્યું કે અમદાવાદની ટીકીટનો ભાવ અત્યારે દોઢ રૂપિયો–એટલે કે લગભગ સો ટકા પ્રીમિયમ જેટલો બોલાતો હતો !

એક મજુર આવ્યો, તેણે પૂછ્યું : "માસ્તર ! સામાન અંદર લેવો છે ?"

"હા, પણ તું ટીકીટ લાવી આપે તો જ એ બને."

"ટીકીટ લાવી આપવાની હોય તે સવા રૂપિયો અને નહિતો છ આના." મજૂરે કહ્યું.

"મારે લાંચ આપીને ટીકીટ નથી મેળવવી."

મજાર વ્યંગમાં હસીને જતો રહ્યો.

ટીકીટબારી આગળની ઉતારુઓની કતાર ઓછી થઇ ત્યારે ગોવિંદ કતારને છેડે જઇને ઊભો, પરન્તુ જેમ જેમ સમય જતો હતો અને ગાડી ઊપડવાનો સમય ભરાતો જતો હતો, તેમ તેમ મોડે આવનાર ઉતારુઓ ટીકીટ મેળવવા ધાંધાં થતાં. તેઓને પોલીસના માણસની મારફતનો દર આપવો પડતો અને પોલીસનો માણુસ ઉતારુઓની કતારને બાજુએ હડસેલીને ટીકીટ મેળવી લેતો. આથી ઉતારુઓ બડબડતા ખરા, પરન્તુ પ્રકટ રીતે ફરિયાદ કરવાને કોઇ તૈયાર થતું નહિ. અલબત્ત, એ એક પ્રકારની નિર્બળતા હતી, પરન્તુ ફરિયાદ કરવાથી કશું વળે તેમ નથી એમ જાણનારાઓને નિર્બળ બન્યે જ છૂટકો હતો, કારણકે ફરિયાદ સાંભળવા માટેનું

અધિકારી માનસ જ સમૂળગું પલટાઇ ગયું હતું. ગોવિંદને પણ એ નિર્બળતા સ્વીકારીને ચુમાઇ જવું પડયું.

અને જ્યારે તેને ટીકીટ મળી ત્યારે જ ગાડી ઊપડવા અગાઉના પાંચ મિનિટના ડંકા વાગ્યા. સમાન ઉપાડવા માટે મજૂર જોઇએ, પણ આસપાસ નજર કરતાં એકકે મજૂર જોવામાં આવ્યો નહિ. બધા મજૂરો અંદર ચાલ્યા ગયા હતા. એટલામાં દૂર જતા એક પોર્ટર ઉપર તેની નજર પડી અને તેણે હાક મારી એટલે પોર્ટર આવ્યો. સારી મજૂરી મળશે એવા વિશ્વાસપૂર્વક અને ગાડી ઊપડવાને વાર નહોતી એમ સમજીને તેણે વગર ઠરાવ્યે પેટી પોતાને માથે મૂકીને કહ્યું: " હવે મને બિસ્તર ચડાવો. "

પણ એમ કહેતાં જ તે ચમકી ગયો. તેણે ગોવિંદને ઓળખ્યો. પોલીસની પાસે પોતાને પકડાવનાર એ જ જુવાન હતો એમ એણે જોયું અને તેને ગોવિંદ પર એટલો તિરસ્કાર ઊપજ્યો કે તેણે પેટીને ભોંયે પછાડીને કશું બોલ્યા વિના જ ચાલતી પકડી !

ગોવિંદે પણ તેને ઓળખ્યો અને તેના વર્તનનો મર્મ તે સમજી ગયો. પરન્તુ આટલીએ પરવશતા શામાટે ? તેણે તુરત બગલમાં પેટી ગોઠવી, એક હાથમાં બિસ્તર ઊંચક્યો, બીજા હાથમાં પાણીનો કૂજો પકડ્યો અને તુરત ચાલવા માંડયું. 'સ્વાશ્રય'નો ઉપયોગ આવે વખતે ન થાય તો કયારે થાય ?

છતાં તે દાદર ઊતરી રહ્યો અને ગાડી ઊપડી ! ગોવિંદને નિરાશ થઈ, ટીકીટ પાછી આપી ઘેર પાછાં ફરવું પડયું; અને મોટર ખટારામાં સંકડાઇને બેસી, ધૂળ ખાતાં અમદાવાદ જવું પડયું.



# [ ૯ ] . . . . . ત્રાણુમી કલમનું રાજ્ય

વિક્ટોરિયા ગાર્ડન સામે આવેલા મોટર બસના 'સ્ટેન્ડ' પાસે વીરમગામની બધી બસો થોભતી. ગોવિંદ ત્યાં ઊતરી પડ્યો. હવે તેને નદીની પેલી મેર રામગરજીને મંદિરે જવું હતું એટલે ભાડાની ગાડી લીધા વિના છૂટકો નહોતો. ગાર્ડન પાસે કેટલીક ગાડીઓ ઊભી હતી ત્યાં તેણે પૂછ્યું તો કોઇ વાડજ પાસે કાળકા માતાને મંદિરે જવાનું ભાડું બે રૂપિયાથી ઓછું બતાવતું નહોતું. જો કોઇ મજૂર મળી જાય તો તેની પાસે સામાન ઊપડાવીને પોતે ચાલતો જવા તૈયાર હતો, અને હજી સાંઝ પડવાને ઘણી વાર હતી એટલે બહુ મોડું થઈ જવાનો સંભવ નહોતો.

તે મજૂરની પૂછગાછ કરતો ઊભો. મજૂર જેવો કોઇ દેખાય તેને તે પૂછતો, પરન્તુ કોઇએ ના પાડી તો કોઇએ જાણે સાંભળ્યું જ નહિ. એટલામાં પચાસેક વર્ષની ઉમરનો એક ગામડિયો નીકળ્યો તેને ગોવિંદે પૂછ્યું : "ડોસા, આ સામાન ઉપાડીને આવવું છે ?" તે કાંઇ જવાબ આપે તે પહેલાં નજીક ઊભેલા સિપાઇએ બૂમ મારીઃ "એ ડોસા ! અહીં આવ !"

ડોસો સિપાઈ પાસે ગયો કે તુરત સિપાઇએ પૂછ્યું : "ક્યાંનો છે ?"

"ચાનખેડે રહું છું."

"હાથમાં આ લાકડી કેમ રાખી છે ?" સિપાઇએ ડોળા ફફડાવીને પૂછ્યું.

"અમસ્થી. ઘેરથી નીકળ્યો ત્યારે હાથમાં હતી તે રહી ગઇ." ડોસાએ જવાબ આપ્યો.

"હથિયારબંધીનો કાયદો છે તેની ખબર છે ?"

"પણ આ તો લાકડી છે—ધારિયું ક્યાં છે ?"

" લાકડી પણ હથિયાર છે, ચાલ ગેટ પર ! "

" લ્યો, આ લાકડી ફેંકી દીધી. " એમ કહીને લાકડી બાજુએ પડતી મૂકીને તે બોલ્યો : " હવે કાંઇ છે ? "

" એ તારા ઢોંગ નહિ ચાલે, લાકડી પકડી લે ને ગેટ પર ચાલ ! "

" ભૈશાબ ! અમે એવા કાયદા–બાયદા થોડા જાણીએ છીએ ! "

" તો અમદાવાદમાં આવ્યો શું કામ ? "

" હવે જવા દો ભૈશાબ ! હવે પછી લાકડી લઇને અમદાવાદમાં આવું તો કહેજો ! "

" ગજવામાં શું છે ? અફીણ ! "

" અફીણ હું નથી ખાતો. " કહી ડોસાએ ગજવામાંથી એક પડીકું કાઢ્યું, તો તેમાં માત્ર રૂપિયા રૂપિયાની ત્રણ નોટો અને થોડું પરચુરણ હતું.

" એમાંથી એક નોટ લાવ, અને ચાલ્યો જા ! "

ડોસો સમજી ગયો કે સિપાઇને રૂપિયો ખાવો છે. પાસે ઊભેલો ગોવિંદ મનમાં ઊકળી ગયો ખરો પણ હથીયારબંધીના કાયદા મુજબ પાસે લાકડી રાખવી એ ગુન્હો હતો, અને જો પોતે વચ્ચે પડવા જાય તો ડોસાને ગેટ પર જવું પડે અને તેને વધુ હેરાન થવું પડે એવો સંભવ હતો, એટલે તે એ પ્રકરણ મૂગો મૂગો જોઇ જ રહ્યો. ડોસાને છેવટે રૂપિયો કડવો કરીને છૂટવું પડ્યું.

ગોવિંદે એક રિક્ષા જોઈ અને તેને થોભાવી. રિક્ષાવાળાએ ભાડાના બાર આના માંગ્યા.

ત્યાં તો સિપાઇની નજર રિક્ષાની વીંખાઈ ગએલી બ્રેક પર પડી અને તેણે બૂમ મારી : " ખડા રહે ! "

સિપાઈ રિક્ષા પાસે આવ્યો. " સાલા ! બ્રેક વિના રિક્ષા ફેરવે છે ? ચાલ ગેટ પર ! "

" હવે જવા દો ને બેશાબ ! " કરતાંક રિક્ષાવાળાએ ગજવા-માંથી પાવલી કાઢીને સિપાઇના હાથમાં મૂકી દીધી. રોજના વહે-વારથી ટેવાયલો રિક્ષાવાળો પેલા ડોસા કરતાં વહેલો છૂટચો. રિક્ષા-વાળો ચાલ્યો ગયો અને ગોવિંદ મૂઢની પેઠે એ પ્રકાર જોઇ જ રહ્યો.

ગોવિંદે વળી બીજી રિક્ષા થોભાવી. તેણે ય બાર આના માંગ્યા. ગોવિંદે કહ્યું: " પણ મારે રિક્ષામાં બેસવું નથી, ફક્ત આ સામાન મૂકવો છે અને મારી સાથે ચાલતાં તારે વાડજ આવવાનું છે, તો કાંઇ ઓછું લે."

" એમ તો વધારે વખત જાય. રૂપિઓ આપવો પડશે. "

ગોવિંદે રૂપિયો કબૂલ રાખ્યો અને રિક્ષામાં સામાન મૂકચો. સિપાઇને એ વિચિત્ર જુવાન લાગ્યો. રિક્ષામાં બેસવાને બદલે ચાલીને જવાનું અને ઉપરથી ચાર આના વધારે ભાડું આપવાનું કબૂલ કરનાર માણસ બેવકૂફ નહિ તો કેવો ? માણસથી ખેંચાતી ગાડીમાં બેસવામાં અધર્મ લેખનાર ગોવિંદને રિક્ષાની સાથે પગપાળો ચાલ્યો આવતો જોઇને મંદિરના બારણામાં ઊભેલા રામગરજી પણ હસી પડચા અને બોલ્યા : " ગોવિંદદાસ ! તમે તો છોટા ગાંધી મહાત્મા બની ગયા છો ને શું ! ભલે ભલે, આવો ! તુલસીદાસજી મઝામાં છે ને ? "

" જી હા ! " ગોવિંદે પ્રસન્નતાથી જવાબ આપ્યો અને રિક્ષામાંથી સામાન ઉતારી અંદર લીધો.

નાનુંસરખું મંદિર હતું પરન્તુ મંદિરના પ્રમાણમાં આસપાસની છૂટી જગ્યા વિશાળ હતી; બે બાજુએ લાંબી પરશાળો હતી, એક બાજુએ મહંતને રહેવાના માળવાળા સ્વચ્છ ઓરડાઓ હતા, ડહેલી પર માઢમેડી હતી, આંગણામાં એક લીંબડો અને થોડા કરેણના છોડવા હતા, અને એકંદરે એ સ્થાન કોઇને પણ ગમી જાય તેવું શાન્ત હતું.

ગોવિંદે સામાનને પરશાળમાં મૂકવા માંડ્યો એટલે રામગરજી બોલ્યા : " ત્યાં નહિ, આ ઓરડામાં સામાન લાવો, પરશાળમાં તમને નહિ ફાવે. "

ગોવિંદે ઓરડામાં એક ખૂણે બિસ્તર-પેટી મૂક્યાં. રામગરજી સામે પાથરેલી ગાદી પર જઈ બેઠા એટલે ગોવિંદ પેટીમાંથી પિત્તળનો એક દાબડો કાઢીને રામગરજીની સામે જઈ બેઠો ને દાબડો રામગરજીની સામે મૂકતાં બોલ્યો : " પિતાજીએ આપને માટે થોડી મિઠાઇ મોકલી છે. "

" એમ ? " રામગરજીએ પ્રસન્નતાથી સ્મિત કરીને દાબડો ખોલી કહ્યું : " તુલસીદાસજીએ મારે માટે મગજ મોકલ્યો છે, પણ ગોવિંદદાસ ! તમે પૂરા ભાગ્યશાળી કે આ મગજ પોલીસને હાથ પડ્યો નહિ ! "

" નહિતો ? "

" નહિતો તમે મુસ્કેલીમાં આવી પડત. કારણકે ખાંડની બનાવેલી મિઠાઇ આયાત નહિ કરવાનો અમદાવાદમાં કાયદો છે ! "

" ભાથું પણ ન લવાય ? "

" લવાય, પણ શેર-બશેર હોય તો ચાલે; આ તો કાંઇ નહિ તો પાંચેક શેર હશે અને તેમાં અઢી શેર ખાંડ હશે એટલે તે કાયદાની ચુંગાલમાં આવી જાય ! દાબડો ને મગજ બેઉ તમે ગુમાવી બેઠા નહિ એટલા માટે મેં તમને ભાગ્યશાળી કહ્યા ! " એમ કહીને રામગરજી ખડખડાટ હસી પડ્યા.

" ખરેખર હું ભાગ્યશાળી, તરેહવાર કાયદાનું બલિદાન બની જતા બે અભાગિયા જીવોને થોડી વાર પહેલાં જ મેં જોયા. એક તો હાથમાં લાકડી લઈ જતો ડોસો અને બીજો અનિયમિત બેકવાળી રિક્ષા ફેરવનારો. "

" તેમનું શું થયું ? "

" થવાનું શું હોય ? સિપાઇને લાંચ મળી એટલું જ ! "

" એ તો અહીં ડગલે ને પગલે બન્યા કરે છે. નવા–નવા વટહુકમો નીકળે છે, પોલીસની સત્તા વધે છે, અને લોકો બધા કાયદાનો યથાર્થ અમલ કરીને અમદાવાદમાં રહી શકે જ નહિ એટલે કાયદાભંગ આપોઆપ થાય છે અને ખિસ્સું હળવું કરીને ગાડું ગબડાવ્યે જાય છે. બિચારા શું કરે ? " રામગરજીએ વસ્તુસ્થિતિને સંક્ષેપમાં કહી સંભળાવી.

" મને નવાઈ તો લાગી છે. હું પાસે ઊભો હતો છતાં પોલીસના માણસને ઉઘાડી રીતે લાંચ માગતાં સંકોચ પણ ન થયો ! "

" શાનો સંકોચ થાય ? રીઢા થઇ ગએલાઓને વળી સંકોચ શાનો ? અમલદારો સુધી કોઇ વાતો પહોંચતી હોય તોપણ તેઓને આંખ આડા કાન જ કરવા પડે ! તે બધાય જાણે છે કે રાજ્ય ત્રાણુમી કલમનું ચાલે છે ! "

" ગુન્હાનો ભય જ જાણે ચાલ્યો ગયો હોય એમ નથી લાગતું ?"

" એ પણ ત્રાણુમી કલમની જ મહેરબાની છે ! લોકો ગુન્હો કરતાં સંકોચાતા નથી કારણકે ગુન્હો કર્યા વિના જીવન ચલાવવું મુશ્કેલ બને એટલા બધા કાયદા થઇ ગયા છે, અને ગુન્હો કરીને લાંચથી નિર્દોષ બની જવાય છે; હલકા નોકરો માને છે કે ઉપરીઓ આંખ આડા કાન કરવાના છે એટલે તેઓ ગુન્હો કરતાં પાછું વાળી જોતા નથી; ઉપરીઓ સમજે છે કે નોકરોને જરૂર કરતાં ઓછા પગારો મળે છે અને જ્યાં સેંકડે નેવું ટકા ગુન્હા કરતા હોય ત્યાં કેટલાકની નોકરી ખુંચવી લેવાય ? જો નોકરી ખુંચવી લેવાય તો નોકરોની તંગી પડે અને તેથી વ્યવસ્થા જાળવવી મુશ્કેલ બની જાય; એટલે તેઓ ય આંખો મીંચીને ત્રાણુમી કલમની છત્રછાયા હેઠળ હાંકયે રાખે છે ! "

" અમદાવાદમાં લાંચની બદીની તપાસ ચલાવનારી એક સમિતિ હતી ને ? " ગોવિંદે પૂછ્યું.

"એ તો હતી મહાસભાવાદીઓના પ્રધાનમંડળ વખતે. હવે તો ત્રાણુમી કલમની તુમારશાહી એને ગળી ગઇ છે! મને લાગે છે કે આ બધું મોટા અમલદારોની જાણ બહાર નહિ હોય, પણ જ્યાં ઠેરઠેર બદી જ ફાટી નીકળે ત્યાં તેઓ કેટલેક ઠેકાણે હાથ દેવા જાય! તેઓય લાચાર બની ગયા હશે, અને કોઈ કોઈ તો 'લોલ'માં 'લોલ' પુરાવતા પણ હશે!"

"ત્યારે શું એનો કાંઈ ઉપાય જ નહિ? આપણા દેશને તદ્દન સ્વચ્છ હાથવાળા અમલદારો કે વહીવટદારો કોઈ વાર મળશે જ નહિ?"

રામગરજી હસી પડીને બોલ્યા: "સ્વચ્છ હાથવાળો કોઇક માનવી હોય, ઝાઝા ન હોય, ગોવિંદદાસ! એટલે કોઇ પણ ઉપાય હોય તોપણ તે થીગડું જ બને. આજની સ્થિતિ ખરાબ છે ખરી અને તે સુધરશે પણ ખરી; પરન્તુ તે સર્વ રીતે સુધરી જશે એમ ન માનતા. દુનિયાનો વહેવાર તો એમ જ ચાલ્યા કરે. આદર્શ તો વ્યક્તિનો હોય તો તે પળે, કાંઈ આખો સમાજ આદર્શ પાળી શકે? બધા કાંઈ સરખી શક્તિવાળા ન હોય, તેમ બધા સરખી નીતિવાળા પણ ન હોય."

રામગરજી એક મંદિરના મહંત હતા, પરન્તુ તેમને દુનિયાદારીનું જ્ઞાન સારી પેઠે હતું અને તેમના વિચારો ઊંડી સમજદારી પણ બતાવતા હતા એમ ગોવિંદે જોયું. બીજા સાધુ–બાવાઓ જેમ પોતાનું પેટ ભરવામાં કે ગાદી જાળવી રાખવામાં જ સમજે છે, પોતાના મંદિરની, ભક્તોની કે સેવકોની બહારની દુનિયામાં ડોકિયું પણ કરતા નથી, એવા રામગરજી નહોતા એ તો ગોવિંદે આજે પહેલી જ વાર તેમની વાતચીત ઉપરથી જાણ્યું. રામગરજીનો જે વિશેષ પરિચય તેને આ થોડા દિવસના ગાળામાં થયો હતો, તે પરથી તેને માલૂમ પડ્યું કે દેશ અને દુનિયાની ઊંડી નહિ તો કામચલાઉ માહિતી તો તે ધરાવે છે ખરા.

ગોવિંદ બોલ્યો : “ આદર્શ પાળી શકાય તેવો ન હોય તોપણ આદર્શની સામે દૃષ્ટિ તો હોવી જ જોઇએ, મહંત મહારાજ ! ”

“ એની હું ક્યાં ના પાડું છું ? ”

અંધારું થયું હતું એટલે નોકરે સ્વીચ દબાવી કે તુરત બત્તી થઈ. રામગરજી સફાળા ઊઠ્યા અને બૂમ મારી બોલ્યા : “ અલ્યા દેવલા ! ત્હારી મ્હોંકાણ થાય...પાછી મંદિર ઉપરની બત્તી કેમ સળગાવી ? ”

“ એ...એ...ભૂલી ગયો મહારાજ ! ” કહેતોક દેવો દોડ્યો અને તેણે બત્તી બંધ કરી.

રામગરજી પાછા ગાદી પર બેસતાં બોલ્યા: “ હજી કાલે જ ઇન્સ્પેક્ટરને પાંચ રૂપિયા આપીને પાછો કાઢ્યો છે...”

“ બ્લેક આઉટનો કાયદો ભાંગવા માટે...”

“ હાસ્તો ! હજી આ બત્તીઓ ઉપર ‘શેડ’ નાંખવાં છે તે આવ્યા નથી...કહે છે કે અજવાળાનું એક પણ કિરણ ઓરડાની બહાર જાય તો કાયદો તૂટી પડે, અને ઇન્સ્પેક્ટરના ગજવામાં એકાદ નોટ પડે કે એકાદ લીલી નોટ કોરટમાં દંડ ભરી દેવી પડે એટલે કાયદો સંધાઈ જાય ! આ તે કાંઈ રાજ્ય છે ગોવિંદદાસ ? જાણે અમલદારોની મોજમાં આવે ત્યારે આપણે રાજ્યના ગુન્હેગાર, અને તેમની મોજમાં આવે ત્યારે આપણે નિર્દોષ ! આવા વખતમાં આદર્શની વાત કરનાર વેદિયો જ ગણાય...ઠીક, ચાલો, કપડાં ઉતારો, જમવા ઊઠો; વાતો કરવાને તો હવે ઘણાય દહાડા છે...”

ગોવિંદ ઊઠ્યો અને કપડાં ઉતારીને મહંત મહારાજની સાથે જમવા ચાલ્યો.



## [ ૧૦ ] . . . . . ગિરીશને ત્યાં ગોવિંદ

બીજે દિવસે સવારમાં વહેલાં નિત્યકર્મથી પરવારીને ગોવિંદ સીધો ગિરીશને ત્યાં ગયો. તે વખતે ગિરીશનું ચાહપાન ચાલતું હતું. ગોવિંદને જોતાં જ ગિરીશ ચાહનો પ્યાલો નીચે મૂકી એકદમ ઉત્સાહભેર ઊભો થઈ ગયો અને ગોવિંદને સત્કારતો આનંદથી બોલ્યોઃ " આવો આવો ગોવિંદભાઈ! તમે ક્યારે આવ્યા ? "

" કાલે સાંઝે. " બોલતો ગોવિંદ ખુરશી પર બેઠો.

ગિરીશે તેની સામે બેસતાં ચાકરને બૂમ મારી : " અરે રામા ! ચાહનો એક પ્યાલો લાવ. "

" હું ચાહ પીતો નથી. " ગોવિંદ બોલ્યો.

" અરે હા ! એ તો હું ભૂલી જ ગયો. " તેણે ફરી હાક મારી કહ્યું: " અરે રામા ! ચાહ ન લાવતો, દૂધ લાવજે. "

" એટલી બધી તકલીફ શામાટે લો છો ? હું દૂધ પીને જ નીકળ્યો છું. "

" એવો વિનય કરવાનો જવા દો, ગોવિંદભાઇ ! તમે મારી મિત્રતાની ઓછી કીંમત આંકી તેનો હજી તમારે જવાબ આપવાનો છે. બોલો, મારે ત્યાં કેમ ન ઊતર્યા ? "

" વાડજ પાસે એક મંદિર છે તેના મહંત મારા પિતાના સ્નેહી છે. તેમનો બહુ આગ્રહ હતો એટલે ત્યાં ઊતર્યો. તમારી મિત્રતાની કીંમત હું જરાએ ઓછી આંકતો નથી. "

" ઠીક, ઠીક, પણ ચાર દિવસ વહેલા આવ્યા હોત તો મઝા પડત. "

" કેમ વારુ ? "

" ગયા ગુરુવારે મારું લગ્ન હતું. "

" એમ ? પણ તમે કંકોતરી જ ક્યાં લખી હતી ? "

"કંકોતરી તો કોઈને લખી નથી. મેં તમને લખ્યું હતું ને, કે કશા મોટા સમારંભ વિના કે ગરબડ–ધમાલ વિના લગ્ન પતાવવાનું છે? વળી આ તો "રજીસ્ટર્ડ" મેરેજ, એટલે કંકોતરી શાની હોય? લગ્નની ખબર હું તમને પત્રથી આપવાનો જ હતો, ત્યાં તો તમે આવી પહોંચ્યા. બહુ સારું થયું."

એટલામાં તો રામાને બદલે તારિકા જ દૂધનો પ્યાલો લઈને આવી પહોંચી અને ગિરીશે આનંદપૂર્વક ગોવિંદને પત્નીની અને પત્નીને ગોવિંદની ઈંટ્રોડકશન–ઓળખાણ કરાવી.

"તારિકા! આ ગોવિંદભાઈ અને હું જેલમાં આઠ માસ સાથે રહ્યા હતા અને જેમ જેમ અમે કોઈ ચર્ચામાં વધારે ને વધારે ઝગડતા, તેમ તેમ અમે વધારે ને વધારે ગાઢ મિત્રો થતા ગયા, કેમ ખરું ને ગોવિંદભાઈ!"

"હા, ખરું. આપણી ચર્ચા અને આપણા ઝગડા સમય પસાર કરવા માટેના હતા, એના ભાનપૂર્વક આપણે ઝગડતા એટલે જ આપણે મિત્રો બન્યા. જીવનમાં કાંઈ હંમેશાં એવું નથી બનતું." ગોવિંદે દૂધ પીતાં કહ્યું.

"જીવનમાં મતભેદને અંગે ઉપસ્થિત થતા ઝગડા માણસને દઝાડે છે એમ તમે કહેવા માગો છો ને?"

"હા, કેમ નહિ?"

ગિરીશે સ્મિત કરીને તારિકા સામે જોતાં કહ્યું: "તારિકા! આ ગોવિંદભાઈ કેવું જૂઠું બોલે છે! આપણે ચાર દિવસમાં મતભેદને અંગે ઝગડયાં છીએ, છતાં પરસ્પર અનુકૂળ બનીને કેવા આનંદમાં રહી શકીએ છીએ તે બિચારા કુંવારા ગોવિંદભાઈ ક્યાંથી સમજી શકે?" અને ગિરીશ ખડખડાટ હસી પડ્યો.

તારિકાને આ વાતચીત કાંઈ ગમી નહિ, છતાં તેણે મંદ સ્મિત કરીને ગોવિંદે ખાલી કરેલો પ્યાલો રકાબી લઈ નીચે જતાં કહ્યું: "હું અત્યારે એલિસબ્રિજ જઉં છું."

"કેમ વારુ?"

"ભાઇને મળવા."

"પાછી ક્યારે આવીશ?"

"તમે ત્યાં આવજો એટલે નક્કી કરીશું."

"વા...રુ."

પછી ગિરીશ ગોવિંદને સંબોધીને બોલ્યો: "કહો ગોવિંદભાઇ! અમદાવાદમાં વેપાર કરવો છે કે નોકરી?"

"કાંઇ પણ સદ્દુદ્યમ કરવો છે." ગોવિંદે કહ્યું: "વેપારની સગવડ થઇ શકે તેમ હોય તો તે કરવામાં હરકત નથી. પિતાજીએ એથી ત્રણ હજાર રૂપિયા રોકવાની પરવાનગી આપી છે. અને સારી નોકરી મળી શકે તેમ હોય તોય વાંધો નથી."

"જુઓ, અત્યારે કાપડના વેપારમાં મઝા છે. મારા પિતાજી એ વેપારમાં હમણાં ખૂબ ફાવ્યા છે. કાપડ ઉપર કંટ્રોલ આવવાની વાતો ઊડે છે, પણ તે આવ્યા પહેલાં તો પિતાજી લાખેક રૂપિયા ચોખ્ખા કરી લેશે!"

"એમ? પણ એ વેપાર માટે કાંઇ નાની મૂડી ન ચાલે. અને હું કાંઇ વધારે પૈસા રોકી શકું તેમ નથી."

"અરે, કાપડનો વેપાર તો આજે વિના પૈસે થઇ શકે છે!"

"એ કેવી રીતે બની શકે?"

"મારી લાગવગથી."

"હજી પણ હું ન સમજી શક્યો."

ગિરીશ હસીને બોલ્યો: "ન સમજ્યા? થોડા મીલએજંટો સાથે તમારી ઓળખાણ હું કરાવી આપીશ. તેઓ તમને જે માલ આપે તેના સવાયા દામ તમે એક દિવસમાં ઊપજાવી શકો એટલી હદ સુધી કાપડનું બજાર બહેકી ગયું છે. વગર મૂડીએ એક જ દિવસમાં મ્હોંમાંગ્યો નફો તારવી શકાય એવો લાગ છે, હવે સમજ્યા?"

ગોવિંદ વિચારમાં પડી ગયો. કાપડમાં જે નફાખોરી ચાલતી હોવાની વાતો તેણે સાંભળી હતી તે પોતાના પિતાના વેપારમાં ચાલતી નફાખોરીનું જ બીજું રૂપ હતું એ સમજતાં તેને વાર લાગી નહિ. તેણે પૂછ્યું : "પણ હું તો એ કાપડ ખરીદનારાઓને પણ નથી ઓળખતો."

"એ કામ તમને દલાલ કરી આપશે અને હું તમને એવો દલાલ પણ મેળવી આપીશ. તમારે દુકાન કે માલ સંઘરવા માટે વખાર ન રાખવી હોય તોય ચાલી શકશે. બોલો, ઇચ્છા છે?"

"ના, એ મને નહિ ફાવે ગિરીશભાઇ! મેં તમને જે સદુદ્યમ કરવાની વાત કહી તેમાં આ વેપાર નથી આવતો. એવો વેપાર તો હું પિતાજીની દુકાનમાં રહીને ય કરી શકત."

ગિરીશ સ્મિત કરીને બોલ્યો : "તો પછી તમે નોકરી જ કરી શકશો, પણ આજે વાતાવરણ એવું છે કે નોકરીમાં તમે તમારું વ્રત પાળી શકશો કે કેમ તે માટે મને શંકા છે."

"મારું કોઇ વ્રત નથી, પરન્તુ જેટલો શ્રમ હું કરું તેટલો બદલો મને મળે, તેથી વધારે નહિ કે ઓછો નહિ, એ મારો સિદ્ધાન્ત છે, તેને તો હું વળગી રહેવા જ માંગું છું. દુકાન, વખાર, મૂડીનું રોકાણ એ કશું કર્યા વિના કેવળ તમારી લાગવગને જોરે હું હજારો કમાઉં એવી મારી ઇચ્છા નથી અને એટલી મારી જરૂરિયાત નથી."

"વારુ, ત્યારે કોઇ મીલમાં નોકરી લેવી છે? મારા ઓદ્ધાને અંગે મીલએજંટોની સાથે મેં સારો સંબંધ કેળવ્યો છે."

"રેશનિંગ ખાતાને અને મીલએજન્ટોને કાંઇ સંબંધ ખરો?"

"જેને અમદાવાદમાં રહીને રોટલીનો એક ટુકડો ખાવા જોઇએ છે તે બધા મારા ગુલામો છે, સમજ્યા?" ગિરીશે આંખો વિસ્ફારીને ઠંડે કલેજે કહ્યું.

ગિરીશના એ શબ્દો ગોવિંદને ગમ્યા નહિ. ગઇ કાલનો મહાસભાવાદી અને સમાજવાદી જુવાન આજે ફાસીવાદની ભાષા

જાણે બોલતો હોય એવો તેને ભાસ થયો. ગોવિંદના મનોવિકારને તેના વદન પરની રેખાઓથી પારખી જઇને ગિરીશ બોલ્યો: "કોઇને કનડવાનું કામ હું કરતો જ નથી ગોવિંદભાઇ! પરન્તુ ગરજાઉ માણસો જ એવા ભયભીત બન્યા હોય છે કે તેઓ પોતાની મેળે અમલદારોની ખુશામત કરે છે અને એવી રીતે જામતી લાગવગ કે સંબંધના બદલામાં હું તેમને કાંઇ કામ ન બતાવું તો ઊલટા તેઓ અસંતોષ બતાવે છે! એટલે તેવાઓને સંતોષ આપવાય મારે તેમને કાંઇ કામ બતાવવું પડે છે. હું તમારે માટે કોઇ મીલએજંટને નોકરીની ભલામણ કરીશ, તેથી તેઓ મ્હોં નહિ મચકોડે કે ગલ્લાં તલ્લાંય નહિ કરે. પરન્તુ ઊલટા રાજી થઇને તમને નોકરી આપશે. કહો, ઇચ્છા છે?"

"મીલમાં કેવું કામ કરવું પડશે?"

"તમને જેવું ફાવે તેવું કામ મળી શકશે, અને શરુઆતમાં થોડો વખત કામ શીખવું હશે તો એવી સગવડ પણ કરી શકાશે. મોંઘવારી ભથ્થા સાથે સહેજે સવાસો–દોઢસો પગાર મળી રહેશે."

પણ ગોવિંદનું મન માન્યું નહિ. તેને એ મૂડીવાદીઓનાં શોષક કારખાનાંઓમાં નોકરી કરવા ઉપર કંટાળો હતો તેથી તેણે રામગરજીની દરખાસ્ત પણ સ્વીકારી નહોતી, એટલે ગિરીશની દરખારત પણ તેને રુચિ ઊપજાવી શકી નહિ. તેણે કહ્યું: "ગિરીશભાઇ! બહુ મોટા પગારની મને જરૂર નથી. અહીંના કોઇ ખાદીભંડારમાં મને નોકરી અપાવી શકો તો બહુ સારું."

"ખાદીભંડારમાં?" ગિરીશ માટે એ અણધાર્યો પ્રશ્ન હતો. થોડી ક્ષણ વિચાર કરીને તે બોલ્યો: "તમે શુદ્ધ ખાદી પહેરો છો એટલે વાંધો તો નથી, પરન્તુ અહીંના નાના ભંડારોનું કામ બહુ જૂજ ચાલે છે અને મોટા ભંડારોમાં કોઇ જગ્યા ખાલી છે કે નહિ તેની મારે તજવીજ કરવી પડશે."

"ભલે તજવીજ કરજો, મને ખાસ ઉતાવળ નથી. કહો તો હું પાછો તમને કાલે મળું."

"અરે યાર! અહીં જ તમે રહી જાઓ ને ગોવિંદભાઇ! તમે આવું જુદાપણું કેમ માનો છો? તમે પાંચ પંદર દિવસ રહેશો તો હું કાંઇ રોટલે ગરીબ નહિ બની જઉં." ગિરીશની મિત્ર પ્રતિની મમતાની એ વાણી હતી.

"તમને હું બોજારૂપ ન લાગું, છતાં એક વણિક કુટુંબમાં રહેતાં મને તો સંકોચ જ થાય. રામગરજીને ત્યાં રસોઇયો છે, નોકર-ચાકર છે, રોજ બે-ચાર મહેમાનો પણ હોય છે એટલે તેમને મારે માટે ખાસ તકલીફ લેવી ન પડે. આ કારણથી મેં ઉતારો ત્યાં જ રાખ્યો છે. ધંધા–નોકરીમાં સ્થિર થતાં એકાદ રૂમ ક્યાંક મેળવી લેવાનો મારો ઇરાદો છે."

"બધો 'પ્લાન' ચોક્કસાઇપૂર્વક ગોઠવીને જ ડગલું ભરવું એવો તમારો સ્વભાવ હું જાણું છું!" ગિરીશ પ્રસન્નતાથી બોલ્યો: "ત્યારે હવે મારે તેમને રામગરજીને મંદિરે જ ખબર આપવાની રહી. બે દિવસમાં હું તજવીજ કરી લઇશ અને સાઇકલને એક વાર એ બાજુએથી જ દોડાવી લઇને તમને ખબર આપીશ, કેમ બરાબર ને?"

"તમને એ રીતે તકલીફ પડે એ મને ન ગમે..."

"પણ તે વિના છૂટકો નથી. તમે ફેરો ખાઓ અને મારી તજવીજ અધૂરી હોય તો તમારો ફેરો નકામો જાય, એ કરતાં તજવીજ પૂરી થતાં હું જ એક ફેરો ખાઇ લઉં તે શું ખોટું? અગરતો સિપાઇને ચિઠ્ઠી લઇને મંદિરે મોકલીશ."

"ભલે તમને યોગ્ય લાગે તેમ કરજો. હવે મને રજા છે?"

"ના! આપણે સાથે જમીએ, પછી જ હું તમને રજા આપીશ."

"પણ મંદિરમાં..."

"મંદિરમાં પહોંચીને તમે કહેજો કે હું જમવાનો નથી." એમ કહેતાં ગિરીશ ગોવિંદ ઉપર દૃષ્ટિપાત કરીને ખૂબ હસ્યો.

  

# [ ૧૧ ] . . . . રામગરજીના ભક્તો

ગિરીશ નોકરી માટેની વ્યવસ્થા કરીને ખબર ન આપે ત્યાંસુધી ગોવિંદને નવરાશમાં જ વખત ગાળવાનો હતો. રામગરજીને ત્યાં તેને કશી તકલીફ નહોતી, તેમજ રામગરજીનો પોતા પરનો ભાવ પણ સારો હતો એટલે તેને સંકોચ ઊપજે તેમ નહોતું. રામગરજીને ત્યાં એક દૈનિક વર્તમાનપત્ર આવતું, ઉત્તર હિંદનું એક હિંદી સાપ્તાહિક પત્ર અને મુંબઈનું એક ગુજરાતી સાપ્તાહિક પત્ર આવતું, પુસ્તકોથી ભરેલાં બે કબાટો હતાં, એટલે વાચન પાછળ ગોવિંદ પોતાનો વખત સહેલાઈથી પસાર કરતો. બપોરને વખતે તે શહેરમાં થોડું ફરી આવતો અને રાત્રે રામગરજી સાથે વાતચીત કરી દેશ અને દુનિયાની અવનવી વાતોનો વિનિમય કરી સમય ગાળી શકતો.

બે દિવસમાં જ ગોવિંદે જાણી લીધું કે મંદિરને સારી આવક હતી. મંદિર અંગેનાં કેટલાંક ખેતરો હતાં તેની ખેતી રામગરજી ખેડૂતોને પાકનો ભાગ આપીને કરાવતા તેમાંથી સારી આવક થતી. શહેરમાં બે-ત્રણ દુકાનો હતી તેનું ભાડું રામગરજીને મળતું. ભક્તો તરફથી મંદિરને દાનમાં મળેલાં એક-બે મકાનો હતાં તે પણ ભાડાની આવક ઠીકઠીક કરાવતાં. કાળકા માતાની મૂર્તિ સમક્ષ રોજ રૂપિયો-બે રૂપિયા છૂટક આવતા, પણ ઓળખીતા અને મહંતના કૃપાપાત્ર ભક્તો રામગરજી પાસે આવતા તેઓ રૂપિયો-બે રૂપિયા કે પાંચ-દસની નોટ ભેટ મૂકીને જ ઊઠતા. એ ઉપરાંત કોઈનાં બાધા-આખડી હોય, કોઈનાં પૂજા-અનુષ્ઠાન હોય, તેમાંથી પણ મંદિરને આવક મળતી. કોઈ ભક્તો ગામડેથી આવતા અને કોઈ શહેરમાંથી પણ આવતા, કોઈ રાતવાસો રહેતાં અને કોઈ બાધા-આખડી છોડીને ચાલ્યાં જતાં, કોઈ ગામડેથી શહેરમાં કામકાજ માટે આવતાં અને ઊતરવાની જગ્યાને અભાવે મંદિરની પરશાળમાં ઊતરી કામ

પત્યે ચાલ્યા જતાં, એ બધાં મંદિરની સેવામાં પાવલીથી માંડીને બે–પાંચ રૂપિયા આપ્યા વિના જતા નહિ. કોઈ કાંઈ આપ્યા વિના જાય તો ય તેના ઉપર કોઈ જાતનું દબાણ નહોતું અને મંદિરમાં ઊતરવા માટેનો કોઈ લાગો પણ નહોતો. રામગરજી કહેતા: "ભક્તોએ આપ્યું છે અને ભક્તો ભોગવે છે, એમાં મારે શું ?" ગોવિંદ જોઈ શકતો કે રામગરજીની આવી ઉદારતા પણ ભકતો માટે નાનું–સૂનું આકર્ષણ નહોતું.

આજે સાંઝે પરશાળને દેવાએ વાળી–ઝૂડીને સાફ કરી અને એક મોટી જાજમ બિછાવી ત્યારે ગોવિંદને ખબર પડી કે રાત્રે ત્યાં ભજનમંડળી જામવાની છે.

રાત્રે નવ વાગતાં ભજનિકો અને શ્રોતાઓ આવવા લાગ્યા. બે તંબૂરા આવ્યા, એક મૃદંગ આવ્યું અને એક કાંસીજોડાનો થેલો આવ્યો. એક પછી એક માણસો આવતાં ગયાં તેમ તેમ જાજમ ઉપર લંબગોળાકારે બેસતા ગયા. મોડેથી એક સાધુ ભક્ત આવ્યા અને તેમની સાથે એક સાધ્વી પણ આવ્યાં. દસેક વાગતાં ભજનની શરુઆત થવાની હતી, પણ તે પહેલાં એક માણસ રામગરજીને બોલાવી લાવ્યો અને રામગરજી વચ્ચે બેઠા એટલે બીજા એક માણસે તેમની પૂજા કરી તેમને ફૂલહાર પહેરાવ્યા અને પચીસ રૂપિયા પગ આગળ મૂકયા; પછી 'ગવરીપુત્ર ગણેશ'નું મંગલાચરણ થયું. એ પહેલું ભજન પૂરું થયું એટલે રામગરજી ઊઠીને ચાલ્યા ગયા.

ભજનમંડળીમાં મોટે ભાગે ઠાકરડાઓ અને મીલમજૂરો હતા. શરુઆત તો સૌમ્ય રીતે થઇ પરન્તુ જેમ જેમ એક પછી એક ભજન ઉપાડાતાં ગયાં તેમ તેમ ભજન ગવાડનાર અને ગાનારાંઓનો ઉત્સાહ વધતો ગયો. એ ઉત્સાહનું દર્શન મૃદંગ પરની જોરદાર થાપમાં, કાંસિયાંના કાન ફાડી નાંખે તેવા કલબલાટમાં અને ગાનારાંઓના ઘોર કંઠમાં થઈ રહ્યું હતું. પહેલાં તો ગોવિંદ એ મંડળીની

સાથે જ પાછલી હારમાં બેઠો હતો, પરન્તુ ભજનો રાગમાંથી વણસીને રાગડામાં દાખલ થતાં જણાયાં એટલે તે ત્યાંથી ઊઠીને મંદિરને ઓટલે જઇને બેઠો.

બે કલાક સુધી આ રમઝટ ચાલી એટલે ગોવિંદને કંટાળો આવવા લાગ્યો. ભજનની વાણીની મઝા મચી રહેલા શોરથી મારી જતી હતી, પરન્તુ ભજનમંડળીને કાંઈ તેની પરવા નહોતી. તેનું ઉત્સાહનું પૂર તો એકસરખું વહ્યે જતું હતું અને ભજન ગવાડ-નારાઓમાં જાણે હરીફાઈ ચાલી રહી હતી. એક પૂરું થયું કે જાણે બીજાએ ઊપાડ્યું જ છે.

મધરાત થઈ ગઇ એટલે મંડળીમાંના સાધુ પોતાનું ભજન પૂરું કરીને બોલ્યા : "અલ્યા રાણુજી! માતાજીને પરસાદ ધરાવી આવ્યો ?"

"ના, બાપજી!"

"તો જા, ધરાવી આવ; હવે જરા પોરો ખાઇએ."

રાણુજી ઊઠ્યો. પચાસેક વર્ષની તેની ઉમર દેખાતી હતી. પરશાળને એક ખૂણે ત્રણ ટોપલા ઢાંકી રાખ્યા હતા, તે બીજાઓ પાસે ઊપડાવીને તે માતાજીના મંદિરમાં ગયો.

માતાજી સમક્ષ એક થાળ મૂકીને રાણુજીએ તેમાં પાંચ લાડુ મૂક્યા, અડદનાં વડાં મૂક્યાં અને એક બાટલી ખોલીને પવાલામાં દારુ રેડ્યો; પછી શ્રીફળ વધેરીને તે એ બધો પરસાદ ઉપાડીને ભજન મંડળીમાં આવ્યો, અને બીજી બાજુએ માતાજીને ધરાવેલો થાળ ઉપાડીને દેવો રામમરજીને મેડે ચડ્યો.

ટોપરાની શેષ અને બુંદીના લાડુનો પરસાદ છૂટે હાથે બધાંમાં વહેંચાયો અને પરસાદ આરોગ્યા પછી દારુના વાડકા ફરવા લાગ્યા. પરસાદ કરતાંય દારુ વધારે છૂટે હાથે વહેંચાવા લાગ્યો અને રાણુજી તો કોઈ કોઇને આગ્રહ કરીને એ 'માતાજીની પરસાદી' પાવા

લાગ્યો. પેલા સાધુ અને સાધ્વી તો એ ભજનમંડળીનાં મુખ્ય ભજનિકો હતાં એટલે તેમને વધારે આગ્રહ થાય એ સ્વાભાવિક હતું, જેનો તેઓ ખેંચતાણ કરીને-પણ હસતે મ્હોંએ સ્વીકાર કરતાં.

એકાદ કલાક એ કાર્યમાં વહી ગયો અને ફરી પાછી ભજનની રમઝટ ચાલી. લાડુથી પ્રસન્ન થએલાં ઉદર, માંસ ભરીને તૈયાર કરાવેલાં તમતમતાં વડાંથી પ્રસન્ન થએલાં મુખો અને દેશી દારુને અભાવે હલકા વિલાયતી દારુથી ખુમારીએ ચડેલાં મગજથી ભજનમંડળી હવે વધારે ઉચ્ચ કંઠે રાગડા તાણવા લાગી હતી અને કાંસિયાંનો શોર વધારે જોરદાર બન્યો હતો.

ગોવિંદ હવે આ ભજનમંડળીથી કંટાળો અનુભવતો હતો. પહેલાં તેણે આશા રાખી હતી કે ગામડિયા લોકોનાં અવનવાં ભજન સાંભળવાનાં મળશે અને તેથી પોતાને આનંદ થશે; પરન્તુ આનંદની એ આશા હવે ઊડી ગઇ હતી. હવે તો તે ઊંઘવા ઇચ્છતો હતો પણ આ ઘોંઘાટ અને ચોમેર પ્રસરી ગએલી દારુની છાક તેને ઊંઘવા દે તેમ નહોતું.

પરસાદનો થાળ લઇને દેવો રામગરજીને મેડે ચડ્યો ત્યારે ગોવિંદના મનમાં થયું હતું કે રામગરજી ગમે તેવા શાણા પુરુષ દેખાતા હોય પણ તેમના ભકતો તો હલકી કોટિના જ હતા અને પોતે પણ નિરામિષાહારી નહોતા. તે વખતે ગોવિંદના મગજમાં રામગરજી પ્રતિના અણગમાની એક આછી લહેર આવી અને ચાલી ગઈ.

હવે આ ભજનો કયાંસુધી ચાલશે અને પોતાને કયારે ઊંઘવાનું મળશે તેની ચિંતા ગોવિંદને થવા લાગી. તેણે દેવાને પૂછયું : “ આમ આ ભજનો કેટલા વાગ્યા સુધી ચાલશે ? ”

“ બે ત્રણ તો વાગશે જ ને; જુઓ, આ બધા જાણે મસ્તાના થઇને લલકારે છે ! ” દેવાએ જવાબ આપ્યો.

“ પેલા રાણીજીએ આ ભજનમંડળી બોલાવી છે ? ”

"હોવે, એનો છોકરો પરણ્યો તેથી."

"સમજ્યો."

"ગોવિંદે દેવાને કશું વધારે પૂછ્યું નહિ. ઊતરતી કોટિના લોકો કોઈ મંગળ પ્રસંગે આવા જ ઉડાઉ મેળાવડા કરે છે તે ગોવિંદ જાણતો હતો. ભજન ગાવાં એ તો માત્ર ઔપચારિક ક્રિયા હતી અને મિઠાઈ દારુ ઉડાવવાં એ જ મુખ્ય વાત હતી; અને તેથી આટલાં બધાં ગાનારાંઓ આવ્યાં હતાં, એકલાં ભજન ગાવા-સાંભળવાનાં હોય અને પરસાદ ન હોય તો આ કોઈ આવવાનાં નહિ તે ગોવિંદના ખયાલ બહાર નહોતું. મીલમજૂરોને સારી રોજી મળે છે, મોંઘવારી ભથ્થું મળે છે, એમાંથી બચતા પૈસા તેઓ આવા સમારંભોમાં જ ઉડાડે છે અને છેવટે ગરીબના ગરીબ બની રહે છે. ભજનમંડળી હોય, દેવદર્શન હોય, જાત્રા હોય, કે બાધા–આખડી હોય, તે પાછળનાં આ લોકોનાં ગાંડાં ખર્ચો કાં તો વહેમમાંથી ઉદ્ભવેલાં હોય છે અને કાં તો મોજ કરવાની મનોવૃત્તિમાંથી ઉદ્ભવેલાં હોય છે, પછી ભલે એ મોજ તેઓ દેવ–દેવીના નામે ઉડાવતા હોય. આ બધાં અજ્ઞાન અને હીણા સંસ્કારનાં ફળ હતાં. એવા લોકોના હાથમાં તેઓ જીરવી શકે તે કરતાં વધારે પૈસા આવે તે પણ તેમને માટે હાનિકારક હતું, કારણકે પૈસાની છાકમછોળને લીધે તેઓ વધુ ઉડાઉ બને છે, ખોટા મોજશોખની વૃત્તિ કેળવે છે, બૂરાં વ્યસનોમાં પડે છે, અને જ્યારે કરકસરના દિવસો આવે છે ત્યારે લાંબા વખતની ખર્ચાળ ટેવ દૂર નહિ કરી શકવાને લીધે પૈસા મેળવવાના અનિષ્ટ માર્ગો ગ્રહણ કરે છે. અજ્ઞાન માણસોના હાથમાંનું ધન પણ કેવી રીતે હાનિકારક બને છે તે અત્યારે ગોવિંદ જોઈ રહ્યો હતો.

ગોવિંદને એ દૃશ્ય જોવાનું કે ભજનો સાંભળવાનું વધુ વખત ગમ્યું નહિ. તે જઈને પથારીમાં પડ્યો. મચી રહેલો શોર કાંઈ ઊંઘવા દે તેમ નહોતું, તોપણ તે આંખો મીંચીને પથારીમાં આળોટતો પડ્યો રહ્યો.

ઘડીઆળમાં બે ડંકા વાગતા સંભળાયા ત્યારે પુનઃ ભજન-મંડળીએ વિરામ લીધો ખરો પરંતુ તે તો બાકી રહેલી દારુની પરસાદી ખુટાડવાને જ. ત્યારપછી પાછાં ભજન શરુ થયાં તે અર્ધો કલાક ચાલ્યાં હશે અને પછી મંડળી વીખરાઇ ત્યારે ગોવિંદની આંખ જરા મળી. પરંતુ ઉજાગરાથી મગજ ખૂબ તપી ગએલું એટલે તેને નિરાંતની ઊંઘ આવી નહિ. રોજ પરોઢમાં ઊઠવાની ટેવને લીધે તેનાથી એક વાર જાગી જવાયું, પછી ફરીથી ઊંઘ આવી જ નહિ.

તે પથારીમાંથી ઊઠ્યો ત્યારે ભળભાખળું થઇ ગયું હતું. પથારી સંકેલીને ઉપાડી લઇ ઠેકાણાસર મૂકી દઇને તે હાથમાં દાતણ લઇ પરશાળને ઓટલે બેઠો. મંદિરમાં સૌ ઊંઘતાં હતાં. દેવો પણ પરશાળને ખૂણે ગોટમોટ થઇને પડેલો હતો. ચોમેર શાંતિ પથરાઇ રહી હતી.

એટલામાં મેડાના દાદર પરથી કોઇ ઊતરતું હોવાનો પગરવ ગોવિંદને કાને પડ્યો. તેણે દાતણ ચાવતાં-ચાવતાં સામે દૃષ્ટિપાત કર્યો. રામગરજીનાં પત્ની દેવીબા ઊતરતાં હતાં ? ના, તે કોઇ બીજી સ્ત્રી હતી.

એ સ્ત્રીએ નવાં કપડાં પહેરેલાં હતાં. તેના શરીર પર સોના-રૂપાનાં ઘરેણાં હતાં. કપાળમાં કંકુનો ચાંદલો હતો. હાથમાં શ્રીફળ હતું. કાંડા પર નવા લાલ રંગનાં બલૈયાં હતાં. તે કોઇ નવપરિણીતા ઠાકરડી જેવી યુવતી હતી.

દાદરનું છેલ્લું પગથિયું ઊતરીને બારણામાં થઇ તે ઓટલા પરથી ઊતરી અને ગોવિંદે તેને ઓળખી: “રૂડી !” ગોવિંદના મુખમાંથી એ સંબોધન નીકળી પડ્યું.

રૂડીએ સહજ ગોવિંદ સામે જોયું અને તત્ક્ષણ દૃષ્ટિને પાછી ખેંચી લઇ કશું બોલ્યા વિના આંગણામાં થઇ દરવાજા તરફ ચાલવા માંડ્યું.

દરવાજાની બહાર નીકળતાં તેણે સહેજ પાછું વાળીને ગોવિંદ તરફ જોયું. એ વખતે તો તેની તરફ તાકી રહેલા ગોવિંદને ખાતરી જ થઇ કે તે રૂડી હતી. એ જ રાણજીના દીકરા ભગાની વહુ ? અને સાસરવાસની એ પહેલી જ રાત્રે રામગરજીના ચરણમાં ?

ગોવિંદ રોમેરોમે કંપી ઊઠયો. રામગરજી છજામાં ઊભા ઊભા એ રોમાંચ જોઇને પાછા હઠી ગયા.



## [ ૧૨ ] . . સાંભળેલી વાતોનો સાક્ષાત્કાર

**આ** મહંત અને આવા તેમના ભક્તો ! આ ગુરુ અને આવા તેમના ચેલા ! આવી શું દેવીભક્તિ હશે અને દેવાંશી મનાતા ગુરુ પ્રત્યે સમર્પણની આવી વિકૃત ભાવના હશે ? પ્રભુ પ્રત્યેની સર્વસ્વ સમર્પણ કરવાની ભક્તિભાવના વિષેનું કેટલુંક ધાર્મિક સાહિત્ય ગોવિંદે વાંચ્યું હતું, એ ભાવના વિકૃત બની ગઇ છે એવું પણ તેણે કોઇ કોઇ વાર સાંભળ્યું હતું, પરંતુ એ વિકૃતિ મર્યાદા વટાવીને ઘણે દૂર સુધી પહોંચી ગઈ હોવાની ઘટના તો આજે તેણે જીવનમાં પહેલી જ વાર નજરોનજર જોઇ હતી, અને જ્યારે તેને રૂડીનું નિર્દોષ વદન સાંભરી આવતું હતું ત્યારે તે કમકમી જતો હતો.

દસેક વાગતાં ટપાલમાં એક પોસ્ટકાર્ડ તેના નામે આવ્યો. તે ગિરીશનો જ લખેલો હતો. તેમાં લખ્યું હતું : “ગોવિંદભાઇ ! હું તમને મળવા આવવાનો હતો, પરન્તુ કામના કેટલાક અણધાર્યા બોજાને લીધે હું આવી શકયો નથી; છતાં તમારે માટે નોકરીની તજવીજ હું કરી ચૂકયો છું. ‘કર્ણાવતી ખાદીભંડાર’ ગાંધીરોડ પર આવેલો છે તેમાં એક જગ્યા ખાલી છે. તેના મેનેજરને આજે તમે મળવા જજો એટલે તે તમારી સાથે વાતચીત કરી તમને નોકરીમાં

રાખી લેશે. મેં ભલામણ કરી છે. પગાર સંબંધે તમારે કશી વાતચીત મેનેજર સાથે કરવાની જરૂર નથી. તેના માલીક મારા સ્નેહી છે, તેમની સાથે એ સંબંધે હું ઠરાવ કરી લઇને પછી તમને જણાવીશ. મ્હોંમાંગ્યો નહિ તો મનમાનતો પગાર જરૂર મળશે. કાલે કે પરમ દિવસે હું તમને મંદિરમાં જ મળવા આવીશ; તે પહેલાં તમે મારે ત્યાં નકામો ફેરો ન ખાશો, કારણકે કદાચ હું ન મળી શકું."

નોકરી માટેની તજવીજ થઈ ચૂકી તેથી ગોવિંદનું હૈયું હેઠું બેઠું. ગિરીશ સારી લાગવગવાળો અને સાચી મિત્રતા ધરાવનારો સજ્જન હતો એવી છાપ પણ તેના મન પર પડી.

ભોજન કરીને તે શહેરમાં ઊપડ્યો. 'કર્ણાવતી ખાદીભંડાર' તેણે ગાંધીરોડ પરથી પસાર થતાં એક વાર જોયો હતો એટલે તે શોધી કાઢતાં તેને વાર લાગી નહિ. ભંડારમાં જઇને તે મેનેજર સામે ઊભો અને બોલ્યો: "ગિરીશભાઇ તમને મળ્યા હતા ?"

મેનેજરે કામમાંથી ઊંચું માથું કરી ગોવિંદ સામે જોઇ જવાબ આપ્યો: "તમારું નામ ગોવિંદભાઇ ?"

"જી હા."

"તમે જ તેમની સાથે જેલમાં હતા, નહિ વારુ ?"

"હા, અને તેમની સાથે જ છૂટ્યો છું એમ કહીએ તો ચાલે."

"બરાબર, ગિરીશભાઇ કહેતા હતા કે તમને ખાદીના ધંધાનો અનુભવ છે, પણ તમે કાંતી જાણો છો કે નહિ ?"

"હા, હા, અઢાર કાઉંટનું સૂતર કાઢી શકું છું."

"પૂછવાનું કારણ એ છે કે અમારા ભંડારમાં રહેનાર દરેકે અમુક પ્રમાણમાં જાતે સૂતર કાંતવું જોઇએ અને ભંડારને આપવું જોઇએ એવો એક નિયમ છે."

"એ નિયમ હું બરાબર પાળી શકીશ."

મેનેજરે એકાદ ક્ષણ ગોવિંદના માથાથી પગ સુધી નજર કરી

લઇને કહ્યું : " પણ તમે પૂરી રીતે શુદ્ધ ખાદી ધારણ કરતા નથી, એ વાંધો છે."

ગોવિંદ જરા સ્મિત કરીને બોલ્યો : " આ ધોતિયું ઝીણું છે, પણ શુદ્ધ ખાદીનું છે." ગોવિંદે પોતે પહેરેલા ધોતિયાનો છેડો હાથમાં લઇને મેનેજરની સામે ધર્યો.

" પણ જુઓ, તમારા કોટના ગજવામાંનો રુમાલ મીલની બનાવટનો છે."

ગોવિંદે ગજવામાંથી રુમાલ ખેંચી કાઢીને કહ્યું : " હા, એ મીલની બનાવટનો છે ખરો, પરન્તુ શુદ્ધ ખાદીનો ન મળી શકયો તેથી જ તે મારે રાખવો પડ્યો છે; આ ભંડારમાં રહ્યા પછી હું શુદ્ધ ખાદીનો રુમાલ જ વાપરીશ, અને નહિ મળે તો રુમાલ વિના ચલાવીશ."

" ત્યારની વાત ત્યારે, પણ અમારે તો એકનિષ્ઠ ખાદીભક્ત માણસ જોઇએ. અને તમારી પાસે આ રુમાલ હોય તો મારાથી તમને પૂર્ણ ખાદીધારી માની શકાય નહિ."

મેનેજરનો જવાબ સાંભળીને ગોવિંદ ખૂબ આશ્ચર્ય પામ્યો. ખાદી પ્રત્યેની એકનિષ્ઠતાની આવી વિલક્ષણ પ્રતીતિ નોકરી માટે જોઇતી હોય એમ તે માની શકયો નહિ. પોતાને નોકરીમાં નહિ રાખવા માટેનું આ એક બહાનું મળી ગયું અને મેનેજરે તેનો ઉપયોગ કરી લીધો એમ જ તેણે માન્યું. આ રીતે મેનેજરનો મનોભાવ જાણી લીધા પછી તેની સાથે વધારે દલીલો કરવાનું ગોવિંદને રુચ્યું નહિ. તે માત્ર બોલ્યો : " તો પછી હું તમને વધારે આગ્રહ ન કરી શકું, જેવી તમારી મરજી."

એમ કહી ગોવિંદે ચાલવા માંડયું એટલે મેનેજર બોલ્યો : " એમાં મારી મરજીનો પ્રશ્ન જ નથી. મારી મરજી હોય તોપણ નિયમ પાસે હું લાચાર છું."

ગોવિંદ કશું વધારે બોલ્યા વિના જ દુકાન પરથી ઊતરી ગયો. આ સંબંધે ગિરીશને ખબર આપવી જોઇએ, પરંતુ તે ઘેર મળવાનો સંભવ નહોતો; ગિરીશે પોતે જ ઘેર નહિ મળવાનું જણાવ્યું હતું; એટલે ગોવિંદ ફરતો ફરતો સાંજે પાછો મંદિરે જ જઇ પહોંચ્યો.

ગોવિંદે જોયું કે નવાં જાત્રાળુઓ આવ્યાં હતાં, અને તેમણે પરશાળમાં મુકામ નાંખ્યો હતો. બે મોટા તંબૂરા પડ્યા હતા એટલે તેઓમાં પણ ભજનિકો હોવાના જ. આજે પણ પાછો ગઇ રાતની જેમ પોતાને ઉજાગરો કરવો પડશે કે શું, એવી ચિંતા ગોવિંદને થવા લાગી.

તેણે દેવાને પૂછી જોયું. દેવાએ કહ્યું: "આજ માતાજીની આઠમ છે તેથી આ સાધુઓ, ભકતો અને ભકતાણીઓ આવ્યાં છે. તેઓ ભજનો ગાશે પણ ગઇ રાતની પેઠે કકળાણ નહિ થાય. તમે તમારે વહેલા સૂઇ જજો ને!"

આવેલાં જાત્રાળુઓની સંખ્યા આઠેક માણસોની હતી. તેમાં પાંચ પુરુષો હતા અને ત્રણ સ્ત્રીઓ હતી. મોડેથી એક પુરુષ અને બે સ્ત્રીઓ આવી તે પણ એ મંડળમાં ઉમેરાયાં. તેઓ બધાં એકબીજાથી ખૂબ પરિચિત જણાતાં હતાં. યાત્રાળુઓએ પોતપોતાની પાસેનું ભાથું છોડી ભોજન કર્યું અને નવેક વાગતાં તેઓ ભજન ગાતાં બેઠાં. આ ભજનોમાં ગોવિંદને રસ ઊપજ્યો. કોઇ જાતનું કકળાણ નહોતું અને ભજનો પણ પૂરાં આધ્યાત્મિક હતાં.

રાત્રિના અગિયાર વાગ્યા એટલે રામગરજી મેડા પરથી ઊતર્યા અને તેમણે ગોવિંદને ઓટલા પર બેઠેલો જોઇને પૂછ્યું: "ગોવિંદદાસ! તમે હજી સૂતા નથી?"

"ભજનો સાંભળું છું. કાલના કરતાં આજનાં બહુ ભજનો સારાં."

"એમાં નવાઇ શું? તે ભજનિકો ક્યાં અને આ ભજનિકો ક્યાં? આ બધાં સાચાં ભક્તજનો છે અને પેલાઓ તો માનો કે જુદી જ દુનિયાનાં માણસો હતાં."

"એ ખરું."

"હવે તમે સૂઇ જાઓ; હવે ભજન પણ બંધ કરો, નાગજી ભગત."

"હા, બાપજી!" કહી નાગજી ભગતે હાથમાંથી તંબૂરો બાજુએ મૂક્યો.

રામગરજીએ ડહેલી બંધ કરતાં નાગજી ભગતને પૂછ્યું: "હવે કોઇ આવવાનું નથી?"

"આવવાનાં હોત તો અત્યારસુધીમાં આવી ગયાં હોત." ભગતે જવાબ આપ્યો, અને પછી એક બાઇ સામે જોઇને પૂછ્યું: "રાણી! શામબા ન આવ્યાં, ખરું?"

"આવવાનાં તો હતાં, પણ શી ખબર કેમ ન આવ્યાં. હવે તો બહુ મોડું થઇ ગયું એટલે શાનાં આવે?" રાણીએ જવાબ આપ્યો.

ગોવિંદે માન્યું કે ગઇ કાલની પેઠે આજે પણ પાછો માતાજીને પરસાદ ધરાવવાનો હશે, પણ ના, તેણે કાંઇ જુદી જ તૈયારી થતી જોઇ.

માતાજીના મંદિરના ચોતરાના થાંભલાઓની સાથે એવી રીતે કનાત બાંધી લેવામાં આવી કે જેથી બહારથી કોઇની દૃષ્ટિ પડે નહિ. ગોવિંદે માન્યું કે જરૂર માતાજીને એકાદ બકરાનો ભોગ ચઢાવવાનો હશે, પરન્તુ હજી બકરો લાવવામાં આવેલો દેખાતો નહોતો.

રામગરજીની સૂચના પ્રમાણે દેવો બધું કામ કર્યે જતો હતો. કનાત બંધાઇ રહ્યા પછી દેવો એક મોટો બાજઠ અને પાથરણું મંદિરમાં લઇ જતો દેખાયો. પછી તે કોરેલો માટીનો ગરબો અને માતાજીની પૂજાની સામગ્રી લઇ ગયો. પેલાં ભક્તો–ભક્તાણીઓ એકે એકે અંદર પેઠાં.

રામગરજીએ ગોવિંદને સૂચવ્યું : "આજે માતાજીની પીઠપૂજા થવાની છે, ગોવિંદદાસ ! હવે તમે સૂઇ જાઓ."

બકરો વધેરવાનો હોવાની તેની કલ્પના ખોટી હતી. પૂજામાં તેને કાંઇ રસ નહોતો અને કનાતની આડે એ પૂજા થવાની હતી એટલે તે જોઇ શકે તેમ પણ નહોતું. ગોવિંદ ઊઠ્યો અને પથારીમાં પડ્યો. થોડી વારે તે કાંઇ મંત્રોના ઉદ્ગાર થતા સાંભળવા લાગ્યો, એટલે તેને લાગ્યું કે પૂજાનો પ્રારંભ થઇ ગયો.

અમદાવાદમાં આવ્યા પછીના અનુભવો તેના મગજમાં એક પછી એક ફર્યા કરતા હતા. વીરમગામ કરતાં અમદાવાદ જરૂર વધારે નીતિહીણું હતું એમાં ગોવિંદને શંકા નહોતી; અને તેમ હોય જ. જ્યાં વધારે ધન ત્યાં વધારે અનીતિ, એ તો આજના યુગનું એક સામાન્ય લક્ષણ જ હતું ને ? લાંચ લેનારો પોલીસનો માણસ, દારુ પાછળ પૈસા ઉડાડનારા મજૂરો, ગુરુભક્તિને નામે ચાલતા વ્યભિચારમાં રૂડીનું બલિદાન, ખાદી પ્રત્યેની એકનિષ્ઠાનો દંભાચાર, એ બધા અનુભવો એવા હતા કે ગોવિંદથી સહજમાં ભૂલી શકાય નહિ. અને પોતે આવા અમદાવાદમાં દૂષણરહિત ધંધા–નોકરી માટે આવ્યો હતો ! નિરાશ થઇને પાછું વીરમગામ તો નહિ જવું પડે ? ના, ના, હજી નિરાશ થવાનું કાંઈ કારણ નથી, એમ માનીને ગોવિંદ ઊંઘવાનો યત્ન કરવા લાગ્યો.

એટલામાં તો જાણે પૂજા પૂરી થઇ હોય અને ભકતો મંદિર-માંથી પાછાં ફરતાં હોય એમ ગોવિંદને લાગ્યું. તેણે કુતૂહલવશ થઇને પથારીમાંથી ઊઠી જાળિયા બહાર નજર કરી. ખરેખર, મંદિરને બાંધેલી કનાત છોડી નાંખવામાં આવી હતી; વચ્ચે બાજઠ ઉપર પૂજા સામગ્રીથી ઘેરાયલા ગરબામાં દીવો બળતો હતો; અને જાળિ-યામાંથી ગોવિંદને દારુની છાક પણ આવતી લાગી.

અને સામે નજર કરતાં જોવામાં આવ્યું કે પરશાળમાં પડદા બાંધી દીધા હતા અને વચ્ચે અંતરપટ નાંખી જાણે જુદી જુદી

ઓરડીઓ બનાવી દેવામાં આવી હતી. આ નવી રચના શામાટે હશે તે બહાર જઇને જોવાને તેણે પોતાના ખંડનું બારણું ઉઘાડવા માંડ્યું, તો બહાર સાંકળ ચડાવેલી !

પછી તો ગોવિંદ આખે શરીરે કમ્પી ઊઠ્યો. તે સમજી ગયો અને જાળિયા વાટે જોઇ પણ રહ્યો કે ત્યાં શું બની રહ્યું હતું. એક પુરુષ અને એક સ્ત્રીનાં બનેલાં જોડાં એ પડદાની આડે અદશ્ય થતાં હતાં એટલું જ ગોવિંદ જોઇ શકતો હતો. શક્તિપૂજાના હીણા પ્રકારો વિષે તેણે જે કાંઇ સાંભળ્યું હતું તેનો આજે તેને આ રીતે સાક્ષાત્કાર થયો. વિષયી આચરણ, દાંપત્યધર્મથી વિરુદ્ધનું વિષય-સેવન, એ દેવીપૂજાના એક ભાગ તરીકે હોય એવું કોઇ પણ બુદ્ધિમાન માણસ કેમ માની શકે, તે તેને સમજાતું નહોતું. વિષયાભિલાષી અને સ્વાર્થલોલુપ ધર્મગુરુઓ જ આવા દાંભિક ધર્મો શરુ કરીને ફેલાવી શકે, અને તેને આ વીસમી સદી સુધી જીવતા રાખી શકે, એ પણ ગોવિંદને મન નાનું–સૂનું આશ્ચર્ય નહોતું. જે દેશમાં રામનું એકપત્નીવ્રત આદર્શ મનાય છે, જે દેશમાં સતીઓનું પતિવ્રત પુરાતન કાળથી પુજાય છે, તે જ દેશમાં વિષયવૃત્તિને પોષનારું આચરણ ધર્માચરણના એક ભાગરૂપ બની જાય એ શું નાનુંસૂનું આશ્ચર્ય હતું ?

ગોવિંદ હવે વધુ વખત જાળિયા પાસે ઊભો રહી શક્યો નહિ. તે પાછો આવીને પથારીમાં પડ્યો, પરન્તુ આ અધમ સ્થળે પોતે આવ્યો એ જ પોતાનું પરમ દુર્ભાગ્ય હતું એમ તેને લાગ્યા વિના ન રહ્યું. કોઇ પણ બીજી વ્યવસ્થા કરીને પોતે હવે આ સ્થાન છોડવું જોઇએ એવો વિચાર કરતાં તેણે છેક પરોઢ સુધી પથારીમાં જાગતાં જ આળોટ્યાં કર્યું.



# [૧૩] . . રામગરજીનું જીવન વિષેનું તત્ત્વજ્ઞાન

ધંધા-નોકરીની વાત તો દૂર રહી, પરન્તુ આ અધમ સ્થાને રહેતાં પણ હવે ગોવિંદને કીડીઓ ચડવા લાગી. તે ઊઠ્યો ત્યારે પેલાં યાત્રાળુઓ તો ચાલ્યાં ગયાં હતાં પણ તેમનાં ગઈ રાતનાં અધમાચરણો તેનાથી ભુલાતાં ન હતાં. કોઈ પણ રીતે આ સ્થાનને છોડવું તો જોઈએ જ, જેમ બને તેમ ઉતાવળે બીજે ક્યાંય જઈને રહેવું જોઈએ, ધંધામાં ગોઠવણ થતાં વાર લાગે તોપણ બીજે ક્યાંક વ્યવસ્થા કરી લેવી જોઈએ, પરન્તુ અહીં તો હવે કોઈ રીતે ગોવિંદથી રહ્યું જાય તેમ નહોતું.

ખિન્નતા તેના ચિત્તમાં ભરી હતી અને વદન પર પથરાઈ રહી હતી. હવે અહીંથી કેવી રીતે, ક્યાં અને ક્યારે નાસી છૂટવું તેનો એક વિચાર તેના રોમેરોમમાં વ્યાપી ગયો હતો. ગિરીશે જ્યારે પોતાને ત્યાં આવવાનું કહ્યું ત્યારે જ પોતે એ આમંત્રણ સ્વીકારી લીધું હોત તો સારું હતું, હવે તો સામેથી માંગીને ગિરીશને ત્યાં ધામા નાંખવા પડશે કે કોઈ ધર્મશાળા શોધવી પડશે, એવો વિચાર તેને આવ્યા કરતો હતો.

તેનાથી જરા મોડાં ઉઠાયું હતું, અને ચિત્તમાં અનેક વિચારો ઘોળાયા કરતા હતા, એટલે આજે નિત્યકર્મમાં પણ તેને વધુ વાર થતી હતી. દાતણ કરતાં તે વિચારે ચડી ગયો અને સમય પસાર થઈ ગયો; ન્હાતાં ચકલીમાંથી કેટલું પાણી નકામું વહી ગયું તે તેના ખયાલમાં રહ્યું નહિ, અને તે બહાર નીકળવા માટે તૈયાર થયો ત્યારે સહેજે દસ વાગી ગયા.

રામગરજીએ પૂછ્યું: "કેમ ગોવિંદદાસ! અત્યારમાં બહાર જવાની તૈયારી કરી?"

"જી હા, ગિરીશને મળવા જઉં છું."

"પણ રસોઈ તૈયાર થવાને વાર નથી, જમીને જ જાઓને!"

"જમવાનું આજે ગિરીશને ત્યાં ઠરાવ્યું છે."

ગોવિંદના વદન પરની ખિન્નતા તથા વિમનસ્કતા રામગરજી ક્ષણભર તાકીને જોઈ રહ્યા અને બોલ્યાઃ "બે દિવસથી હું જોઉં છું કે તમારું મન કાંઈક ઊંચું થયું છે."

વિનયની ખાતર પણ જૂઠું બોલવાનું ગોવિંદને ગમ્યું નહિ. તેણે કહ્યું: "હા, તેવું કાંઈક છે."

"તેનું કારણ શું?"

"અહીંનું વાતાવરણ મને રુચતું નથી, અને આપનો મારા પર અતિ સદ્ભાવ હોવા છતાં હું કોઈ પરાયા સ્થાનમાં આવી ભરાયો હોઉં તેમ લાગે છે."

રામગરજી સહજ હસ્યા અને બોલ્યાઃ "હા, બે દિવસથી તમને રાત્રે ઊંઘ ન આવે તેવું બન્યાં કરે છે ખરું...પણ ગોવિંદદાસ! જો જવાની ઉતાવળ ન હોય તો રોકાઓને, આપણે જરા વાતો કરીએ, અને નહિતો પછી તમે સાંજે આવો ત્યારપછી વાત."

"મને જવાની ખાસ ઉતાવળ નથી, ભલે રોકાઉં, જમીને બપોરે જઇશ."

"હા, તો રોકાઇ જ જાઓ."

ગોવિંદે કપડાં પાછાં ઉતાર્યાં અને તે એક પુસ્તક હાથમાં લઇને બેઠો. થોડી વારમાં ભોજન પીરસાયું હોવાનું કહેણ આવ્યું એટલે રામગરજી અને તે બેઉ સાથે જમવા બેઠા. કોઈ બ્રાહ્મણનું ઘર હોય એવી સ્વચ્છતા અને સુઘડતા રામગરજીના રસોડામાં હતી. રસોઇઓ પણ કોઇ ગામડાનો બ્રાહ્મણ હતો અને તેની બનાવેલી રસોઈ સાદી અને ગામડાના જેવી જ સાત્ત્વિક હતી. એ રસોડે એવી સાદી રસોઇ જમીને રામગરજીની જીવનચર્યા સાત્ત્વિક હોવાનો ગોવિંદનો જે અભિપ્રાય બંધાયો હતો તે છેલ્લા બે દિવસમાં વિપરીત બની ગયો હતો.

જમી રહીને નિરાંતે પાન ખાધા પછી રામગરજી નીચે આવ્યા

અને ગાદી પર તકિયાને અઢેલીને બેઠા. ગોવિંદ તે દિવસનું છાપું હાથમાં લઈને આમતેમ પાનાં ફેરવતો તેમની સામે બેઠો.

રામગરજી પાછા ઊઠ્યા અને બારણું બંધ કરી ગાદી પર આવીને બેઠા.

થોડી ક્ષણો મૌનમાં જ વીતવા દઈને રામગરજી બોલ્યા: "મારા ખયાલમાં છે કે છેલ્લા બે દિવસમાં તમે અહીં જે કાંઈ જોયું છે તેથી તમારું ગાંધીવાદી હૈયું ગભરાઈ ઊઠયું છે. સાચું બોલજો હોં, મેં કહ્યું તે બરાબર છે ને?"

"જી હા, બરાબર છે."

"તમને મારા પર અણગમો ઊપજ્યો હશે, મારા ભક્તો ઉપર અણગમો ઊપજ્યો હશે અને આ મંદિર ઉપર એવો અણગમો ઊપજ્યો હશે કે તમને અહીંથી નાસી જવાનું મન થયું હશે, ખરું ને?"

"જી હા, સાચી વાત."

"અમારો ધર્મ શાક્ત ધર્મ કહેવાય તે જાણો છો ને?"

"હા, જાણું છું."

"હું એમ નથી કહેતો કે જે જે શાક્તધર્મી હોય તેણે આવાં નૈવેદ અને આવી પીઠપૂજા કરવાં જ જોઈએ, અને આવાં આચરણ જેને કેટલાકો દુરાચરણ માને છે તે આચરવાં જ જોઈએ. પરન્તુ શાક્તધર્મમાં જે વિધિ-વિધાન કહ્યાં છે અને જે અમે યથાશક્તિ આચારમાં મૂકીએ છીએ તે કેવળ ખોટાં કે ભક્તોનું અકલ્યાણ કરનારાં છે એમ તમે ન માનશો."

ગોવિંદને હસવું આવ્યું પણ તેણે માત્ર સ્મિત જ કર્યું. રામગરજીના લક્ષ બહાર તે નહોતું.

"તમને લાગશે કે હું મારી જાતનો અને અમારા શાક્ત સંપ્રદાયનો બચાવ કરવા માટે આ બધું કહું છું. પણ એમ નથી. જેમ બીજા ધર્મો વેદમાંથી જ નીકળ્યા છે તેમ શાક્ત ધર્મ પણ વેદમાંથી જ નીકળ્યો છે. સત્ત્વ, રજ, તમ એ ત્રણ ગુણો ધરાવનારી

માનવ જાતિનો પૂરો વિચાર કરીને જ વેદધર્મના પ્રવર્તકોએ માનવનું કલ્યાણ કરવાના હેતુથી ધર્મનાં વિધિ–વિધાન ઉપદેશ્યાં છે. તમે પૂછશો કે મદ્ય, માંસ, વિષયસેવન એ બધાંમાં ધર્મની આજ્ઞા શામાટે હોઇ શકે, પણ તે હતી એ હકીકત છે અને તે પૂર્વેના કાળે ચાલી રહેલી પ્રવૃત્તિની વિશેષ અનિષ્ટતા જોઇને તેને સંયમમાં લાવવા સારુ વેદધર્મે અમુક વિધિ–વિધાન કરેલાં છે. પશુયજ્ઞ એ વેદે કહેલો એક વિધિ હતો અને યજ્ઞમાં અનેક પશુઓનો વધ થતો હતો એટલું જ નહિ પણ પિતૃશ્રાદ્ધમાં તો ગોવધ પણ થતો હતો; અર્થાત્ માંસભક્ષણ થતું હતું. યજ્ઞસમયે બ્રાહ્મણો સોમરસનું પાન એટલી હદ સુધી કરતા કે તેથી ઉન્મત્ત થઈ જવાય. એ સોમરસ તે મદ્ય જ હતો. મત્સ્યાહાર બ્રાહ્મણો કરતા અને આજે વેદાનુયાયી બ્રાહ્મણો બંગાળામાં કરે છે. અડદનાં વડાં વગેરે વૈદિકો ખાતા જેને પુરોડાશ કહેતા. અને વિષયસેવન કોઈ મહાવ્રતને છેલ્લે દિવસે એટલા સ્વચ્છંદથી થતું કે કઇ જાતિની સ્ત્રી છે તે પણ જોવાતું નહિ. મારું કહેવાનું તાત્પર્ય એ નથી કે વેદધર્મના અનુયાયી થવા માટે આ બધાં કાર્યો માણસે કરવાં જ જોઇએ; હું તો એમ કહેવા ઇચ્છું છું કે જે કાળે સર્વ પ્રકારના આહારવિહારમાં માનવ સ્વેચ્છાવિહારી કે સ્વચ્છંદી હતો તે કાળે ધર્મગુરુઓએ તેની મર્યાદા મૂકવા અર્થાત્ માનવસમાજને સંયમને સોપાને ચડાવવા માટે તેનું નિયમન કર્યું હતું અને ધર્માચરણની સાથે એ નિયમનને જોડયું હતું. જો તેમ ન કર્યું હોત તો સ્વચ્છંદ ચાલ્યા જ કર્યો હોત અને માનવ કદાપિ પશુતામાંથી ઊંચે ચડવા પામ્યો ન હોત. તેથી ઊલટું જો તેના ઉપર અર્થાત્ મદ્ય–માંસ–મત્સ્ય–મૈથુનાદિ ઉપર કેવળ પ્રતિબંધ મૂકી દીધો હોત તો પોતાની પ્રકૃતિને વશ રહી છૂપી રીતે એ બધાનું સેવન કર્યાં કરતો હોત અને દાંભિક જીવન ગાળતો બની ગયો હોત."

ગોવિંદે વચ્ચે પૂછયું : "આજે એ નિયમનથી માનવમાંથી પશુતા ચાલી ગઇ છે એમ તમે માનો છો ?"

"ના." રામગરજીએ કહ્યું: "પશુતા ચાલી ગઇ નથી અને ચાલી જવાની નથી. સત્ત્વ, રજ, તમની બનેલી પ્રકૃતિનું આજે આપણને માનવમાં દર્શન થાય છે, પરંતુ પુરાતન સ્વચ્છંદાચાર જો ચાલ્યા કર્યો હોત તો આજે આ જગત કેવળ તમોગુણી પશુ જગત હોત. એ નિયમનને કારણે જ આજે સત્ત્વગુણ અને રજોગુણના પ્રાધાન્યવાળા માનવો જોવા મળે છે. બાકી માનવમાં રહેલો પશુ કેવળ ઉધ્વસ્ત થવાનો નથી જ અને એની પશુતાને નિયમનમાં રાખવાનો વિચાર કરીને જ ધર્મગુરુઓએ અનેક પ્રકારનાં નિયંત્રણો સૂચવ્યાં છે. અમારો શાક્તધર્મ એ નિયંત્રણ માટેની એક યોજના છે એમ તમે માની લો. મદ્ય, માંસ, મત્સ્ય, મુદ્રા અને મૈથુન એ પંચ મકાર લોકોમાં નિંદાય છે એ હું જાણું છું, અમારા સંપ્રદાયના ભક્તો સર્વ રીતે દુરાચારી છે એમ કહેનારા લોકોના પરિચયમાં હું આવ્યો છું; પરન્તુ એ બધી વસ્તુઓનું સેવન અમારામાં રહેલો પશુ સ્વચ્છંદે કરતો નથી, નિત્ય કરતો નથી, શક્તિપૂજાને પ્રસંગે જ કરીને સંતોષ પામે છે, એટલો તેનો સંયમ તમારા ધ્યાનમાં નહિ ઊતરે, પરન્તુ મારા ધ્યાનમાં અનેક વાર ઊતર્યો છે. આ મંદિરને મદ્ય–માંસ–મૈથુનનો અખાડો સમજીને અહીં ઊતરી પડનારા આ શહેરના પ્રતિષ્ઠિત મનાતા સજ્જનો, સત્તાધિકારીઓ, ફાંકડા યુવકો, ધર્મિષ્ઠ મનાતા બ્રાહ્મણ–વાણીઆઓ મેં બહુ જોયા છે અને તેમને મેં લાત લગાવીને પાછા કાઢ્યા છે. એ બધામાં પશુ નહિ પણ સ્વચ્છંદી રાક્ષસ રહેલો મેં જોયો છે, અને મારા શાક્ત ભકતોમાં સંયમમાં રહેલો–નાથેલો પશુ જોયો છે. પેલાઓ કરતાં આ ભકતો વધારે સદાચારી છે એમ હું માનતો આવ્યો છું."

આ સરખામણી સાંભળીને ગોવિંદ વિચારમાં પડી ગયો. રાક્ષસ કરતાં પશુ સારો એ ન્યાય રામગરજીની વાણીમાં વર્તતો હતો, પરન્તુ પશુ કરતાં માનવ વધારે સારો છે, તમોગુણ કરતાં સત્ત્વગુણ વિશેષ કલ્યાણકર છે એ વાત રામગરજી પાસે સ્વીકારાવવાને તેણે કહ્યું:

"આપે ઠીક કહ્યું કે તમે માનવની પશુતાને નાથવાને આ બધો ઘૃણિત મનાતો આચાર ધર્મની સાથે જોડ્યો છે, પરન્તુ એ જ પશુતાને સંતોષીને તમે પશુતાનું નિવારણ કરી શકો છો ખરા? હું નથી માનતો. તેથી ઊલટું માનવને નિરામિષાહારી, નિર્વ્યસની અને બ્રહ્મચારી બનાવીને તેનામાંથી પશુતાનું નિવારણ કરી, તેને જુદા જુદા ધર્મોએ કેટલે અંશે સદાચારી અને સાત્ત્વિક બનાવ્યો છે તેના જોઈએ તેટલા દાખલા હું તમને આપી શકું તેમ છું."

"માફ કરજો ગોવિંદદાસ! હું તમારી માન્યતાને મળતો થતો નથી. શાક્ત ભક્તો નિયમનના અભ્યાસબળ વડે સિદ્ધ ભૂમિકામાં ચડીને સંપૂર્ણ સદાચારી થયા હોવાના દાખલા હું તમને આપી શકું તેમ છું. તમારી દૃષ્ટિ ગુજરાતમાં જ જો બંધાઈ જશે તો તમે સત્ય નહિ જોઈ શકો. ગુજરાતની બહાર વૈદિકોમાં અને બ્રાહ્મણોમાં પણ માંસાહાર–મદ્યપાન પુષ્કળ વર્તે છે; અને સદાચરણપૂર્વક વિષય-સેવનનો માર્ગ એકથી વધારે સ્ત્રીઓને પરણવા માટે બધા ધર્મોએ મોકળો જ રાખેલો છે. નૈષ્ઠિક બ્રહ્મચર્યને બહુ મહત્ત્વનું સ્થાન તત્ત્વ-વિદો નથી આપતા. જે સૃષ્ટિમાં દરેક પ્રાણી અને વનસ્પતિ પણ સર્જનનો ધર્મ અંગીકાર કરી રહેલ છે તે સૃષ્ટિમાં બ્રહ્મચારી મને એક અપવાદરૂપ માનવ પ્રાણી લાગે છે; એવા અપવાદો ઉપર કોઈ નિયમ કે ધર્મની ભૂમિકા ન રચી શકાય."

"તેટલા માટે જ શિષ્ટ જનોએ જગતને માટે દંપતીધર્મ પ્રબોધેલો છે." ગોવિંદે દલીલ કરી.

"છતાં એ દંપતીધર્મ સામે સેંકડે એંશી ટકા બંડો જાગે છે તે તમે જાણો છો? એ એંશી ટકા તમને નજરે નહિ દેખાય, કારણકે તે અનેક સ્થૂળ અને સૂક્ષ્મ પ્રકારોમાં વિભક્ત થઈ ગયા છે. એ પારાયણમાં તમારા જેવા કાચા–કુંવારા સમક્ષ હું નહિ ઊતરું." રામગરજી સહજ હસીને આગળ બોલ્યા: "તમે બહુ સુવિચારી જુવાન છો, મારા મિત્રના પુત્ર છો, તમારી પ્રત્યે મને સારી લાગણી

છે, એટલે આટલી મર્મની વાત મેં તમને કહી છે; એથી વધારે હું તમને કહું તો કદાચ ન પચે એવો મને ભય છે. તમને આ સ્થાન ગમે કે ન ગમે, હું પોતે તમને ગમતો હોઉં કે અણગમતો હોઉં, એ સાથે મારે કશા લેવાદેવા નથી; તમારે અહીં રહેવું હોય તો રહો, જવું હોય તો જાઓ, એ માટે તમને મારો જરાએ આગ્રહ નથી; પરન્તુ તમારી જે દૃષ્ટિ પિંજરે પુરાયલા પક્ષી જેવી થઇ ગઈ છે, તમારા માનસ જગતમાં જ પવિત્રતા અને બીજે બધે અપવિત્રતા ભરેલી જે તમને ભાસે છે, તે બધું અજ્ઞાન નહિ તો અધુરું જ્ઞાન જરૂર છે. બાહ્ય દર્શનથી પવિત્રતા–અપવિત્રતાનો, સારા–ખોટાનો, ધર્મ–અધર્મનો, નીતિ–અનીતિનો, ભક્તિ–અભક્તિનો ચુકાદો આપવાની જો ઉતાવળ કરશો અને તેના અંતર્મર્મને કે કાર્યકારણભાવને સમજવા નહિ થોભો, તો તમે જીવનમાં કષ્ટ અનુભવશો, એટલું કહેવા માટે જ મેં તમને રોકયા છે–બીજા કશા માટે નહિ."

રામગરજીની વાણીમાં જે સદ્‌ભાવનો રણકાર હતો તેની અસર ગોવિંદ ઉપર થઇ અને તે કૃતજ્ઞ ભાવે બોલ્યો: "આપે મને જે કાંઇ સમજાવ્યું તે બધું વિચારવાયોગ્ય છે અને હું તે પૂરી રીતે સમજવા યત્ન કરીશ; બાકી આપનો મારા પ્રત્યે જે સદ્‌ભાવ છે તે માટે તો હવે મને જરાએ શંકા રહી નથી, અને તે માટે હું આપનો જેટલો આભાર માનું તેટલો થોડો છે."

રામગરજી મમતાથી હસીને બોલ્યા: "એ વિનયવાણી સાંભવાની ય મને અપેક્ષા નથી..."

રામગરજી આગળ બોલે તે પહેલાં બારણું બહારથી ધકકેલાયું અને ગિરીશે ડોકિયું કરતાં પૂછ્યુંઃ "ગોવિંદભાઇ અહીં છે?"

"હા, હા, આવો ગિરીશભાઇ!" ગોવિંદે ઊભા થઇને તેને આવકાર્યો.



## [ ૧૪ ] . . નિવાસ અને નોકરીની વ્યવસ્થા

બંને મિત્રોને એકલા છોડીને રામગરજી મેડા પર ચડી ગયા, એટલે ગોવિંદને ગિરીશ સમક્ષ પોતાની પરિસ્થિતિ વિષે હૃદય ખોલવાને ઠીક એકાન્ત મળી ગઈ.

ગોવિંદે મંદિરમાં છેલ્લા બે દિવસમાં ચાલેલી વામમાર્ગીય ક્રિયાઓની વાત ગિરીશને વિસ્તારથી કહી અને તે સાથે એ ક્રિયાઓની પાછળ રહેલું રહસ્ય જે તેને રામગરજીએ સમજાવ્યું હતું તે પણ કહ્યું. એ બધું કહેવાનો ગોવિંદનો આશય એ હતો કે પોતે આ સ્થાનની સરસ અનુકૂળતા જોઇને રહ્યો હતો, પરન્તુ હવે તો તેને એ સ્થાન કરડવા ધાતું હતું. નોકરીની વ્યવસ્થા વહેલી થાય કે મોડી પરન્તુ હવે પોતાથી આ સ્થાને વધુ વખત રહી શકાશે નહિ, માટે કાંઈ બીજી વ્યવસ્થા કર્યે છૂટકો છે, તેમાં ગિરીશે કાંઇક મદદ પણ કરવી જોઇશે એમ સૂચવવા તેણે એ બધું કહ્યું હતું.

શાંત ચિત્તે એ બધું સાંભળી રહીને ગિરીશ બોલ્યો : " તમારાથી હવે અહીં ન રહી શકાય તેમ હોય તો કશી ફિકર નહિ; બીજી વ્યવસ્થા તમારે માટે તૈયાર છે એમ માની લો. બાકી, આવું બધું તો જ્યાં ને ત્યાં ચાલ્યા જ કરવાનું ગોવિંદભાઈ, તેનાથી દુગંછાઇને દૂર ને દૂર નાસ્યા કરીએ તો દુનિયામાં રહેવું ભારે થઇ પડે. આપણે આપણી જાતને જાળવીએ એટલે બસ, દુનિયા ભલે કૂવામાં જઇને પડે ! "

ગોવિંદ હસીને બોલ્યો : " ત્યારે બીજાઓ માને છે તેમ તમે મને વેદિયો જ માન્યો ! ઠીક ભાઇ, ચાલો, હું વેદિયો અને તમે વહેવારકુશળ, પછી કાંઇ છે ? તમારી ઇચ્છા હોય તો હું અહીં જ રહેવાનું અને એ રીતે માનસિક તપસ્યા કરવાનું ચાલુ રાખું ! "

ગિરીશ 'તપસ્યા' શબ્દ પર હસીને બોલ્યો : " હું એવી તપસ્યા કરવાનું કહેતો જ નથી. આવા સ્થાને રહેવું એ તપસ્યા

કરવા બરાબર છે એમ તમે માનો છો, તેથી જ ઊલટું કેટલાય માણસો વામમાર્ગની ક્રિયાઓ ધર્મને નામે કર્યા કરે છે. રામગરજી જેવા વહેવારકુશળ માણસ પણ માણસમાત્રની પ્રકૃતિનું નિદાન કરીને કહે છે કે આ બધી ક્રિયાઓના સ્થાપકોએ દુનિયામાં પાપના વેલા પ્રસારવાને તે સ્થાપી નથી પણ ક્રમશઃ એ વેલાઓને ભસ્મીભૂત કરવાની શક્તિ માનવમાં પ્રગટ થાય તે માટે સ્થાપી છે. તેનો દુરુપયોગ થાય તે ભલે, પરન્તુ તેનો અંતિમ હેતુ તેવો નથી. તો પછી એવું કાંઈ જ્યાં જ્યાં આપણને દેખાય ત્યાં ત્યાં જો આપણે ઉદાસીન ભાવે તટસ્થ પણ ન રહી શકીએ અને ચંચલ ચિત્તવાળા બની જઈએ તો તે આપણી નિર્બળતા લેખાય."

"ત્યારે મારી જગ્યાએ તમે હો, તો તમને આવું જોઈને કાંઈ જ લાગે નહિ, એમ ને?"

"જરૂર એમ. વામમાર્ગનું તત્ત્વજ્ઞાન હું જાણતો નહોતો. તમે હમણાં રામગરજીની વાત કહી તે ઉપરથી હું કેટલુંક સમજી શકયો; પરન્તુ રામગરજીએ જે કાંઈ કહ્યું છે તે કાંઈ નવું નથી. જાતીય વિજ્ઞાનના પાશ્ચાત્ય સંશોધકો ઇતિહાસ, અખ્તરા અને અનુભવ ઉપરથી જે કાંઈ કહી ચૂકયા છે તે જ વાત રામગરજીએ કહી છે."

"શું કહો છો?!" ગોવિંદ ખૂબ આશ્ચર્ય પામ્યો.

"સાચેસાચું કહું છું, અને હું તો દુનિયામાં એ સત્યનો સાક્ષાત્કાર અનેક સ્થળે જોઈ ચૂકયો છું અને જોઈ રહ્યો છું; એટલે મને આમાં કાંઈ નવાઈભરેલું લાગતું નથી."

"ત્યારે આવો આપણને પાપરૂપ લાગતો બધો આચાર શું ઇષ્ટ છે?"

"ઇષ્ટ–અનિષ્ટની વાત મને ન પૂછો. પ્રાચીન કાળના અનેક પત્નીઓવાળા ઋષિઓથી માંડીને આજના અઠવાડિયે–અઠવાડિયે લગ્ન ને છૂટા છેડા કરનાર અમેરિકન સ્ત્રી–પુરુષો સુધીનો ઇતિહાસ

જુઓ : પુરુષનું અતિગામીપણું સીધેસીધું ચાલતું આવેલું તમને દેખાશે; એટલે ઇષ્ટ હોય કે ન હોય, પણ સમાજને તેની જરૂરીઆત જણાઇ છે એ તો હકીકત છે. મને તો લાગે છે કે આ હકીકતનું ઊંડું રહસ્ય સમજનારે જ શિથિલ મનાતા આચારને વામમાર્ગમાં સ્થાન આપ્યું હશે."

ગિરીશ આ બધું એવી ગંભીરતાથી બોલતો હતો કે તેણે આ વિષય પર ગોવિંદ કરતાં વિશેષ ઊંડો વિચાર જરૂર કર્યો હશે એમ જણાયા વિના રહે નહિ. ગોવિંદ તેને આશ્ચર્યચકિત દૃષ્ટિએ જોઇ રહ્યો અને સાંભળી રહ્યો.

કેટલીક વારે તે બોલ્યો: "ત્યારે હું તો એ વિષયમાં કેવળ બૂડથલ જેવો છું, ગિરીશભાઇ! તમારું અને રામગરજીનું કહેવું મને બુદ્ધિયુક્ત તો લાગે છે, પણ કોણ જાણે કેમ, દિલને જચતું નથી, એટલે હું આવું બધું તટસ્થ વૃત્તિથી જોઈ શકતો નથી."

"કશી ફીકર નહિ, ગોવિંદભાઈ! તમે ગભરાઓ છો શા માટે? ચાલો, તમારે માટે નવું નિવાસસ્થાન તૈયાર છે અને તમને જોઇએ છે તેવી નોકરી પણ તૈયાર છે."

"ખરેખર?"

"હા, તે કહેવા માટે તો હું આવ્યો છું. જુઓ, પેલા ખાદી-ભંડારની નોકરી તો તમારે માટે છે જ નહિ, કારણકે ભંડારના માલેકે મને શરમાશરમીથી હા કહેલી, પણ પછીથી ખબર પડી કે વેપાર લગભગ બંધ થઈ ગયો છે, એટલે નવો નોકર રાખીને કરે શું?"

"એમ? ભલો માણસ! પહેલેથી જ ના કહી હોત તો તેના બિચારા મેનેજરને મારી પાસે ખાદીનો રુમાલ ન હોવાનું–મીલ-કાપડનો રુમાલ હું વાપરતો હતો એવું બહાનું કાઢવું પડત નહિ."

"એમ ખુલ્લી ના કહી શકે નહિ એટલે ખોટાં બહાનાં શોધવાં પડે. જેમને વખતોવખત અમારી ગરજ પડતી હોય તેઓ હિંમતથી ના કહી શકે જ કેવી રીતે?"

"વખતોવખત તમારી ગરજ પડે..."

"કેમ ન પડે ? કાયદા એવા છે કે જેનો અણીશુદ્ધ રીતે અમલ કરવો જ મુશ્કેલ થઇ પડે; અને બીજી બાજુએ કાયદા તોડીને લોકોને ગુન્હેગાર બનવું નથી ! એ સ્થિતિમાં અમારી ગરજ પડ્યા વિના કેમ રહે ?"

"એવી સ્થિતિ કાંઇ બધાની ન હોય."

"બધાની તો ન હોય, પણ કોઇને કાકા—મામાને માટે તો કોઇને ભાઈ—ભત્રીજા કે ભાઇબંધને માટે સીફારસ—લાગવગ કે રજા-ચિઠ્ઠી જોઈતાં હોય ! જેમને યુદ્ધના સમયમાં યુદ્ધ પૂર્વેની સગવડો ને શોખ માણવા છે તેમને તો અમારી ગુલામી કર્યે જ છૂટકો છે ! પરન્તુ હવે તમારી નવી નોકરીની વાત કરું. વાત એમ છે કે આવતી કાલથી તમારે અમારી નવી કાપડની પેઢીમાં મુનીમ તરીકે બેસી જવાનું છે."

"તમે વળી નવી પેઢી ખોલી ?"

"શામાટે નહિ ? લોઢું ગરમ હોય ત્યારે જ તેને ટીપી લેવું જોઇએ. હું તો રહ્યો સરકારી નોકર એટલે પેઢીને નામ આપ્યું છે મારા ભાઇનું અને તેના એક ભાઇબંધનું : મંજુલાલ મંગળદાસ. ગઇ કાલે મુહૂર્ત થઈ ગયું. તમને સો રૂપિયા પગાર મળશે, અને અમદાવાદના વેપારનો અનુભવ મળશે તે જુદો. કહો, ફાવશે ને ?"

"તમે મને ફાવે તેવું જ કામ શોધ્યું હશે, એવી મને ખાતરી છે."

"મુખ્ય કામ હિસાબ—કિતાબ રાખવાનું છે, કે કોઇ વાર મીલમાં આંટોફેરો ખાવાનું છે. તમને એ બધું ફાવશે એમ ધારીને જ મેં ગોઠવણ કરી છે અને હવે બીજી વાત. કાલથી અને ઇચ્છા હોય તો અત્યારથી જ તમારે મારે ત્યાં જ રહેવાનું છે."

"તમે એ એક તકલીફ વહોરી લો છો અને મને સંકોચ પામવાની સ્થિતિમાં મૂકો છો......"

ગિરીશ સ્મિત કરીને વચ્ચે બોલ્યો: " ના, એવું કશું ખાસ નથી. તમને ખબર નથી કે મેં જુદો બંગલો લઇને રહેવા માંડ્યું છે......"

" હેં, ક્યારથી વળી ? "

" બે દિવસ થઈ ગયા. "

" એટલી જ વારમાં ? "

" અમદાવાદમાં ચોવીસ કલાકમાં નવું ઘર વસાવવું એ કાંઈ મોટી વાત નથી; અલબત્ત, હાથ જરા મોકળો રાખવો પડે. વળી મેં રસોઇઓ પણ રાખ્યો છે, એટલે તારિકાને પણ કશી ફરિયાદ કરવાનું કારણ રહેતું નથી. મારે ત્યાં પુષ્કળ જગ્યા છે, પછી તમારા જેવા મિત્રને હું જ્યાં ને ત્યાં ઠેબાં શામાટે ખવડાવું ? "

ગોવિંદ તો વિચારમાં પડી ગયો. ગિરીશે આઠેક દિવસમાં તો જાણે પોતાનું જીવન બદલાવી નાંખ્યું ! તેને પરણ્યાને આઠેક દિવસ માત્ર થયા હતા. પોતે તેને ઘેર મળવા ગયો ત્યારે તેના લગ્નને ચાર દિવસ થયા હતા, અને ત્યારપછીના ચાર દિવસમાં તો તેણે નવી પેઢી ખોલી, નવો બંગલો રાખી રહેવા માંડ્યું અને રસોઇયો પણ રાખ્યો ! પરણવું, મકાન રાખીને રહેવું અને નવો વ્યવસાય કરવો, એ ત્રણે જીવનનાં મોટાં કાર્યો લેખાય, અને તે બધાં એક જ અઠવાડિયામાં પૂરાં ! આજની વિજળીની દુનિયામાં માણુસ વિચારમાં અને કાર્યમાં પણ કેવી વિજળીક ગતિ દાખવી રહ્યો છે ને !

જો ગોવિંદને ગિરીશના પિતાના કુટુંબની વચ્ચે રહેવાનું હોત તો જરૂર સંકોચ થાત, પરંતુ હવે તો ગિરીશ જુદો જ રહેવાને પિતાને ત્યાંથી નીકળી ગયો હતો, એટલે તેની સાથે રહેવામાં તેને ખાસ સંકોચ ઊપજે તેમ નહોતું. ગિરીશે પોતાને માટે કેટલો બધો પરિશ્રમ ઉઠાવ્યો હતો એનો વિચાર આવતાં ગોવિંદનું હૈયું કૃતજ્ઞ-તાથી નમી જતું હતું. તેના મનમાં થતું હતું કે એ બધા માટે

પોતે ગિરીશનો આભાર માનવો જોઈએ, પરન્તુ દોસ્તીના દાવામાં એવી ઉપચારભાષા વાપરવી એ અવિનય ગણાય છે.

"બોલો, ત્યારે હવે તમે ક્યારે બંગલે આવી જશો? તમે ત્યાં આવી જાઓ, એટલે પછી પેઢીમાંના તમારા કામકાજ માટેનું ટાઈમ ટેબલ નક્કી થશે."

"હું તો તમે કહો ત્યારે તૈયાર જ બેઠો છું."

"તો આજે સાંજે ચાર અને પાંચની વચ્ચે તમારા સરસામાન સાથે ત્યાં આવી જાઓ."

"ભલે."

"ત્યારે હવે હું રજા લઉં?"

"ખુશીથી."

ગિરીશ ઊઠ્યો અને ગોવિંદ તેને વળાવવા મંદિરના સિંહદ્વાર સુધી ગયો. બહાર ગિરીશનો પટાવાળો બે સાઇકલોને સાચવતો ઊભો હતો. ગિરીશ સાઇકલ પર સવાર થઇને દોડ્યો, પાછળ પટાવાળો પણ દોડ્યો. પટાવાળો અમલદારીના વૈભવનું રમકડું છે ને?



## [ ૧૫ ] . . ગિરીશના પિતા પરની આફત

જે વખતે શહેરમાં ભાડે મળતાં મકાનોની બહુ ટાંચ હતી, તે વખતે એક બંગલાના ઉપરના મજલાના પાંચ સુઘડ ખંડો ગિરીશને ભાડે મળી ગયા હતા, ભાડું પણ સસ્તું–માત્ર માસિક પચાસ રૂપિયા હતું અને ગણ્યાગાંઠ્યા દિવસોમાં ગિરીશે બંગલામાં એવો વસવાટ જમાવી દીધો હતો કે જાણે તે ત્યાં કેટલાય મહિનાથી રહેતો હોય. તેના દિવાનખાનામાં ગાદીવાળી અર્ધો ડઝન ખુરશીઓ હતી, એક મોટું ગોળ મેજ હતું, બે સોફા હતા અને એક કબાટ હતું. મેજ ઉપર પિત્તળનું ફૂલરોપવાળું કુંડું હતું અને સિગારેટની

રાખ ખંખેરવાની 'એશ ટ્રે' હતી. દરેક ખંડને ઉંબરે 'વેલકમ' અક્ષરો લખેલાં પગલૂછણિયાં હતાં. જેવો વૈભવ દિવાનખાનામાં હતો તેવો જ બંગલાના દરેક ખંડમાં હતો. ગિરીશના શય્યાખંડમાં મચ્છરદાની સાથેના બે પલંગો હતા, એક કબાટ હતું, બે ખુરશીઓ અને એક મેજ હતાં. રસોડાનો ખંડ નવાં–નકોર પિત્તળનાં, જર્મન સીલ્વરનાં અને ચિનાઈ વાસણોથી ઝાકઝમાળ લાગતો હતો. ગોવિંદને માટે જે ખંડ કાઢી આપવામાં આવ્યો હતો તેમાં પણ એક ખુરશી, એક અરીસા સાથેનું ટેબલ, એક પાટી ભરેલો ખાટલો અને એક ગાલીચા ઉપર પાથરેલાં ગાદી–તકિયો હતાં, અને આખા બંગલામાંની દરેક વસ્તુ તદ્દન નવી જ હતી–એકકે જૂની પિતાને ઘેરથી લાવવામાં આવેલી વસ્તુ નહોતી.

આવતાં વાંત આ બધો વૈભવ જોઈને ગોવિંદ પ્રસન્ન થતો બોલ્યો: "ગિરીશભાઈ! તમે તો થોડા દિવસોમાં ઠીક સગવડ જમાવી દીધી છે ને શું! મારે માટે પણ જાણે તમે અગાઉથી જ વ્યવસ્થા કરી રાખી હોય તેમ લાગે છે."

"ના, અગાઉથી કશું કર્યું નહોતું. તમારા ખંડમાંની વસ્તુઓમાં સગવડની સંપૂર્ણતા તમે જો જોતા હો તો તેનો જશ તારિકાને છે–મને બિલકુલ નહિ. તેણે એવી બુદ્ધિકુશળતાથી અને ત્વરાથી કામ કર્યું છે કે કોઈ પ્રકારની સગવડમાં જરાએ કચાશ રહે નહિ. અને ગૃહવ્યવસ્થા તો સ્ત્રીવર્ગનું જ કામ છે ને ભાઈ! આપણે તેમાં શું સમજીએ?"

એમ કહેતાં ગિરીશે લીંબુ સમારતી તારિકા ભણી દૃષ્ટિપાત કર્યો. તારિકાની આંખો પ્રસન્નતાથી હસી ઊઠી.

"પણ તમારે બધી વસ્તુઓ નવી જ લાવવી પડી છે." ગોવિંદ બોલ્યો.

"બીજું શું થાય? પિતાજી પાસેથી કાંઈ લાવું તો પાછી તેમને અગવડ પડે. એટલે બધું નવું જ લાવ્યો છું."

" સહેજે પાંચસો–સાતસો ખર્ચાયા હશે..."

" હેં ! ! પચીસ સો થયા, ખરું ને તારિકા ?"

" હજી કેટલાંક બીલો આપવાનાં બાકી છે, પણ ત્રણેક હજાર તો થશે."

" એ તો થાય ! મોંઘવારી કેટલી છે !" ગિરીશ બોલ્યો : " કરકસર કરવાને કોઈ વસ્તુ વિના ચલાવીએ તો પાછી અગવડ પડે. એ કરતાં એક વાર ખર્ચ કરી નાંખ્યું એટલે પછી નિરાંત. કહો, તમને અહીં ફાવશે ને ?"

" ઓહો ! આટલી બધી સગવડ છે, પછી કેમ ન ફાવે ?" ગોવિંદ બોલ્યો.

ગોવિંદને પોતાના સ્વભાવ મુજબ ગિરીશનું આ ઘરવખરી પાછળનું મોટું ખર્ચ ખૂંચ્યું હતું ખરું, પરન્તુ તે એટલું ય સમજતો હતો કે શહેરમાં પૂરી સગવડમાં રહેનારાંઓને થોડી પણ અગવડ વેઠીને ચલાવવાનું ફાવતું નથી, એટલે તેને ગિરીશના ખર્ચાળપણા ઉપર ટકોર કરવાની જરૂર લાગી નહિ. ગિરીશના પિતા સારી પેઠે કમાયા હતા, પછી ગિરીશ શામાટે કરકસર કરે કે અગવડ વેઠે ?

ધનિકોના ગૃહજીવનમાં ડોકિયું કરવાનો આ પહેલો જ અવસર ગોવિંદને મળ્યો હતો એટલે તેને આ બધી સામગ્રી વિલાસ માટેની લાગતી હતી ખરી, પરન્તુ એવી સામગ્રીથી ટેવાયલાઓને માટે એ જરૂરી વસ્તુઓ હતી એવું સમજતાં ગોવિંદને વાર લાગી નહિ. હવે પેઢીના કામને અંગે ગોવિંદ ઉપલા મધ્યમ વર્ગના વેપારીઓના સંપર્કમાં આવવા લાગ્યો હતો અને એ સંપર્ક જેમ જેમ વધતો હતો તેમ તેમ તેને જણાતું હતું કે એ વર્ગના લોકોને માટે જે વસ્તુઓ જરૂરી મનાતી હતી તેના કરતાં તો ગિરીશે ઘણી ઓછી વસ્તુઓ પોતાના બંગલામાં વસાવી હતી. ટેલીફોન, મોટર અને રેડિયો એ સુખવસ્તુ વેપારીઓની ત્રણ મુખ્ય જરૂરી ગણાતી ચીજો હજી ગિરીશના બંગલામાં નહોતી; અને ગિરીશને ત્યાંનું ફર્નીચર તો ભગાભાઇ શેઠના બંગલામાંના ફર્નીચર પાસે કશા હિસાબમાં નહોતું!

મંજુલાલ મંગળદાસની પેઢીનો બધો કારભાર તો મંગળદાસ જ કરતો, કારણકે તે કાપડના વેપારનો ભોમીઓ હતો, અને મંગળદાસની સૂચના મુજબ કામકાજ કરવાનું ગોવિંદને ભાગે આવતું હતું. મંગળદાસ બોલવે–ચાલવે વિવેકી અને ઠાવકો હતો. મંજુલાલ પેઢી પર કોઈક જ વાર હાજરી આપતો અને તેને કામકાજની બહુ સમજણ પણ પડતી નહિ, એટલે તેની વતીની દેખરેખ ગિરીશ પોતે રાખતો, એટલે પેઢી ઠીક વેપાર કરી શકતી હતી. પહેલા મહિનાને અંતે પેઢીએ પંદરસો રૂપિયાની કમાણી કરી હતી એમ ચોપડો બોલતો હતો.

પરન્તુ એ એક માસમાં કોઈ વાર ગિરીશના પિતા કેવળચંદ કાપડિયાએ પેઢી પર ડોકિયું સુદ્ધાં કર્યું નહોતું. તેમની પોતાની પણ જુદી પેઢી ચાલતી હતી એટલે તેના કામકાજમાંથી તેમને નવરાશ નહિ મળતી હોય એમ થોડો વખત તો ગોવિંદે માની લીધું, પણ પછી તેની સમજમાં આવ્યું કે ગિરીશ અને તેના પિતા વચ્ચે ખટરાગ થયો હતો તેથી પિતા–પુત્ર વચ્ચે બોલચાલનો વહેવાર પણ લગભગ બંધ થઇ ગયો હતો.

પરન્તુ એક વાર સવારના પહોરમાં કેવળચંદ શેઠ પુત્રને ત્યાં આવી ચડ્યા. ગિરીશ તેમને આવેલા જોઇને ચમકયો. ગિરીશ ગોવિંદ સાથે દિવાનખાનામાં વાતો કરતો બેઠો હતો, તે પિતાજીને જોઇને એકદમ ઊઠયો અને "અત્યારમાં એકાએક ક્યાંથી?" એમ પૂછ્યું. શેઠ કશું બોલ્યા વિના એક ખુરશી પર બેસી ગયા. ગિરીશનું હૃદય ધડકતું હતું, કારણકે પિતાજીથી જુદા નીકળતી વખતે તેણે તકરાર કરેલી, તે તકરારનો ફણગો પુનઃ ફૂટવાનો તેના હૃદયમાં ભય હતો. તેણે પૂછ્યું: "ક્યાંથી, ઘેરથી આવ્યા?"

"હા," કહી શેઠે આમતેમ જોયું. પુત્રે નવા વસાવેલા ફર્નીચર ઉપર તેમની દૃષ્ટિ ફરતી હતી પણ તે સહજ હતી. તે આગળ કશું બોલ્યા નહિ, એટલે ગોવિંદ સમજ્યો કે શેઠ પુત્ર સાથે

કાંઇ ખાનગી વાત કરવા આવ્યા છે. તે તુરત ઊઠીને પોતાના ખંડમાં ચાલ્યો ગયો. તત્ક્ષણ શેઠનું મ્હોં ઊઘડ્યું: "એક આફત આવી છે."

"શું છે?"

"સ્ટેશન પર આપણી ત્રીસ ગાંસડીઓ પડી છે તે પકડાઇ છે."

"શાથી?"

"કોઇએ ચાડી ખાધી હશે એમ લાગે છે."

"કોની લીધેલી?"

"માંગીમલની."

"રૂપિયા આપી દીધા છે?"

"હાસ્તો, ગાંસડીઓ જામનગર મોકલવાની હતી. રેલ્વેવાળા સાથે બધું ઠરી ચૂક્યું હતું......"

"કઇ મીલનો માલ છે?" ગિરીશે વચ્ચે પૂછ્યું.

"મીલનો માર્કો જ નથી એટલે ચિંતા નથી."

"હવે શું કરવું છે?"

"માલ રવાના થાય તેમ કરવાનું છે, ભલે ગમે તે ખર્ચ થાય."

"અને તેમ ન થાય તો?"

"તો માલ આપણને પાછો મળે તો ઠીક."

કાપડના વેપારની ગૂંચો અને રસમોથી ગિરીશ સારી પેઠે માહિતગાર હતો, એટલે પિતાજીના આ વેપારનો પ્રકાર સમજતાં તેને વાર લાગી નહિ. પણ હવે તો કોઇ રીતે પિતાને આ આફતમાંથી બચાવી લેવા એ જ તેનું કર્તવ્ય હતું અને તેમાં તેણે પોતાની બુદ્ધિ તથા લાગવગનો ઉપયોગ કરવાનો હતો. છતાં તેને વિચાર તો થઇ પડ્યો.

આ આફત ટાળવા માટે કયો માર્ગ લેવો, કોની પાસે જઇને ઘાટ ઉતારવો, કોની લાગવગ લગાડવી, અને લાગવગથી ન પતે તો

કેટલી નોટો વેરવી, તેનો તે વિચાર કરતો હતો. એમ છતાં જો ઘાટ ન ઊતરે તો ?

તેણે પિતાજીને પૂછયુંઃ "કદાચ કાંઈ ન બની શકયું તો ?"

"પૈસા વેરતાં ય નહિ બને ?"

"નેવુ ટકા તો બધું પાર ઊતરશે, પણ કદાચ ન બને તો માલ જતો કરવો પડશે!"

"પચીસ હજારનો માલ છે..."

"એટલે જ છૂટકો...માલ લેવા જતાં કદાચ બીજા પચીસ હજાર કાઢી નાંખવા પડે તેવું થાય તો ?"

કેવળચંદ શેઠ મૂંઝવણમાં આવી પડયા. થોડી વાર ચૂપ રહીને તે બોલ્યાઃ "પણ માલ જતો કરીએ તો ય છુટાય તેમ નથી; ગુહ્ય ખાતામાં આપણે ફારમ ભરીને સોંપી દીધું છે."

"એટલો જ વાંધો છે ને ? એ ફારમ હું પાછું મેળવી લઉં તો કાંઇ વાંધો છે ?"

"વાંધો તો બીજો શો હોય ? પચીસ હજારનું પાણી થાય."

"મારાથી બનશે ત્યાંસુધી પાણી નહિ થવા દઉં, પણ હમણાં અમલદારોમાં સરખાઈ નથી એટલે એક કરવા જતાં બીજું થઈ બેસે એવો ભય રહે છે."

"ભલે જેમ થાય તેમ કરી જો, પણ આપણું નામ ન બગડે, નહિતો વેપાર કરતા ટળી જઇશું."

એટલામાં રસોઇયો ચાહ અને નાસ્તો લઇને આવ્યો. ગઇ કાલે તો કેવળચંદ શેઠનું મન દીકરાના મ્હોં સામે જોવા તૈયાર નહોતું પણ આજે તો બાપને દીકરાની જ ગરજ પડી હતી તેથી તે ચાલી-ચલાવીને આવ્યા હતા, અને મનની રીસ બતાવવાનુંય તેમનાથી બની શકે તેમ નહોતું; એટલે તેમણે વિનાઆનાકાનીએ થોડો નાસ્તો ખાઇને ઉપર ચાહ પીધી.

પ્યાલો નીચે મૂકીને શેઠ બોલ્યા: “ત્યારે હવે હું જઉં ? હવે તું મને ક્યારે મળીશ ?”

“અત્યારે તો મારે નોકરી પર હાજર થવાનું છે એટલે ઑફિસમાં જઉં છું. ત્યાંથી નીકળીને જે એક–બે સ્થળે મારે જવાનું છે ત્યાં જઇશ; હું તમને સાંજે પેઢી પર મળીશ.”

“અરર !” શેઠ ફફડી ઊઠ્યા: “આ કામ વિલંબમાં મૂકવા જેવું નથી. એક એક કલાક સોનાની કીંમતનો છે...”

“તે હું સમજું છું; પણ સાંજ પહેલાં કોઈ એક માર્ગ તો નીકળી રહેશે.”

એમ કહી ગિરીશ નાહવા ઊઠ્યો અને શેઠ વિદાય થયા. ગોવિંદ તે પહેલાં પેઢી પર ચાલ્યો ગયો હતો એટલે પુત્રથી રિસાયલા પિતાને કયું કારણ ત્યાં ખેંચી લાવ્યું હતું તે તેની જાણમાં આવ્યું નહિ. પરન્તુ પેઢી પર જતાં જ કેવળચંદ શેઠ વિષે વણલખ્યા ‘બજાર વર્તમાન’ તેણે જાણ્યા ખરા.



## [ ૧૬ ] . . . . . . સિગારેટની દાબડી

બપોરે ગિરીશ એકદમ ઉતાવળો–ઉતાવળો પેઢી પર આવ્યો અને તેણે મંગળદાસ પાસે રૂપિયા પાંચ હજાર માગ્યા. મંગળદાસે હજી બેંકમાં ભરણું કરાવ્યું નહોતું એટલે રૂપિયા તૈયાર જ હતા, તે તેણે ગિરીશના હાથમાં મૂકયા, પણ તેણે તુરત કહ્યું: “આ નહિ ચાલે, બધી દસ-દસ રૂપિયાની નોટો જોઇએ !”

“પાંચે હજારની દસ-દસ રૂપિયાની નોટો જોઇએ ?” મંગળદાસે પૂછ્યું.

“હા ! એકકે સો રૂપિયાની નોટ ન જોઇએ.”

તુરત મંગળદાસ ઊપડ્યો અને આજુબાજુની બે-ત્રણ દુકાને ફરીને દસ દસ રૂપિયાની પાંચસો નોટોનો થોકડો તેણે ગિરીશને આપ્યો. ગિરીશ તરત તે લઇને સાઇકલ પર ચડી પાછો ઊપડ્યો.

સાંજે પેઢી પરથી ઘર તરફ પાછા ફરતાં ગોવિંદે સાંભળ્યું કે કેવળચંદ શેઠનો કેસ પતી ગયો ! કેવી રીતે કેસ પત્યો તે વિષે કોઈ કાંઇ અને કોઇ કાંઈ વાતો કરતા હતા. કોઇ કહેતા કે કાપડ કોન્ટ્રોલ ખાતાએ માલ રવાના કરવાની પરવાનગી આપી હતી. કોઈ એવી વાત લાવ્યા હતા કે સરકારે જ લશ્કરના ઉપયોગ માટે એ કાપડ ખરીદી લીધું હતું અને તેના પૈસાનો ચેક કેવળચંદ શેઠને આપી દીધો હતો. ત્રીજી વાત એવી પણ ઊપડી હતી કે જે જાતનું એ ગાંસડીઓનું કાપડ હતું તે જાતને કાયદાની કલમ મુજબ કોન્ટ્રોલ ઓર્ડર લાગુ પડતો જ નહોતો. એ ગમે તેમ હોય, પરન્તુ કેવળચંદ શેઠની ત્રીસે ગાંસડી સ્ટેશનના ગોડાઉનમાંથી ઊપડીને ગુડ્ઝના ડબામાં ભરાઇ ગઇ હતી એ વેપારીઓએ નજરે જોએલી હકીકત હતી.

એમ કેવળચંદ શેઠ આફતમાંથી છૂટયા. ગિરીશે આખો દિવસ દોડધામ કરીને, તનસુખલાલની અને કેટલાક અમલદાર મિત્રોની મદદ લઇને, ઠેઠ સુધી લાગવગ પહોંચાડી જે સિદ્ધિ કરી હતી તેનો બદલો તેના પિતાએ એ આપ્યો કે જે પાંચ હજાર રૂપિયાનું ખર્ચ એ આફતમાંથી છૂટવા માટે ગિરીશે કર્યું હતું તે રૂપિયા તેમણે પુત્રને આપવાની ના કહી ! જ્યારે તેમનું મન મુંઝાયેલું હતું, ત્યારે ગમે તે ખર્ચ થાય અને છેવટે પચીસ હજારનો માલ જતો કરવો પડે તો તે બધું કરવાને શેઠ તૈયાર હતા, પરન્તુ કામ પાર ઊતરી ગયું એટલે સગા દીકરાને પણ ન્હવડાવી નાંખવા જેવી વૃત્તિ પિતાએ દાખવી તેથી ગિરીશને બહુ વસમું લાગ્યું. તેને ખબર નહિ કે પિતાની વણિગ્વૃત્તિ આવું કરશે, નહિતો જે રૂપિયા તે પોતાની પેઢીમાંથી લઇ ગયો હતો તે પોતે પહેલેથી પિતા પાસેથી જ ન કઢાવત ? પણ હવે તો જે થયું તે થઇ ગયું; પિતાની સાથે તકરાર કરવાથી

શું વળે? ફરીથી તેમના કામમાં પડવું જ નહિ એવો બોધ માત્ર તેણે પાંચ હજાર રૂપિયાને ખર્ચે લીધો.

હજી ગિરીશે પેઢી શરુ કર્યાને થોડો જ વખત થયો હતો, તેની પાછળ રોકેલી મૂડી તેણે તનસુખલાલ પાસેથી ઉછીની મેળવી હતી, તેમાં તેને આવડો મોટો ધક્કો લાગ્યો તેથી તેનું મન ઊંચું થઈ ગયું.

સાંજે સાત વાગ્યે તે ઘેર પાછો ફર્યો ત્યારે તે ખૂબ થાકેલો હતો. બપોરે ફર્નીચરવાળાનો માણસ ઊઘરાણીએ આવ્યો હતો તે ચિઠ્ઠી લખીને મૂકી ગયો હતો, તે ટેબલ પર પડેલી ગિરીશે વાંચી અને બે રૂપિયા બે હજારનું બાકી રહેલું કરજ પણ તેને સાંભર્યું.

"હં, પછી પેલો રેડિયો તમે જોઇ આવ્યા? કેટલા વાલ્વનો છે? શું કિંમત માંગે છે?" તારિકાએ દિવાનખાનામાં આવતાં-વાંત પૂછ્યું.

ગિરીશ મનમાં હસ્યોઃ "એ બિચારીને શી ખબર હોય કે હું કયા કામમાં પડ્યો હતો, અને કેવી થપ્પડ ખાઇને આવ્યો છું? એને એ વાત કહેવાની જરૂર નથી, નહિતો તે પાછી ચિંતામાં પડશે..." એમ મનમાં જ બોલીને તેણે પ્રકટ રીતે કહ્યુંઃ "એ રેડિયો તો હું જોઇ આવ્યો, પણ મને કાંઇ ગમ્યો નહિ. આપણે લઇશું ત્યારે નવો રેડિયો લઇશું, સેકંડહેંડ લેવાની મારી ઇચ્છા નથી."

"પણ તે કયારે લાવશો? કહે છે કે હમણાં પેશાવરના પ્રોગ્રામ બહુ સારા આવે છે."

"નવાં રેડિયો મશીન ક્યાંય જોવામાં આવતાં નથી એ જ મુશ્કેલી છે ને..."

"તો હમણાં સેકંડહેંડ તો લાવો; નવાની વાત પછી. બોલો, કાલે લાવશો ને?"

તારિકાને ઘરમાં રેડિયો વસાવવાની બહુ ઉતાવળ હતી, તેનાં કેટલાંક કારણો હતાં. તે નવ વાગ્યા પહેલાં સવારે બિછાનામાંથી

ઊઠતી નહિ, તોપણ તેના માથા ઉપર નવરાશ ઝઝૂમ્યા કરતી. તે હવે વધુ વખત પુસ્તકો વાંચી શકતી નહિ; બપોરે પણ ત્રણેક કલાક ઊંઘતી, છતાં દિવસ ખૂટતો નહિ; કોઇ વાર તો તે રસોઇયા અને ચાકર સાથે પત્તાં રમીને સમય વીતાડતી. જો રેડિઓ હોય તો તેનો એ બધો વખત કેવા આનંદમાં જાય!

સાંજે તે ફરવા જતી અને ત્યાં કેટલીક બહેનપણીઓ, કોલેજ કુમારિકાઓ અને સુખાળવી સુંદરીઓનો પરિચય થતો, ત્યારે તેઓની વચ્ચે રેડિયોના પ્રોગ્રામો વિષે જ્યારે ચર્ચા ચાલતી ત્યારે તારિકા એ ચર્ચામાં ભાગ લઈ શકતી નહિ અને તે એટલી પછાત દેખાતી હોવાથી તેને શરમ–સંકોચ અનુભવવાં પડતાં.

બંગલો, ચાકર, રસોઇઓ, નવું ફર્નીચર એ બધું જેને પ્રસન્ન કરવા માટે ગિરીશે વસાવ્યું હતું તેને માટે પાંચસો સાતસોનો રેડિયો લાવવાની આનાકાની ગિરીશ કરે જ નહિ. તેણે તુરત કહ્યું: "નવો કે સેકંડહેંડ, પણ કાલે જરૂર લાવીશું. પછી છે કાંઇ?"

"બે વાગ્યા પહેલાં ગોઠવાઇ જાય તો બહુ સરસ."

ગિરીશ હસ્યો, અને પત્નીની અધીરાઇ પર ટકોર કરતો બોલ્યો: "અને કદાચ ચાર વાગી જાય તો ત્યાંસુધી ધીરજ નહિ રહે?"

"વાહ! કેવું બોલો છો તમે? બે મહિના સુધી ધીરજ રાખી તેની તો તમારે મન કશી કિંમત જ નથી જાણે!"

"અને બેને બદલે એક વાગ્યામાં રેડિઓ ફીકસ થઇ જાય તો તું મને શું ઇનામ આપે?"

"આ!" કહેતી તારિકા ગિરીશના ગાલ પર મીઠી લપાટ લગાવી નાસી ગઈ.

ગિરીશ હસી પડ્યો. આવી ચતુર, રસિક અને પ્રેમાળ પત્નીના સહવાસમાં ગિરીશ ખરેખર આનંદ અનુભવી રહ્યો હતો. મોટરમાં મહાલવાની તારિકાની હોંશને પણ પોતે પાર પાડી શકે તો કેવું સારું, એમ તેના મનમાં થયું, પણ તે માટે જોઇતા પૈસા ક્યાં હતા?

હજી તો વસાવેલા ફર્નીચરનું બીલ ચૂકવવાનું બાકી હતું અને ઉપ-રથી પિતાએ તેને પાંચ હજારમાં ન્હવડાવ્યો હતો. પેઢી હજુ નવી-સવી હતી છતાં કમાણી ઠીક થતી હતી, પરન્તુ ગિરીશ મનમાન્યા તો શું, પણ ખર્ચવાજોગ પૈસા પણ મેળવી શકતો નહોતો. એ વિચાર આવતાં તે જરા ગમગીન બની ગયો. એટલામાં એક બાજુએ ગોવિંદ આવી પહોંચ્યો અને બીજી બાજુએ ચાકર જમવા ઊઠવાનું કહેવા આવ્યો.

ગિરીશે જવાબ આપ્યો: “ જા, હું અને ગોવિંદભાઈ બેઉ સાથે આવીએ છીએ, પાટલા નાંખ.”

ચાકર ગયો. ગોવિંદે કપડાં ઉતારતાં પૂછ્યું: “ પેલા પાંચ હજાર રૂપિયા લઇ ગયા છો તે કયા ખાતે ઉધારવાના છે ? ”

ગિરીશ ધીમેથી બોલ્યો: “ મારા હથુ ખાતે ઉધારજોને. પણ ગોવિંદભાઇ ! તારિકાના જાણવામાં એ વાત ન આવે એટલું ધ્યાનમાં રાખજો.”

“ વારુ.” ગોવિંદે જવાબ આપ્યો. ગોવિંદને સમજાયું નહિ કે તારિકાથી એ વાત ખાસ છુપાવવાનો ગિરીશનો શો હેતુ હશે; પરંતુ એવી વાતની પડપૂછ કરવાની તેને જરૂર જણાઇ નહિ.

બેઉ મિત્રો જમવા બેઠા અને થોડી વાર થઇ, એટલામાં ચાકરે આવી ખબર આપી કે કોઈ નરોત્તમદાસ શેઠ મળવા આવ્યા છે. ગિરીશે જરા યાદ કરીને કહ્યું: “ ઠીક, ઓળખ્યા. તેમને દિવાન-ખાનામાં બેસાડ.”

જમી રહીને ગિરીશ તથા ગોવિંદ દિવાનખાનામાં આવ્યા એટલે નરોત્તમદાસ અને તેમની સાથે આવેલો ગિરીશનો એક જૂનો સહાધ્યાયી રમેશચંદ્ર બેઉ ઊભા થયા. નરોત્તમદાસે હાથ જોડી નમ-સ્કાર કર્યા અને રમેશે હસતા મ્હોંએ ગિરીશના કુશળ વર્તમાન પૂછ્યા : “ કેમ ગિરીશભાઈ ! મઝામાં છો ને ? ”

" હાજી." ગિરીશે અમલદારી અદાથી જવાબ આપી ખુરશી પર બેઠક લીધી એટલે નરોત્તમદાસ અને રમેશચંદ્ર બેઠા.

ગોવિંદ મેજ પરથી પાનનો દાબડો લઇ જઇને ખૂણા પરની એક ખુરશી પર બેસી પાન બનાવવા લાગ્યો. ગિરીશે મેજનું ખાનું ઉઘાડી તેમાંથી સિગારેટની દાબડી કાઢી, કે તુરત રમેશે પોતાના ખિસ્સામાંથી પોતાની સિગારેટની દાબડી કાઢીને કહ્યું: " આ સિગારેટ લો. તદ્દન નવી જ બ્રાંડની છે અને સરસ છે." તેણે દાબડીમાંથી સિગારેટ કાઢી ગિરીશની સામે ધરી, અને ગિરીશે તે લીધી.

ગિરીશે અને રમેશે સિગારેટો સળગાવી. ગિરીશે પૂછ્યું : " કેમ રમેશચંદ્ર ! તમને તો ઘણે વખતે જોયા. "

" કામ વિના મળવા અવાતું નથી. થોડા કામે આવ્યો છું."

" કહો, શું છે ?" મુખમાંથી સિગારેટની ધૂણીનો ફુત્કાર ઉડાવતાં ગિરીશે પૂછ્યું.

" આ નરોત્તમદાસ શેઠ મારા પડોશી અને મિત્ર છે. પરમ દિવસે તમે......"

" હા, હા, સાંભર્યું." ગિરીશ બોલ્યો : " પણ તમારા મિત્રે તો ગજબ વાળ્યો છે. ત્રીસ ગુણી ચોખા એટલે શું? એ તે શું નાનીસૂની વાત છે?"

નરોત્તમદાસ બોલ્યા : " વાત એમ છે સાહેબ, અમે સામટા ચોખા મંગાવીને પછી દુકાનના ગુમાસ્તાઓ તથા અમારા કુટુંબીઓમાં વહેંચી નાંખતા. એ ત્રીસ ગુણીના અમે દસ ભાગીદાર છીએ."

ગિરીશ બોલ્યો : " એ ઊપજાવી કાઢેલી વાત છે, શેઠ ! રેશનિંગનો અમલ શરુ થયો ત્યારપછી તમે એ ચોખા મંગાવ્યા છે તેના મારી પાસે પુરાવા છે. "

રમેશ બોલ્યો : " એ ગમે તેમ હોય ગિરીશભાઇ, માલ વહેલો મંગાવેલો અને મોડો આવી પહોંચ્યો એમ બનેલું મને લાગે છે;

પરન્તુ નરોત્તમદાસને હાથે ગુન્હો થઇ ગયો છે તેની મારાથીય ના કહી શકાય તેમ નથી, એટલે હવે તેનો માર્ગ નીકળે તો ઠીક."

"એટલે ?" ગિરીશે ગંભીર અને કરડી મુદ્રાથી પૂછ્યું.

"એટલે એમ કે તમે મારા મિત્ર છો અને નરોત્તમદાસ પણ મારા મિત્ર છે. હું મિત્રદાવે તમારી પાસે આવ્યો છું. તમે જ માર્ગ બતાવો કે શું કરવું ? તમારા ઉપકારને શેઠ નહિ ભૂલે."

હવે ગિરીશની વાણીમાં જરા મિઠાશ પુરાઈ અને તે બોલ્યો : "રમેશભાઈ! કાયદા આકરા છે, દેખરેખ સખ્ત છે, મારી ડાયરી સાહેબ પાસે પહોંચી ગઈ છે; તમે જ કહો, હવે મારાથી શું બની શકે ? તમારા મિત્રને હું મારા મિત્ર સમજું છું, પણ..."

"તમે ધારો તો કોઇ પણ માર્ગ કાઢી શકો. કાયદાની ગૂંચો અમારા કરતાં તમે જ વધારે સારી રીતે જાણતા હો. માલ જપ્ત થતાંય બચી જવાય તો સારું એવી મારી માંગણી છે." રમેશે કહ્યું.

સિગારેટને 'એશ ટ્રે' માં હોલવતાં ગિરીશ જરા વિચાર કરીને બોલ્યો: "હું મારાથી બનતું કરીશ, પણ વચન આપી શકતો નથી."

નરોત્તમદાસમાં ઉમંગ પ્રકટ્યો અને તે બોલ્યા : "આપનાથી બધુંય બનશે, સાહેબ ! અમને તમારો ભરોસો છે. અમે આબરુદાર વેપારી, અમારે આંગણે પોલીસનાં ધાડાં આવે એ અમારાથી વેઠાય ? હવે તો આપના ખોળામાં માથું છે."

ગિરીશ હસ્યો અને બોલ્યો : "અમે તો નોકરિયાત માણસ કહેવાઇએ, શેઠ ! મિત્રોને તકલીફ પડે તેવાં અણગમતાં કામ પણ અમારે કરવાં પડે, એવી અમારી દશા છે."

ગોવિંદ પાન બનાવીને લાવ્યો અને તેણે રમેશને અને શેઠને પાનપટીઓ આપી. ગિરીશે પણ એક પટી મ્હોંમાં મૂકી, કે તુરત રમેશે તેને પોતાની દાબડીમાંથી બીજી સિગારેટ કાઢીને આપી તે તેણે સળગાવી. રમેશે પણ એક સિગારેટ સળગાવી અને પછી તેણે રજા લેતાં કહ્યું: "કહો, હું હવે તમને ક્યારે મળું ?"

"કાલે આ વખતે." ગિરીશે જવાબ આપ્યો.

શેઠ અને રમેશ ગયા. ગોવિંદ પોતાના ખંડમાં ગયો. સિગારેટની ધૂણી કાઢતાં ગિરીશના ધ્યાનમાં આવ્યું કે રમેશ પોતાની સિગારેટની દાબડી ટેબલ પર ભૂલી ગયો છે. ખાનામાં દાબડી મૂકી દેવા તેણે તે હાથમાં લેવા માંડી, પણ કેટલી વજનદાર દાબડી! તેણે તે ઉઘાડીને જોયું તો તેમાં દસેક તોલા જેટલા સોનાની લગડી હતી!



## [ ૧૭ ] . . અંધાધુંધીમાં સાંપડતી તકો

લગડી જોઇને ગિરીશની આંખો ચમકી ઊઠી. આ નોકરીમાં તેને આડકતરી રીતે પૈસા તો અનેક વાર મળેલા, એવા પૈસાની હૂંફથી તો તે બંગલો, રસોઇઓ અને ચાકર રાખીને તારિકાને પ્રસન્ન કરવાની હામ ભીડી શકયો હતો, પરન્તુ આટલી મોટી રકમ તો તેને આ પહેલી જ વાર પ્રાપ્ત થઈ હતી એટલે તે ખુશ થઈ ગયો. તે મનમાં બોલ્યો : "ચાલો, તારિકાને માટે રેડિયો તો હવે મુફતમાં મળી ગયો!" અને એ વાત તારિકાને કહેવાનો ઉલ્લાસ પણ તેનામાં પ્રકટ્યો; પણ તેણે ઉલ્લાસને દબાવી રાખ્યો. એ ઉલ્લાસનો અર્થ કદાચ તારિકા એવો કરે કે પોતાનો પતિ પૈસાની તંગી ભોગવે છે, તો? પરન્તુ એ ઉલ્લાસના વેગથી તે પિતાએ તેને ઊપજાવેલી નાસીપાસીને દબાવી શકયો અને બપોર પહેલાં બંગલામાં રેડિયો પહોંચડાવી શકયો.

બીજે દિવસે સાંજે પાછો રમેશ એકલો તેની પાસે આવ્યો ત્યારે ગિરીશે તેને કહ્યું : "મેં મારાથી બનતું બધું કર્યું છે, પણ મિસ્તર રમેશચંદ્ર, દસ તોલાથી કામ પતે તેમ નથી."

રમેશ ઓશિયાળું મ્હોં કરીને બોલ્યો : "ગિરીશભાઇ! બહુ બહુ તો બે હજારની કિંમતના ચોખા કહેવાય..."

"પણ તમે ચોખા જપ્ત થવા દેવા તૈયાર છો તો પૂરા બે હજાર કેમ ન ખર્ચી શકો?" ગિરીશ મ્હોં મલકાવીને બોલ્યો.

"પણ તમે માર્ગ શો કાઢ્યો છે તે તો કહો."

"માર્ગ હું તમને પછીથી કહીશ."

રમેશ સમજી ગયો કે હજી દક્ષિણા આપ્યા વિના છૂટકો નથી. તે ધીમેથી બોલ્યો: "કહો શું આપું?"

"બારસો મૂકી દો તો બે હજાર પૂરા થઇ રહે."

રમેશે સો-સોની દશ નોટો ધરીને કહ્યું: "હજારથી ચલાવી લો..."

"બસો ઓછા કેમ?"

"બસો મને મળે તો તમે મારા મિત્ર તરીકે રાજી છો કે નહિ?"

"તો હું રાજી છું, પણ કાળા બજાર કરનાર વાણીઆને સસ્તા મૂકવા હું તૈયાર નથી." ગિરીશે ચોખ્ખી વાત કહી. રમેશને દલાલીમાં બસો રૂપિયા મળે તો ગિરીશ રાજી હતો, કારણકે દલાલ વિના અમદાવાદમાંના કોઈ બજારને ચલાવી શકાતું નથી!

હવે ગિરીશે રમેશને માર્ગ બતાવ્યો: "આજે રાત્રે ને રાત્રે એ ત્રીસે ગુણીઓને એવી રીતે વહેંચી નાંખો કે જેથી કોઇની પાસે બંગાળી વીસ મણથી વધુ અનાજ થવા પામે નહિ. બસ, તમે એટલું કરીને મને સવારે ખબર આપો, એટલે બાકીનું જે કાંઇ કરવાનું છે તે હું કરી લઇશ."

શહેરમાં હજી રેશનિંગની શરુઆત જ થઈ હતી અને લોકો અનાજ તથા બીજી વસ્તુઓ અંગેના કાયદા બરાબર સમજતા નહિ. અમલદારો પણ કાયદાના અર્થો કરવામાં અને અમલ કરવામાં ગૂંચવાતા ખરા, પરન્તુ એ ગૂંચવણ બહાર બતાવી શકતા નહિ. અધિકાર એવી વસ્તુ છે કે તે ધરાવનારથી થોડી પણ ગેરસમજ કે અણસમજ બતાવવામાં આવે તો અમલદારી તંત્ર જનતામાં હાસ્યા-

સ્પષ્ટ બને. એવી ગૂંચવણને અંગે કોઈ અમલદાર કદાચ આંખનું કાજળ ચાલે ઘસે તોપણ વડા અમલદારને એમ જ કહેવું પડે કે તેણે ભૂલ કરી નથી, તેણે બરાબર કર્યું છે અને કાયદામાં એમ જ કહેલું છે! કોઈ હોશિયાર નાગરિક કિંવા કોઈ વકીલ કાયદાનો અર્થ કરવા આવે અને તકરાર કરે તો અમલદાર તે સાંભળવાની ના કહે અને તકરાર કરનારને કોર્ટમાં જવા સીધી 'ચેલેંજ' આપે! એ 'ચેલેંજ' ઉપાડી લે કોણ? હિંદ સંરક્ષણ કાયદાના હાથ કેટલા લાંબા હતા તે લોકો જાણતા હતા. ત્રાણુમી કલમનું રાજ્ય કેવી રીતે ચાલતું હતું તે લોકો જોતા હતા. એ રાજ્યના અમલદારી ઘા કેટલાકે વેઠ્યા હતા અને બીજાને વાગેલા ઘાના શોળ પોતાની પીઠ ઉપર જાણે વાગ્યા હોય એવી રીતે કેટલાકો ધ્રૂજી ઊઠતા હતા. અમલદાર-શાહી પોતાના પૂરેપૂરા તોરથી જ્યાં હાક વગાડતી હતી ત્યાં બચવાનું સાધન શોધવું ક્યાં તે જ લોકોને સૂઝતું નહિ. કાયદાની અદાલતમાં બચાવનો માર્ગ શોધવા જવું એ સૌ કોઈને માટે શક્ય હોતું નથી. સંગઠિત મંડળ માટે એ જેટલું શક્ય હોય છે તેટલું એકલ–દોકલ વ્યક્તિઓ માટે શક્ય હોતું નથી; અને વ્યક્તિઓ તો અંગત સ્વાર્થો અને અંગત સગવડો શોધી લેવાના વ્યાપારમાં એટલી ડુબાડૂબ બની ગઈ હતી કે સંગઠિત થઈને ન્યાયની અદાલતમાં ન્યાય લેવા દોડવું એ કોઈને સૂઝતું નહિ.

નાગરિક ધર્મને અર્થે જરૂરી એવા સંગઠનને માટે પણ પ્રેરણા આપનાર વીર વ્યકિતઓ જોઈએ, એવી વ્યકિતઓ તો બહુધા તુરંગ-માં પુરાઈ ગઈ હતી અને અમદાવાદની પ્રજાએ જાણે નાગરિકતાનું દેવાળું કાઢ્યું હોય, સૌ પોતપોતાના સ્વાર્થો સાધવામાં મચી પડ્યા હોય, એવી પરિસ્થિતિ ઉત્પન્ન થઈ હતી. દેશના વાતાવરણમાં ઝઝૂમી રહેલા ભાવિયુદ્ધમાં ખાવાને દાણા ને પહેરવાને કપડાંનાં કેવાં સાંસાં પડશે તેનાં કલ્પનાચિત્રો લોકો વર્તમાનપત્રો વાંચીને ઊપજાવતા અને યુરોપના દેશોની ભયંકર આવૃત્તિ ભારતમાં સર્જાશે ત્યારે જીવવા

માટે જે વસ્તુઓની જરૂર પડશે તે વસ્તુઓનો સંઘરો કરવામાં જ સૌ પડી ગએલા હતા. અન્ન–વસ્ત્ર જ નહિ પણ મોજ અને વિલાસ માટે જોઈતી વસ્તુઓ પણ ભરી લેવાની તાલાવેલી ઠેરઠેર જોવામાં આવતી. નાગરિક ધર્મ જ નહિ પણ પડોશીધર્મ પણ એટલો ભુલાઇ ગયો હતો કે ઘરમાં રતલ–અર્ધો રતલ ક્વિનાઈન સંઘરી બેઠેલો નાગરિક તાવથી પિડાતા પડોશીને ક્વિનાઇનની બે પડીકી આપવા જેટલો પણ ઉદાર થઇ શકતો નહિ! લોકોને મૃત્યુ એટલું નજીક આવેલું દેખાતું હતું કે જીવવાની તાલાવેલીમાં અનેક પ્રકારના અપરાધો કરવાની તત્પરતા ઉત્પન્ન થતી, અપરાધોને છુપાવવા પૈસા કડવા કરવાની હિંમત કયાંયથી પણ આવી લાગતી અને એ નબળાઇનો લાભ વેપારીઓ અને અમલદારો જ લેતા એમ નહોતું; ઘરકામના નોકરોથી માંડીને રેલ્વેના અમલદાર સુધીના માણસો આવેલો લાગ છોડવા માંગતા નહિ. જિજીવિષાએ આણેલી નિર્બળતા એ વખતે એક પ્રકારની સામાજિક અને આર્થિક અંધાધુંધી બની રહી હતી. આ અંધાધુંધીનો લાભ લેવાની સરસ તક આવી છે એવું ગિરીશે એક જ દિવસમાં દસ તોલા સોનું અને હજાર રૂપિયા રોકડા મેળવીને બરાબર જોઈ લીધું.

એ નવી દૃષ્ટિ ઊઘડ્યા પછી પૈસા મેળવવાના અનેક માર્ગો ગિરીશની સામે આવીને ઊભા રહ્યા. નાના અપરાધો તો તે અનેક શોધી કાઢતો અને તે બધાને કાગળ પર ચડાવીને દંડને પાત્ર ઠરાવી પોતાની 'ફરજ' બજાવતો, પણ મોટા અપરાધો અર્થાત્ માલદાર આસામીઓના નાના અપરાધોને પણ તે સસ્તા જવા દેતો નહિ. કોઈ માલદાર નાગરિક જેટલી વધુ નિર્બળતા દાખવતો તેટલું વધુ પહોળું મ્હોં ગિરીશ ફાડતો અને તે જરૂર ફાવતો.

એક દિવસ તેને મળેલી બાતમી ઉપરથી તેણે એક મીલ પર દરોડો પાડ્યો અને દસ ગુણી ખાંડ તથા ચાલીસ ડબા ગ્યાસતેલ પકડ્યું! મીલએજંટે એ સંઘરા વિષે પોતે કશું નથી જાણતો એવો

જવાબ આપ્યો એટલે જવાબદારી મીલના મેનેજરને માથે આવી પડી. પણ મીલનો મેનેજર શેઠનો સાળો હતો, એટલે શેઠને બદલે શેઠાણી લાગવગ ચલાવવા મોખરે આવ્યાં! એ લાગવગને પરિણામે ખાંડની ગુણીઓ મીલના પાણીના હોજમાં ગળી ગઇ અને ગ્યાસ-તેલ ક્યાં ઢોળાઇ ગયું તેની કોઇને ખબર પડી નહિ!

એ દરોડાનો નિકાલ કરીને અને ડાયરી બરાબર ભરીને છેક પરોઢિયે ગિરીશ ઘેર આવ્યો, ત્યારે ઊંઘમાંથી જાગી ગએલા ગોવિંદ સહેજ પૂછ્યું: "અહો ગિરીશભાઇ! હજી અત્યારે તમે ઘેર આવો છો?"

"હા ભાઇ હા! એક મીલ પર આજે દરોડો પાડવો પડ્યો, હાથ તો કશું લાગ્યું નહિ, પણ અત્યારસુધી ઉજાગરો થયો."

"ત્યારે તમને બાતમી બરાબર મળી નહિ હોય."

"એમ તો ખરું જ." કહી ગિરીશ મર્મમાં હસ્યો. ગોવિંદ તેને કુતૂહલપૂર્વક જોઈ રહ્યો.

કપડાં ઉતારી રહીને ગિરીશ બોલ્યો: "ગોવિંદભાઇ! એવડી રીતે કપરી ફરજ મારે બજાવવી પડે છે. મૂળે હું મહાસભાવાદી માણસ, અને સંજોગવશ આ અર્ધસરકારી લેખાય તેવી નોકરી લેવી પડી છે, પણ તેમાં હું જનતા પ્રત્યેની ફરજ ભૂલી શકતો નથી. સરકારની નજર જ્યાંથી ને ત્યાંથી નાણાં ઓકાવવા તરફ છે અને લોકો બિચારા શોષાય છે. હું એ સરકારી નજરે જોઈ શકતો નથી એટલે ગુન્હો કરનારાઓ પર પણ મને દયા આવ્યા વિના રહેતી નથી. વાત એમ છે કે બાતમી તો બરાબર મળેલી, અને માલ પણ ઠીક ઠીક પકડાએલો, પરન્તુ મીલના શેઠનો સાળો ગુન્હામાં સંડોવાતો હતો, ખુદ શેઠાણીની આંખમાં પાણી આવી ગયાં એટલે મને દયા આવી અને મેં આંખ આડા કાન કર્યા."

"પણ ઉપરી અમલદાર પાસે કોઈ ચાડી ખાશે તો તમે પોતે મુશ્કેલીમાં આવી પડશો."

"એટલે જ હું કહું છું ને કે એવડી કપરી ફરજ મારે બજાવવી પડે છે. નોકરીની ફરજ બજાવવી અને જીવવાને તરફડી રહેલી તથા તે માટે જ ગુન્હા કરતી બિચારી જનતા પ્રત્યેનો રાષ્ટ્રીય ધર્મ પણ મારે બજાવવો જ રહ્યો. માલ ઠેકાણે પડાવી દીધો છે, સાથેના માણસોને શેઠે મેળવી લીધા છે, ડાયરી મેં બરાબર લખી છે, એટલે કશો વાંધો આવવાનો નથી."

એ સાંભળીને ગોવિંદ હસ્યો અને બોલ્યો: "ગિરીશભાઇ! તમે પાકા છો; તમે મુફતમાં એવા સદ્ધર મીલ એજંટ ઉપર દયા બતાવો નહિ."

"તમારા સોગંદ, ગોવિંદભાઇ! મેં એક પૈસો પણ લાંચ લીધી નથી. મારી સાથેના બધા માણસોને શેઠે ગમે તે રીતે સંતોષ્યા હોય, પણ મેં તો એક રાતી પાઇ પણ લીધી નથી એ હું ખરું કહું છું. પૈસાથી નહિ લલચાનાર માણસ પણ શરમ અને દયાથી લેવાઇ જાય છે. એક મીલ એજન્ટ જેવો મોટો માણસ તમારી પાસે ગરીબ ગાય જેવો અને લાચાર બની જાય તો તમને પણ લાગણી થયા વિના ન રહે."

"એ પણ બનવાજોગ છે." ગોવિંદે હાસ્યને સમેટી લેતાં કહ્યું: "લોકો દયાપાત્ર બને એવા કાયદા અને નિયમનો ઘડાય ત્યાં લક્ષાધિપતિ કે કોટિપતિનો શો હિસાબ! અમલદારોને થથરાવી મૂકે એવા નાગરિકો પણ ખોરાકીની અને જીવનની જરૂરીઆતોની વસ્તુઓ માટે અમલદારો સમક્ષ લાચારી બતાવતા બની જાય એ પણ આ યુગની એક નવીનતા જ છે ને!"

ગિરીશ તત્ત્વજ્ઞાનમાં ડોકિયું કરતો બોલ્યો: "એ આ યુગની નવીનતા નથી; જિજીવિષા હંમેશાં માણસને નિર્બળ જ બનાવતી આવી છે. આપણી વચ્ચે એ વિષે એક વાર ચર્ચા ચાલી હતી તે તમને યાદ છે ને? પોષણ, રક્ષણ અને પ્રજનન માટેની નૈસર્ગિક વૃત્તિ દરેક મનુષ્યમાં રહેલી જ હોય છે અને તે માટે તે હંમેશાં

તરફડયા કરે છે. એ તરફડાટમાં લોકો અપરાધો પણ કરે એમાં કશું નવું નથી."

"પણ જેઓ જાણી જોઈને અપરાધો કરે છે તેઓ એ અપરાધનાં કડવાં ફળ વેઠવાને તૈયાર કેમ થતા નથી? ગરીબો તો ઠીક, તેમને બિચારાને મોટી રકમનો દંડ આપવાનીય શક્તિ ન હોય, પરન્તુ જેઓ ધનવાન છે તેઓ પણ જિજીવિષાથી પ્રેરાઈને અપરાધો કરે છે; બધા અપરાધીઓ કાંઈ પકડાતા નહિ જ હોય, પણ જે થોડા પકડાય તેઓ પણ અપરાધનું પરિણામ વેઠી લેવા જેટલી શક્તિ કેમ દાખવતા નહિ હોય?"

"આબરુને નાણાં કરતાં વધારે મૂલ્યવાન સમૃદ્ધિ જેઓ માનતા હોય તેમને અપરાધના દંડમાં એ સમૃદ્ધિ ગુમાવવાનું ગમતું નથી! રક્ષણ માટેની લોલુપતાનો જ એ એક પ્રકાર સમજવો." ગિરીશે કહ્યું.

"તો એવો અપરાધ એ માણસ ફરીથી નહિ કરે, એમ તમે માનો છો? હું નથી માનતો. વેપારી બજારનો જે થોડો અનુભવ મને મળ્યો છે તે ઉપરથી હું જોઈ શકયો છું કે અપરાધ કરીને તેના દંડમાંથી છટકી જવાના કાર્યને લોકો એક પ્રકારનું પરાક્રમ માનવા લાગ્યા છે. અને એવાં પરાક્રમો કરવામાં વેપારીઓ તો એક બીજાની જાણે હરીફાઈ કરતા હોય એવું હું જોઉં છું."

"એક બાજુએ જિજીવિષાનું દબાણ, બીજી બાજુએ આકરા કાયદાઓનું દબાણ, એ બેઉ દબાણોની વચ્ચે દબાતા સામાન્ય માણસો બિચારા જેમ-તેમ કરીને દહાડા ન કાઢે તો બીજું શું કરે?"

"નહિ, નહિ, મને તો લોકની અપરાધવૃત્તિ બહેકતી જતી હોય એમ લાગે છે અને એની અસર લાંબા વખત સુધી ચાલ્યા વિના રહેવાની નથી."

"હશે, ચાલો હવે હું જરા ઊંઘ લઉં." એમ કહેતો ગિરીશ પોતાના શય્યાખંડ તરફ ચાલ્યો અને ગોવિંદ પોતાના ખંડ તરફ વળ્યો.

બીજે દિવસે બપોરે પેઢી પર કોઇ મીલની ચિઠ્ઠી આવી જેમાં પંદર ગાંસડી કાપડ મંગાવી લેવાની વરધી હતી. એ દિવસ પછી ફરી બીજી પંદર ગાંસડીની ચિઠ્ઠી આવી. જે વખતે મીલોમાંથી કાપડ બહુ જ ઓછા પ્રમાણમાં મળી શકતું હતું તે વખતે ઉપરાઉપરી આવવા માંડેલો માલ ગોવિંદને નવાઇ પમાડતો હતો, પરંતુ પછી તેને માલૂમ પડ્યું કે આ એ જ મીલનો માલ હતો કે જે મીલમાંથી ગિરીશે એક વાર ખાંડ અને કેરોસીન પકડ્યાં હતાં!



## [૧૮] . . . . . તારિકાની વર્ષગાંઠ

લોહીનો સ્વાદ ચાખ્યા પછી ગિરીશની જિહ્વાલોલુપતા તીવ્ર બનવા લાગે તેમાં કાંઈ જ નવાઈ નહોતી. પિતાએ તેને એકસામટો પાંચ હજાર રૂપિયાનો ધસારો આપ્યો ત્યારે તે નાસીપાસ બની ગયો હતો અને એવડી મોટી રકમ વેપારના નફામાંથી ક્યારે તારવી લેવાશે તેની તેને ચિંતા થતી હતી, પરન્તુ હવે તેની એ ચિંતા ટળી ગઈ હતી. ફર્નીચરનું બીલ તેણે ચૂકવી દીધું હતું, રેડિયો તો જાણે મુફતમાં પડ્યો હતો અને હવે વખતોવખત પેલા શેઠની મીલમાંથી માલ મળવા લાગ્યો હોવાથી પિતાએ આપેલો ધસારો જ નહિ પણ તનસુખલાલ પાસેથી વ્યાજે લીધેલા પંદર હજાર રૂપિયા પણ તે એક જ માસમાં વાળી દેવા શક્તિમાન બન્યો હતો.

કાપડના વેપારમાં જબ્બર નફો થતો એ આજસુધી તે બીજાઓના કહેવાથી જાણતો હતો, હવે એ તેના અનુભવની વાત બની હતી. મંગળદાસ સોદા પાર ઉતારવામાં પણ એવો ચાલાક હતો કે જમણા હાથની વાત ડાબો હાથ જાણવા પામે નહિ! ગિરીશે એક જ માસમાં થએલો અઢળક નફો જોઇને મંગળદાસને પેઢીમાંથી પાંચસો રૂપિયા ઇનામના આપ્યા. મંગળદાસની કામગીરી હમેશાં

ગોવિંદની જાણ બહાર રહેતી, અને ગિરીશની સૂચના પણ હતી કે એ 'ભલા માણસ' ને ઊંડી વાતો બની શકે ત્યાંસુધી કહેવી જ નહિ. પેઢીનો હિસાબ ગોવિંદ લખતો ખરો, પરન્તુ એ હિસાબથી કેવળ જુદો જ હિસાબ મંગળદાસ જુદા ચોપડામાં રાખતો તે માત્ર ગિરીશ જ જાણતો હતો. તેના ભાઈ મંજુલાલને પણ એ બાબતની ઝાઝી ગતાગમ નહોતી.

ગિરીશની લોલુપતા તીવ્ર બનતાં તેને પોતાની નોકરી અંગેની ફરજ બજાવવામાં વિશેષ ઉત્સાહ સ્ફુરવા લાગ્યો. રેશન અંગેના ગુન્હાઓની બાતમી તો તેને ઘણીએ મળતી, પરન્તુ એવી બાતમીના તે જુદા જુદા ભાગ પાડી નાંખતો. એક ભાગની બાતમીનો ઉપયોગ તે પોતાની નોકરી અંગેની ફરજનો દેખાડો કરવા માટે કરતો, બીજા ભાગની બાતમીનો ઉપયોગ તે ગરીબ નાગરિકો પ્રત્યે દયા દાખવવા માટે એક અહિંસક મહાસભાવાદી તરીકે કરતો અને ત્રીજા ભાગની બાતમીનો ઉપયોગ તે માલદાર આસામીઓને સારી પેઠે ખંખેરવા માટે કરતો; અને જેમ જેમ આ નોકરીની ફરજ અંગે તેની ઓળખાણ, લાગવગ અને પ્રતાપ વધતાં જતાં હતાં, તેમ તેમ તેની કાપડની પેઢી વધુ ને વધુ આબાદ બનતી જતી હતી.

એક વાર સાઠ હજાર રૂપિયાની નોટો બેંકની સેફ ડિપોઝીટમાં મૂકીને ઉત્સાહભેર સાઈકલ પર ઘર તરફ આવતાં માર્ગમાં જ તેની સાઈકલમાં પંક્ચર પડ્યું અને તેને સાઇકલ દોરીને ઘર તરફ આવતાં મોડું થયું. ગિરીશનો જમવાનો સમય હમેશાં અનિયમિત જ હતો, પરન્તુ આજે તેણે બરાબર વેળાસર ઘેર આવવું જોઇતું હતું કારણકે તારિકાની વર્ષગાંઠ હતી અને બધાંએ સાથે બેસીને ભોજન કરવાનું હતું. એ જ કારણથી ગોવિંદ પણ આજે વહેલાં જમીને પેઢી પર જવાને બદલે રોકાઇ ગયો હતો.

"એક દિવસ પણ તમે ઘેર વેળાસર આવી શકો નહિ, એ કેટલું ખરાબ!" ગિરીશને જોતાં જ તારિકાએ ટકોર કરી.

ગિરીશ ઉત્સાહમાં હતો એટલે તેણે એ ટકોરને હસતે વદને વધાવી લઇને કહ્યું: " ખરેખર, ઘણું જ ખરાબ; પરન્તુ રિસાયલી બૈરીને જેટલી ઝડપથી મનાવી શકાય છે તેટલી ઝડપથી રિસાયલી સાઇકલને મનાવી શકતી નથી એ જ મુસીબત છે ને ! "

" તો મોટર કેમ લાવતા નથી? સાઇકલ પર બેસીને માઇલો-ની મુસાફરી કરતાં થાકી ન જવાય? "

ગિરીશ ખૂબ હસ્યો અને બોલ્યો : " લો, ગોવિંદભાઇ! તારિકાને હવે મોટર વસાવવી છે! દોઢસો રૂપિયાનો સબઈન્સ્પેક્ટર મોટરમાં ફરી શકે ખરો? કાંઇ નહિ તો પોણોસોનું તો પેટ્રોલ જોઇએ!"

" તમે તમારે મોટર લાવોને, તમે મોટરમાં નહિ ફરી શકો તો હું ફરીશ ! " તારિકાએ પણ વિનોદમાં હસીને જવાબ વાળ્યો.

" એ પણ સારી-મજાની વાત ! મારા નસીબમાં તો સાઇકલ પર ટાંટિયા તોડવાનું જ રહે અને બાઇસાહેબ મોટરમાં મહાલતાં ફરે ! " અને ગિરીશ ખડખડાટ હસ્યો.

" જુઓ ગોવિંદભાઇ ! " તારિકાએ ગોવિંદને સાક્ષી રાખવાને કહ્યું : " હું કાંઇ તેમને મોટરમાં ફરવાની ના કહું છું? પણ તેમને તો પોતાનો સ્વાર્થ સધાય તો મોટર લાવવી છે, અમે તો જાણે કાંઇ હિસાબમાં જ નહિ ! "

" એવું ન કહો તારિકાબહેન ! " ગોવિંદે ન્યાય આપવા માંડ્યો : " આ બંગલો, રસોઇઓ, નોકર, રેડિયો એ બધું જેટલે અંશે તમારા માટે છે તેટલે અંશે ગિરીશભાઈ માટે નથી. પછી તમે તમારા હિસાબને માટે રાવ ખાઇ શકો નહિ ! "

તારિકા હસતી બોલી: " હાં, હાં, એ તો તમે પુરુષ ખરા ને એટલે તેમનો જ પક્ષ ખેંચોને! ચાલો હવે, જમવા બેસી જાઓ! નકામું મોડું થાય છે. "

ગિરીશે કપડાં ઉતાર્યાં એટલે ત્રણે જણાં ભોજનખંડમાં દાખલ થયાં.

જમીને ગોવિંદ પેઢી પર ગયો અને ગિરીશ તથા તારિકા શયનખંડમાં આરામ માટે દાખલ થયાં. તારિકા પાન ચાવતી સોફા પર પડી. ગિરીશે પોતાના કોટના ખિસ્સામાંથી એક દાબડી કાઢી અને તેમાંથી હીરાનો નાનો નેકલેસ કાઢી તારિકાના કંઠમાં મૂગા મૂગા સ્વહસ્તે પહેરાવ્યો અને પછી તે તેને આનંદભરિત લોચને જોઈ રહ્યો.

પોતાની વર્ષગાંઠની આ ભેટ જોઈને તારિકા પણ પ્રસન્ન થયા વિના રહી નહિ. તેણે તેનું મૂલ્ય પતિને પૂછ્યું નહિ, પરન્તુ નેકલેસની કારીગરી તેને બહુ આકર્ષક લાગી. ખાસ કરીને નેકલેસની મધ્યમાં લટકતું હીરા અને પાનાનું પેંડંટ–લોલક એટલું આકર્ષક હતું કે ન પૂછો વાત. એ લોલકની પાછળ કમાનની એવી ગોઠવણ હતી કે જેથી લોલકમાંની હીરા-પાનાની રચના નિયમિત ગતિમાં ગોળ ફર્યાં કરતી અને સફેદ તથા લીલાં કિરણોને આસપાસ પ્રસારી રહેતી.

" આ નેકલેસ તને ગમ્યોને તારિકા ? " પત્ની તરફ સ્નિગ્ધ દૃષ્ટિપાત કરીને ગિરીશે પૂછ્યું.

" ખરેખર, બહુ સુંદર છે. આવા દાગીના અહીં મળે છે ખરા ?"

" ના, એ જાહેર રીતે બજારમાં વેચાતી વસ્તુ નથી. કોઈ ધનવાનના વેચાઈ ગએલા ઝવેરાતમાંથી મેં તે હાર ખરીદ્યો છે."

" શું કીંમત આપી ? "

" છ હજાર રૂપિયા. "

" ઓહો ! છ હજારમાં તો મોટર પણ મળી શકે; અને આ હાર એવો છે કે જે પહેરનારીને માટે મોટર પણ જોઈએ ! " તારિકાએ સ્મિત કરતાં તિર્છી આંખે ગિરીશના વદનભણી જોયાં કર્યું.

ગિરીશ ગંભીર બનીને બોલ્યો : " પ્રિય તારિકા ! મોટર આપણે રાખી શકીએ તેમ હોઈએ, તોપણ આપણાથી ન રખાય.

મારી સ્થિતિ એવી છે કે મારી પાસે ખૂબ પૈસા છે પણ મારાથી તે પ્રકટ રીતે ખર્ચી શકાય તેમ નથી !"

"અદ્ભુત વાત તમે કહો છો ! જેની પાસે પૈસા હોય તે ખર્ચી ન શકે એવું તે કદી હોય ?" તારિકા આંખો વિસ્ફારતી બોલી.

"પણ ખરેખર, મારી એ સ્થિતિ છે. મારી જ નહિ પણ આજકાલ ઘણા વેપારીઓની એ સ્થિતિ છે. તેમની પાસે હજારો અને લાખો રૂપિયા છે, પણ તે તેઓ નથી બેંકમાં મૂકી શકતા કે નથી પ્રકટ રીતે ખર્ચી શકતા !"

અને પછી ગિરીશે તારિકાને તેનાં કારણો સમજાવ્યાં. જે નાણાં વેપારમાં કાળું બજાર કરીને મેળવેલાં હોય તે બેંકમાં કેવી રીતે મૂકી શકાય ? તેમાંથી મોટર કે બંગલો પણ કેવી રીતે ખરીદી શકાય ? કાળું બજાર કરવું એ ગુન્હો છે, અને એવાં નાણાં માટેના હિસાબનો તાળો મેળવીને વેપારી ચોપડો લખે તોય તેને ઇનકમટેક્સ, સુપરટેક્સ અને એક્સેસ પ્રોફિટ ટેક્સ આપવો પડે એટલે લાખમાંથી એંશી હજાર સરકાર ઉપાડી જાય ! મોટર-બંગલો ખરીદ્યાં હોય તો એ નાણાં ક્યાંથી આવ્યાં તેનો હિસાબ સરકારને બતાવવો પડે, તે કેવી રીતે બતાવવો ? આ સ્થિતિમાં કાંઇ સોનું-રૂપું કે ઝવેરાત ખરીદી લીધું હોય તો તે છૂપું રહી શકે ખરું, પણ જે છૂપું ન રહી શકે તે ખરીદવું કોઇ વેપારીને પાલવી શકે નહિ !

"અને તારિકા ! હું તો વળી રહ્યો રેશન ખાતાનો એક નાનો અમલદાર. હું વેપાર કરું છું એ સરકાર જાણે તોય મારા પર આફત આવે, ત્યાં એ વેપારમાંથી ખોટી રીતે નાણાં લૂંટ્યાં હોય તેની તો તેને ખબર જ પડવા ન દેવાય ! તને સમજાય છે ને એ બધું ?" ગિરીશ તારિકાના વદન ભણી જોઈ રહ્યો.

"સમજાય છે તો ખરું. તો પછી જે નાણાં વાપરી ન શકાય તેની કીંમત શી ? તમે જાળવી રાખેલી નોટો અત્યારે તો કાગળિયાં જ સમજવાં ને ?"

"હા, અત્યારે તો કાગળિયાં જ છે, છતાં કોઇ વાર તેનો ઉપયોગ કરી શકાશે એમ માનીને બીજાઓની પેઠે હુંય કાગળિયાં એકઠાં કર્યે જઉં છું!"

"ભલે એકઠાં કર્યે જાઓ, પણ મોટર વિના મને બહુ ઊણપ લાગે છે, માટે તે તો લીધે જ છૂટકો છે."

"આટલુંઆટલું સમજાવ્યું તોય તું સમજતી નથી?"

"સમજું છું બધું, પણ મોટર વિના ગમે નહિ તેય હું તમને ન કહું?"

"પણ કહીને શું? જે વસ્તુ ન બની શકે તેવી હોય......"

"બનશે, બનશે, પ્રયત્ન કરો; તનસુખભાઇને તમે મળજો; તમને તેમણે અનેક રસ્તા સુઝાડ્યા છે, તેમ એક વધુ રસ્તોય સુઝાડશે."

"મળીશ......"

"અને એમ કરો, મોટર ભલે તેમને નામે જ ખરીદાય, ભલે તેમના નામે જ લાયસન્સ મળે, તેનો કશો વાંધો નથી. આપણને મોટર સાથે કામ છે ને!"

"પણ પેટ્રોલ મળતું નથી......"

"તેય મળશે. તેનુંય કાળું બજાર ચાલતું જ હશે ને......"

ગિરીશથી હસી જવાયું. "તેં તો મને મહાત કર્યો, તારિકા! પત્ની ગ્રેજ્યુએટ હોય તે તો નહિ સારું."

તારિકા પતિના વદન પર ધીમી લપાટ મારીને બોલી: "કારણકે તેને અભણ સ્ત્રીઓની પેઠે ઊંઠાં ભણાવી શકાતાં નથી!"

"વારુ, એ બધું થઇ રહેશે; એક વાત ધ્યાનમાં રાખજે. આપણા ગોવિંદભાઇ જરા વેદિયા જેવા છે. તેમની પાસે નેકલેસની, મોટરની કે એવી બીજી કાંઇ વાત કરતી નહિ."

"કેમ, એ તો તમારા મિત્ર છે ને?"

"મિત્ર તો છે પણ ભલા માણસ છે, છોટા મહાત્મા જેવા છે, તેમને આ બધું ન ગમે."

"એવું કશું તે મને પૂછે તેવા જ નથી, એટલે કાંઇ ચિંતા જેવું નથી. વારુ, આજે રાત્રે સિનેમા જોવા જવું છે હોં!"

"હા, આજે આનંદનો દિવસ છે. કશી ફિકર નહિ. બીજા શોમાં જઇશું."

"ત્રણ ટિકેટો મંગાવી રાખજો. મધુરી સાથે આવ્યા વિના નહિ રહે."

"ભલે એમ કરીશું...ત્રણ વાગ્યા...હવે મારે જવું જોઇશે."

વર્ણાંગનું એક વધુ ચુંબનદાન અને વિદાય.



## [૧૯] . . . . . સીનેમા થીએટરમાં

સીનેમા થીએટર ઉપલા થરના નાગરિકો માટે એક મિલન-સ્થાન પણ બની શકે છે. દરેક વર્ગમાં લગભગ સમાન સામાજિક થરના પ્રેક્ષકો આવે છે એટલે મિત્રો અને ઓળખીતાઓનો અણ-ધાર્યો ભેટો ત્યાં થઇ જતો હોઇને ફીલ્મનાં દૃશ્યો જોવા ઉપરાંત સખીઓને અને મિત્રોને મળવાનો લાભ પણ સ્ત્રી–પુરુષો ત્યાં મેળવી શકે છે. આ જ કારણે સીનેમા જોવા જતાં ય વસ્ત્રાલંકારની સ્વચ્છતા અને ઠઠેરો કરવાને કેટલાંક સ્ત્રી–પુરુષો લલચાયા વિના રહેતાં નથી.

ગિરીશ તો આજે પોતાના સામાન્ય પોશાકમાં જ સજ્જ થઇને સીનેમામાં આવ્યો હતો, પરંતુ મધુરીએ અને તારિકાએ સુંદર વસ્ત્રાલંકાર ધારણ કર્યાં હતાં; તારિકાને પેલો હીરાનો નેકલેસ આજે ગિરીશે આગ્રહ કરીને પહેરાવ્યો હતો. ગિરીશની એક બાજુએ તારિકા અને બીજી બાજુએ મધુરી જ્યારે બોક્સ કલાસમાં સાથે

દાખલ થયાં ત્યારે સ્વાભાવિક રીતે જ ત્યાં બેઠેલા પ્રેક્ષકોની નજર તેમની તરફ ખેંચાઈ.

અને પછી જ્યારે બેઉ બાજુએ બે સુંદરીઓની વચ્ચે ગિરીશ ગોઠવાઇને બેઠો, ત્યારે તો કેટલાક પરિચિત ચહેરાઓ તેની નજરે પડયા. જેમની સાથે આંખો મળતી તેમની સમીપે તે પોતાનો હાથ ઊંચો કરીને સલામ કરતો અને હસતા વદનની ચેષ્ટાથી કુશળતા પૂછતો.

બેઠકો પર ગોઠવાઇ ગયાને બે મિનિટ પણ પૂરી નહિ થઇ હોય એટલામાં તારિકાની કુશળતા પૂછવાને એક જુવાન તેની તરફ દોરાઇ આવ્યો અને તારિકા ઊભી થઇને તેની સાથે વાતો કરવા લાગી. બીજી બાજુએ એક જુવાન શેઠ પોતાની બેઠક પરથી ઊઠીને ગિરીશની પાસે આવ્યા અને ગિરીશ ઊભો થઇ તેમની સાથે વાતો કરવા લાગ્યો.

ફીલ્મ શરુ થવાને હજી થોડી મિનિટોની વાર હતી એટલે તારિકાની અને ગિરીશની વાતો લંબાતી હતી. બે ચાર મિનિટો ગઇ અને તારિકા પોતાના જુવાન મિત્રની સાથે ત્યાંથી ખસી જઇને બાજુની લાઇન પર ગોઠવાઇને બેઠી. એ ખુરશી ખાલી પડી એટલે ગિરીશની સાથે વાતો કરતા શેઠ તેમાં ગોઠવાઇને બેસી ગયા અને ગિરીશ સાથે વાતો કરવા લાગ્યા.

સુનીતિચંદ્ર શેઠ એક મીલમાલેક હતા અને ગિરીશે તેમની મીલમાંથી ખાંડ અને કેરોસીન પકડયું હતું ત્યારથી બેઉની વચ્ચે એક પ્રકારની મિત્રતા જામી ગઇ હતી એમ કહીએ તો ચાલે. ગિરીશની કૃપાથી શેઠનો મોટા ગુન્હામાંથી છૂટકારો થયો હતો અને શેઠની કૃપાથી ગિરીશની પેઢીને જોઇતું કાપડ મળી શકતું હતું. આજે શેઠ આબરુભેર ફરી શકતા અને ગિરીશ હજારો રૂપિયા કમાઇ શકયો હતો તે એ પરસ્પરના ઉપકારને જ કારણે. બેઉ જણ વાતો કરતા હતા અને તેમાં મુખ્યત્વે વેપારની અને રેશન અંગેની જ બાબતો હતી.

"શેઠ સાહેબ!" કહી, સલામ કરી, એક બીજો પ્રેક્ષક શેઠની બાજુની ખાલી ખુરશીમાં બેઠો. શેઠે ક્ષણભર ગિરીશ સાથેની વાત થોભાવી, નજરને નવરી પાડી, એ પ્રેક્ષકની તરફ જોયું. એ શેઠની જ મીલનો જોબર રૂપસીંગ હતો. રૂપસીંગની પાછળની બે બેઠકોમાં તેની સ્ત્રી અને જુવાન છોકરી બેઠાં હતાં. શેઠ મનમાં જરા ચચણ્યા. મીલનો જોબર અને મીલનો એજંટ બેઉ પાસે પાસે બેઠા હતા, બેઉના સામાજિક અને આર્થિક દરજ્જા વચ્ચેનું અંતર અહીં કપાઇ જતું હતું, તેથી શેઠને કાંઇક હીણું લાગ્યું હતું એ તેમના બગડેલા મ્હોં ઉપરથી ગિરીશે જોઇ લીધું.

શેઠ પહેલાં જ્યાં બેઠા હતા ત્યાં પણ તેમની આજુબાજુએ મીલમજૂરો જેવા દેખાતા જ પ્રેક્ષકો બેઠા હતા, તેથી તો ત્યાંથી ઊઠી જઇને તેમણે ગિરીશની પાસે પોતાની બેઠક વણપૂછી જમાવી લીધી હતી; પરન્તુ ત્યાંયે પાછા તે મીલમજૂરો જ જાણે ઘેરી વળ્યા હતા અને તેમનું માન તેથી ઘવાતું હતું, પણ તેનું હવે શું થાય? મીલની ઓફીસમાં એ જ જોબર જો કાંઇ કામ માટે આવે તો મેજથી પાંચ ફીટ દૂર ઊભો રહીને જ તે વાતચીત કરી શકે, ખુરશી તો તેને મળે જ શાની, પરન્તુ આ તો હતું સીનેમા થીએટર, ત્યાં જે સરખા પૈસા આપે તે સરખી બેઠક મેળવી શકે એવો નિયમ હતો. અને મીલમાંથી જ મળતા મબલખ મોંઘવારી ભત્થાથી એ મજૂરો પણ શેઠના જેટલા જ પૈસા ખર્ચીને ઊંચા વર્ગની બેઠક મેળવી શકતા હતા તથા શેઠની હરોળમાં બેસીને મહાલી શકતા હતા.

"આજકાલ લોકો નાના–મોટાનો ભેદ સમજવા જેવો વિવેક પણ ગુમાવી બેઠા છે, ગિરીશભાઇ!" શેઠે ચોમેર નજર ફેરવીને પછી કહ્યું: "જુઓ તો, આ ઊંચામાં ઊંચા વર્ગની બેઠકમાં પણ કેવા કેવા પ્રેક્ષકો બેઠા છે!"

ગિરીશ શેઠના કથનનો મર્મ સમજ્યો અને બોલ્યો: "વાત તો ખરી છે, પરન્તુ ગાંધીજી કહે છે તેમ એ બધો આપણે ગુમાવેલા વિવેકનો જ પ્રત્યાઘાત કેમ ન હોય?"

"આપણે કયાં વિવેક ગુમાવ્યો છે કે તમે એમ કહો છો?"

"એ લાંબી વાત છે શેઠ; પણ એટલું ખરું છે કે આ લોકો પાસે આવેલા પૈસાનો વિવેકપૂર્વક ઉપયોગ તેઓ કરી જાણતા નથી."

"હું પણ ત્યારે એ જ કહું છું ને!"

"ના, આપ તો નાના–મોટાના વિવેકની વાત કરતા'તા. એમ તો હું પણ આપની સરખામણીમાં નાનો આદમી છું અને આપની જ બાજુમાં બેઠો છું."

શેઠે હસીને વાતને ઉડાવી દીધી.

અત્યારસુધી સામેના પડદા ઉપર જાહેર ખબરોની સ્લાઇડો ચાલતી હતી, એટલે તેમાં જોવા જેવું કશું હતું નહિ, પણ હવે ફીલ્મ શરુ થવાનો સમય થયો, એટલે ગિરીશે જરા ઊંચા થઇને તારિકાને મધુરીની બાજુએ ખાલી પડેલી બેઠક પર આવી જવા ઇશારો કર્યો.

પણ તારિકા પેલા મિત્ર સાથેની વાતોમાં એટલી મશગુલ બની ગઇ હતી કે તેણે એ ઇશારો લક્ષમાં લીધો નહિ.

તુરત ગિરીશ બેઠક પરથી ઊઠીને તારિકાની પાસે ગયો અને બોલ્યો: "આ બાજુએ હવે આવી જા ને, આમ છૂટાં બેસવાની શી જરૂર?"

"પણ ત્યાં ખાલી બેઠક કયાં છે? તમારી પાસેની ખુરશીમાં તો પેલા શેઠ બેસી ગયા છે."

"મધુરીની બાજુની બેઠક ખાલી છે...મધુરી ત્યાં બેસશે એટલે તું મારી બાજુએ બેસી શકીશ."

"ઠીક, હું હમણાં આવું છું."

"પણ પછી કદાચ જગ્યા પુરાઇ જશે..."

"તો હું અહીં બેઠી છું!"

"પણ નકામાં છૂટાં બેસવાની જરૂર શી એ મને સમજાતું નથી."

"આ મિસ્તર મદનમોહનને તમે ઓળખો છો?"

મદનમોહને વિનયપુરસ્સર હાથ જોડીને તારિકાએ કરાવેલી ઓળખાણની ચેષ્ટાને વધાવી લીધી.

"ખાસ તો યાદ આવતું નથી."

"તે અમારા જૂના સ્નેહી અને પડોશી છે. અમારી મિત્રો અને સખીઓની મંડળીમાં તે સુનંદા બ્રીજપ્લેયર તરીકે વિખ્યાત છે." તારિકાએ વધુ પરિચય આપ્યો.

"જો, આ ફીલ્મ શરુ થઇ, ચાલ હવે ઊઠ."

"તમે જાઓને, હું આવું છું."

તારિકાના એ વર્તનમાં ગિરીશને હડીલાઇ લાગી, તે તેને ગમી નહિ, પણ થીએટરમાં એવો અણગમો બતાવવો એ કાંઇ સારું ન લેખાય, એટલે તે મૂગો મૂગો પાછો ફરીને પોતાની બેઠક પર બેઠો. ફીલ્મ શરુ થઇ ચૂકી હતી.

ગિરીશે પાંચેક મિનિટ સુધી તારિકાની રાહ જોઇ, પણ તે આવી નહિ. તે મિનિટે મિનિટે ઊંચો થઇને જોતો હતો કે તારિકા ત્યાંથી ઊઠીને આવે છે કે નહિ, એટલામાં મધુરીની બાજુની ખાલી બેઠકમાં એક પોલીસ કોન્સ્ટેબલ આવીને બેઠો એટલે જગ્યા પુરાઇ ગઇ. ગિરીશને તારિકા ઉપર ખૂબ ચીડ ચડી.

ફીલ્મ ચાલતી હતી પરન્તુ ગિરીશ તે સ્વસ્થ રીતે જોઇ શકતો નહોતો. હવે તો તે તારિકાના મિત્ર તરફ ઇર્ષ્યાળુ બન્યો હતો, તે વખતોવખત એ તરફ દૃષ્ટિપાત કરીને જોઇ લેતો હતો કે તારિકા અને મદનમોહન ફીલ્મનાં દૃશ્યો જોવાને બદલે વધુ વખત તો ધીમી વાતોમાં જ વીતાડતાં હતાં.

દસ મિનિટનો વિરામસમય આવ્યો અને ફીલ્મ થોભી ત્યારે તારિકા બેઠકમાંથી ઊઠીને આળસ મરડી, બગાસું ખાઇ, ગિરીશ પાસે આવી અને બોલીઃ "અહીં તો એકકે બેઠક ખાલી રહી નથી."

"ખાલી હતી ત્યારે આવી નહિ, હવે ખાલી બેઠક ખોળવા આવી છે! જા, હવે ત્યાં જ બેઠી બેઠી વાતો કર્યાં કર!" ગિરીશે ગુસ્સાથી કહ્યું.

સુનીતિચંદ્ર શેઠ વિનય દાખવતાં બોલ્યાઃ "તેમને અહીં બેસવું હોય, તો હું બીજે બેસીશ." એમ બોલતાં શેઠ અર્ધા ઊઠયા પણ ખરા.

ગિરીશે કહ્યુંઃ "તમારે બેઠક ખાલી કરવાની જરૂર નથી; ત્યાં તો તેની બેઠક છે જ."

તારિકા સામો એક શબ્દ પણ બોલ્યા વિના પાછી ચાલી ગઇ અને પોતાની આગલી બેઠકમાં જ ગોઠવાઇ, તે ગિરીશે જોયું.

અને ફીલ્મ પૂરી થતાં ત્રણે જણાં બહાર નીકળ્યાં ત્યારે ગિરીશ મનમાં ખૂબ ધૂંધવાઇ ગયો હતો. તેના વદન પર ગુસ્સો વ્યાપ્યો હતો, તારિકાના વદન પર બેપરવાઈ પ્રસરી ગઇ હતી. ભાડાની ગાડીમાં ગોઠવાઇને તેઓ ઘર તરફ ચાલ્યાં. માર્ગમાં મધુરી ફીલ્મનાં દશ્યો વિષે કાંઇ કાંઇ વાતો કરવા લાગી, પરન્તુ ગિરીશ કે તારિકા એ વાતોમાં યથોચિત ભાગ લઇ શકતાં નહોતાં. ખરી રીતે આખી ફીલ્મ એકલી મધુરીએ જ જોઇ હતી; ગિરીશ ચિત્તની અસ્વસ્થતાને કારણે અને તારિકા મિત્ર સાથેની લાંબી લાંબી વાતોને કારણે ફીલ્મને આંખોથી જોવા છતાં ચિત્તમાં ઉતારી શક્યાં નહોતાં. "હા, એ બરાબર છે," "એ દશ્ય બહુ મજાનું હતું ખરું" એવા ગોળ ગોળ જવાબોથી ફીલ્મ સંબંધી મધુરીની વાતોને તેઓ સત્કારતાં હતાં અને સાંભળતાં હતાં.

રસ્તામાં મધુરી ગાડીમાંથી ઊતરી ગઇ અને ગિરીશ તથા તારિકા એકલાં પડ્યાં પણ ઘેર પહોંચતાં સુધી તેઓ કશું બોલ્યાં નહિ.

ચાકર ઊંઘી ગયો હતો એટલે ગોવિંદે દ્વાર ઉઘાડ્યું. તેણે આશ્ચર્યપૂર્વક જોયું કે સીનેમા જોઇ આવ્યા બદલનો આનંદ એકકેના

વદન પર નથી; ઊલટું જાણે બેઉ પરસ્પર રોષે ભરાયાં હોય એમ તેણે જોયું.

શય્યાખંડમાં પેસતાં જ તારિકા તાડૂકીઃ “ આમ દિવેલ પીધા જેવું મ્હોં શાથી થઇ ગયું છે ? સીનેમા જોતાં હું તમારી પાસે ન બેસી શકી તેથી કાંઇ બગડી ગયું ? ”

“ મારી પાસે તું બેસી શકી નહિ એમ ન કહે, બેસી શકે તેમ હતું છતાં તું તારા મિત્રની પાસે બેસવા ઇચ્છતી હતી એમ કહે.”

“ એમ તો એમ; પણ તેથી શું થઇ ગયું ? ઘણે લાંબે વખતે અમે મળી ગયાં અને તેથી અમે વાતો કરતાં બેઠાં, એથી તમારું લૂંટાઇ શું ગયું કે આમ મ્હોં ચડાવીને વાતો કરો છો ? ”

“ જો તારિકા, આજે તારી વર્ષગાંઠનો મંગળ દિવસ છે, મારે તારી સાથે તકરાર કરવી નથી. ”

“ તો શું હું તમારી સાથે તકરાર કરું છું ? તમારા જેવા ગ્રેજ્યુએટ પણ હું કોઇની સાથે વાતો કરું તેથી ઇર્ષ્યાળુ બનતા હશે એવું હું સ્વપ્ને પણ ધારતી નહોતી. ”

“ પણ એમાં ઇર્ષ્યાની વાત ક્યાં આવી ? ”

“ તેમ નહિ તો તમારું મ્હોં ચડે શાથી ? થીએટરમાં જ તમે મારી સાથે મ્હોં ફેરવીને વાત કરી હતી અને બધા જોઇ રહ્યા હતા, એ શું મારું અપમાન નહોતું ? ”

“ એમ તો મેં કહ્યા છતાં તું ઊઠીને તુરત આવી નહિ તે મારું પણ અપમાન જ હતું ને ? ”

“ બિલકુલ નહિ, એમાં અપમાન શાનું ? તમે કહો તેમ હું બોલું, ચાલું, સૂઉં, બેસું, તો જ તમારું માન જળવાય અને નહિ તો નહિ, એમ શું તમે માનો છો ? શું હું ઢીંગલી-બીંગલી છું ? શું બોલવા-ચાલવાની સ્વતંત્રતા તમને પરણવાથી હું ખોઇ બેઠી છું એમ તમારું કહેવું છે ? ”

"તકરાર ન કર, તારિકા! હું ક્યાં એમ કહું છું?" ગિરીશ નરમાશથી બોલ્યોઃ "તું તારા મિત્રો સાથે વાતો કરે તેથી વહેમાઉં એવો હું મૂર્ખ નથી; મને ખરાબ તો એથી લાગ્યું છે કે આપણે સાથે બેસીને સીનેમા જોવા માટે ગયાં હતાં–છૂટાંછૂટાં બેસીને નહિ, અને તેં છૂટાં બેસીને મારો આનંદ ખોવડાવ્યો."

"સાથે બેઠાં હોત તો શો વધારે આનંદ આવવાનો હતો?"

"ફીલ્મનાં દશ્યો સંબંધે પરસ્પર વાતો કરવાનો આનંદ કાંઇ જેવો તેવો નથી હોતો."

"તો તમારી પાસે મધુરી બેઠી હતી જ ને, તેની સાથે એવી વાતો કરવાની હું કાંઇ ના કહેતી નહોતી. મને એવી બાબતમાં કોઇ વાર ઇર્ષ્યા થતી નથી. કૉલેજમાં ભણીને એટલી ઉદારતા તો મેં કેળવી છે, પણ તમે તમારાં કૉલેજનાં વર્ષ એળે ગાળ્યાં લાગે છે."

ગિરીશ હસીને બોલ્યોઃ "તું નકામી જિકર કરે છે, આમાં ઇર્ષ્યાની વાત જ ક્યાં છે?"

તારિકા મૂગી રહી.

ગિરીશ બોલ્યો : "આજનો મારો આનંદ ખોવડાવ્યો તે તારે ભરી આપવો પડશે."

"કેવી રીતે?"

"આવતે રવિવારે ફરીથી સીનેમા જોવા જઇને."

"તમારો ખોવાએલો આનંદ હું ભરી આપીશ, પણ યાદ રાખજો, મોટર વસાવીને મારા આનંદને તમારે પહેલાં ભરી આપવાનો છે!"

"મારો આનંદ સસ્તો છે, પણ તારો આનંદ મને બહુ મોંઘો પડશે, તારિકા!" ગિરીશ બોલ્યો.



# [ ૨૦ ] . . . મોટરમાં મહાલતી તારિકા

મોટર અને પેટ્રોલ એ યુદ્ધસંચાલન માટેનાં મહત્ત્વનાં સાધનો હતાં એટલે નાગરિકો માટે નવી મોટરો મળતી નહિ અને પેટ્રોલનું રેશન ઘણું ઓછું આપવામાં આવતું હતું, એવી સ્થિતિમાં ગિરીશને મોટર જોઈતી હતી! તેણે બેચાર દિવસ તજવીજ કરી તો એકાદ વપરાયલી સેકંડહેંડ મોટર કાર મળી શકશે ખરી એમ માલૂમ પડ્યું. સાધારણ વખતમાં જે જાતની નવી મોટર કાર અઢી હજારમાં મળી શકે તે જાતની જૂની મોટર કારના સાત હજાર અને આઠ હજાર રૂપિયા માંગવામાં આવતા હતા. એવી બે–ત્રણ કારો તે જોઈ આવ્યો અને પછી તે તનસુખલાલને મળ્યો.

તનસુખલાલે જ ગિરીશને નોકરી અપાવી હતી, એ નોકરીમાં થોડા માસના ગાળામાં જ ગિરીશ પુષ્કળ પૈસા મેળવી શક્યો હતો અને કાપડની પેઢીમાં તો તેને ત્યાં ટંકશાળ પડતી હતી, એવું જાણીને તનસુખલાલના અંતરમાં અસૂયા ઉત્પન્ન થયા વિના રહી નહિ. વકીલાતના ધંધામાં માંડમાંડ પાંચસો રૂપિયા મહિને કૂટી કાઢવાનું પણ મુશ્કેલ બનતું હતું અને ગિરીશ તો થોડાક વખતમાં જ લાખેક કમાઈ ગયો હતો અને હવે મોટર વસાવવા તૈયાર થયો હતો એવું જાણીને તનસુખલાલે બહારથી તો આનંદ દર્શાવ્યો, પણ ગિરીશની નવી શ્રીમંતાઈ તેના અંતરને આનંદ પમાડી શકી નહિ

ગિરીશ તનસુખલાલ પાસે એટલા માટે આવ્યો હતો કે પોતે જે મોટર કાર ખરીદવા માંગતો હતો તે તનસુખલાલ પોતાને નામે ખરીદીને તેનું લાયસન્સ પણ પોતાના નામ ઉપર ચડાવી લે. તનસુખલાલે એકદમ ભડકી જઈને જવાબ આપ્યોઃ "ના ભાઈ! એ મારાથી નહિ બને. હું મોટર ખરીદું–ભલે તમારે પૈસે ખરીદું, પણ વધુ ઈનકમટેક્સ તો મારે જ આપવો પડે ને? મોટર રાખનાર વકીલની આવક કાંઈ માસિક બસો રૂપિયાની ન હોય, એટલે આજે

અઢી હજારનો ઇનકમટૅક્સ આપીને ચલાવું છું, તેને બદલે મોટર મારા નામે ચડ્યા પછી મારે દસ હજારની આવકનો કર ભરવો પડે!"

"એ વધારાનો ઇનકમટૅક્સ પણ તમને હું આપીશ." ગિરીશે તેનો તોડ કાઢ્યો.

"ઇનકમટૅક્સનું લાકડું તો એક વાર પેઠું તે પેઠું જ, પછી તે કાંઇ ઓછું ન થાય. પણ હું કહું છું કે તમને મોટર કાર વસાવવાની જરૂર શી છે?"

"ખાસ તો નથી, પણ તારિકાની ઇચ્છા છે કે એકાદ નાની કાર હોય તો ઠીક; અને પૈસા છે એટલે મેં તેની માગણી સ્વીકારી લીધી છે."

"એ વાત તમે જાણો. પણ મને તો મારે નામે મોટર કાર ચડે એમાં મોટું જોખમ અને બીનસલામતી લાગે છે."

તનસુખલાલના આ જવાબે ગિરીશને અને તારિકાને બેઉને નિરાશ કર્યાં.

પણ બીજે જ દિવસે કાળું બજાર ગિરીશની મદદે આવ્યું! જે ગૃહસ્થની સેકંડહેંડ મોટર ખરીદવાનો ગિરીશે વિચાર કર્યો હતો તે જ ગૃહસ્થના શોફરે ગિરીશને એક માર્ગ બતાવ્યો. એ માર્ગ એવો હતો કે મોટર અને તેનું લાયસન્સ બેઉ તેના આગલા માલેકને નામે ચાલુ રહે, અને મોટર ગિરીશના બંગલામાં રહે તો તેમ કરવા તેનો આગલો માલેક તૈયાર હતો; માત્ર લાયસન્સ ન બદલાય ત્યાંસુધી ગિરીશે દર માસે સો રૂપિયા તેને આપવા.

એ ગોઠવણ બે દિવસમાં પાર પડી ગઇ. બંગલાના નીચેના ભાગમાં ગેરેજ હતું, પણ તેમાં એક ભૈયો ભાડે રહેતો હતો, તેને બસો રૂપિયા પાઘડીના આપીને ગિરીશે તત્કાળ ગેરેજ ખાલી કરાવ્યું અને મોટર રાખવાની અને શોફરને રહેવાની સગવડ કરી નાંખી.

તારિકા ગિરીશની આ કામગીરીથી ખુશ થઇ ગઇ. પછીના રવિવારે તે મોટરમાં ગિરીશની સાથે બેસીને સીનેમા થીએટરમાં ગઇ ત્યારે ગિરીશની બાજુએ બેસીને ફીલ્મનાં દૃશ્યો જોતાં તે ખૂબ આનંદ પામતી હતી અને ગિરીશ એ દૃશ્યોની વાતો કરી કરીને આસપાસ બેઠેલા પ્રેક્ષકોની વચ્ચે સુંદર પત્નીના પ્રેમાળ પતિ તરીકે ભાત પાડી રહ્યો હતો.

તારિકાને હવે જાણે એક નવું સુંદર રમકડું હાથ લાગ્યું હતું! મોટરમાંની તેની સહેલગાહો ચાલુ થઇ હતી અને દિવસેદિવસે તે વધતી જતી હતી. પોતાને ત્યાં હવે મોટર આવી ગઇ છે તે બતાવવાને જ તે પોતાની સખીઓને મોટરમાં બેસીને મળવા જતી, તેમજ કોલેજની જુની સહાધ્યાયિનીઓનાં નામ સંભારીસંભારીને તેમની મુલાકાતે જતી અને 'કંઇ જરૂરી કામ હોય તો મારી મોટર મંગાવજો' એવી વરધી પણ આપી આવતી! કોઇ વાર તે કેવળ શાક લેવાના કામે પણ મોટરમાં બેસી શહેરમાં જતી, અને રસ્તેથી પસાર થતાં કોઇ ઓળખીતું મળી જાય તો તેને પોતાની સાથે મોટરમાં બેસાડીને ઘેર પહોંચાડવાનો વિનય કરવામાં પાછી પાની કરતી નહિ.

અઠવાડિયામાં તો તેને જાતે મોટર ચલાવતાં શીખવાનો ઉમંગ સ્ફુર્યો અને શોફરે એ ઉત્સાહી શેઠાણીને તે શીખવ્યું પણ ખરું. શોફર સમજતો હતો કે શેઠાણી મોટર ચલાવતાં શીખશે તો પોતાની તકલીફ ઓછી થશે, એથી કાંઇ પોતાની નોકરી તૂટી જવાનો તેને ભય નહોતો. મોટરને મનાવવાના અને રિસાવવાના કીમિયાઓ શોફરો સારી પેઠે જાણતા હોય છે અને પોતાની નોકરી શેઠને અનિવાર્ય લાગે તેવી સ્થિતિ પેદા કરવામાં તેઓ એક્કા હોય છે.

લાયસન્સ મેળવ્યા વિના મોટર ચલાવવી એ ગુન્હો છે, છતાં એ ગુન્હો ચાલ્યા તો કરે છે જ. શોફરે જ્યારે તારિકાને ચેતવણી આપી કે "બહેન! તમને મોટર ચલાવતાં આવડ્યું, પણ એકલાં મોટર ચલાવીને

ન જશો, નહિતો મુશ્કેલીમાં આવી પડશો;" ત્યારે તેણે જવાબ આપેલો : "મુશ્કેલીમાં વળી બીજું શું ? કેસ થશે તો દંડ આપીશું !"

શોફરને બાજુએ બેસ.ડી રાખીને અથવા કોઇ વાર એકલાં જ્યારે તારિકા મોટર ચલાવતી અને ગિરીશ તેમાં બેસી સાંજે ફરવા જવાની મોજ માણતો ત્યારે તે પોતાને સુખના શિખર પર મહાલતો કલ્પતો.

પરન્તુ જાતે મોટર ચલાવીને ફરવાનો તારિકાનો શોખ ધીમે ધીમે વધતો જતો હતો. કેટલીક વાર તે ખરે બપોરે એકલી મોટર લઇને ફરવા નીકળી જતી અને સખીઓને જ નહિ, પુરુષ મિત્રોને પણ પોતાની બાજુમાં બેસાડીને ફરવા જતી. એક વાર બપોરે તે મદનમોહનને લઇને ફરવા નીકળી પડેલી તે છેક સાંજે પાછી ફરતી હતી એટલામાં રસ્તા પર મોટરને વાંકમાં લેતાં એક બાઇની સાથે મોટર અથડાઇ, બાઇ પડી ગઇ અને તેના પગ પર મોટર ફરી વળી !

તારિકા મોટરને થોભાવીને તુરત ઊતરી પડી, મદનમોહન પણ ઊતર્યો, પસાર થતા માણસો એકદમ ઘેરો વળી ગયાં, બાઈ ચીસો નાંખતી બેઠી થવા મથી રહી પણ તેનાથી બેઠાં થવાયું નહિ. તારિકાએ તેને માંડમાંડ બેઠી કરી અને કહ્યું: "બહેન ! તું ગભરાઇશ નહિ, હું તને મોટરમાં બેસાડીને ઇસ્પિતાલે લઇ જઉં છું હોં !"

"બળી તારી મોટર ! મારો પગ ભાંગી નાંખ્યો !"

આસપાસ ટોળું વળેલા લોકો "અરર, બિચારી બાઇને બહુ વાગ્યું લાગે છે," "મોટરવાળા આંધળા છે કે રસ્તે જનારાને ય જોઇ શકતા નથી," "મોટરને ગેટ પર લઇ ચાલો, પછી ઇસ્પિતાલની વાત" એમ કહીને તારિકા અને મદનમોહન બાઇને ઊંચકીને મોટરમાં બેસાડી રહ્યાં હતાં.

ત્યાં તો દૂરથી દોડતો ટ્રાફિક પરનો પોલિસ કોન્સ્ટેબલ આવી પહોંચ્યો, તેણે તુરત મોટરનો નંબર લખી લીધો અને તારિકાનું લાયસન્સ માંગ્યું.

તારિકાએ નરમાશથી જવાબ આપ્યોઃ "લાયસન્સ ઘેર પડ્યું છે."

"એમ ? અચ્છા, પહેલાં ગેટ પર ચાલો !" એમ કહેતો કોન્સ્ટેબલ મોટરમાં ચડી બેઠો.

તારિકા ચિંતાતુર બની ગઇ હતી. મદનમોહન પણ ગભરાતો હતો. સાંજનું અંધારું થવાને વાર નહોતી. હવે ગિરીશની મદદ જોઇએ, પરન્તુ તે અત્યારે ક્યાં હશે તેની તારિકાને ખબર નહોતી.

સુનીતિચંદ્ર શેઠનો બંગલો રસ્તામાં આવ્યો ત્યાં તારિકાએ મોટર થોભાવી. ત્યાંથી ટેલિફોન કરીને ગિરીશને શોધી કાઢવાનો તેનો ઇરાદો હતો, પરન્તુ કોન્સટેબલે ગેટ પર ગયા પહેલાં ક્યાંય ટેલિફોન કરવા દેવાની કે મોટરને થોભાવવાની ના કહી. મદનમોહને આસ્તેથી ગજવામાંથી એક કાગળિયું કાઢી કોન્સટેબલના હાથમાં આપ્યું અને કોન્સટેબલનો વિરોધ શમી ગયો !

ત્રણેક ઠેકાણે ટેલિફોન ખખડાવીને છેવટે તારિકાએ ગિરીશનો પતો મેળવ્યો. તે રેશનિંગ ખાતાની ઓફીસમાં જ હતો અને તારિકાનો ટેલિફોન મળતાં તુરત તે ત્યાંથી સાઇકલ પર નીકળી પડ્યો.

મોટરને ગેટ તરફ ચલાવવામાં આવી એટલે મદનમોહને કોન્સ્ટેબલને સમજાવવા યત્ન કરવા માંડ્યો; પણ બીજાં બે ત્રણ કાગળિયાંથી પણ તે માન્યો નહિ. તેણે કહ્યું : "સાહેબ ! ગેટ પર ચાલો, ત્યાં બધાં સારાં વાનાં થશે, નહિતો હું ગરીબ માણસ માર્યો જઇશ."

ગેટમાં જમાદાર અને બે કોન્સ્ટેબલો હતા. ત્યાં પહોંચતાં જ ટ્રાફીકના કોન્સ્ટેબલે જમાદારને વાત કરી. મોટર ચલાવવાનું લાઇસન્સ તારિકાએ પાસે રાખવું જોઇએ તે તેની પાસે નહોતું એ તેનો એક ગુન્હો હતો, અને તેણે અકસ્માત કર્યો એ બીજો ગુન્હો હતો; એટલે કેસ ભારે હતો. ફોજદારને ટેલિફોન કરીને બોલાવવા કે આ રાવણાને ગાયકવાડની હવેલીએ જ મોકલી આપવું તેનો વિચાર જમાદાર કરતો હતો, એટલામાં તો ગિરીશ મારતી સાઇકલે ત્યાં આવી પહોંચ્યો.

તારિકાએ ગિરીશને ટેલિફોન પર તો એટલી જ વાત કહી હતી કે પોતાથી મોટર અકસ્માત બની ગયો છે અને એક બાઇને વાગ્યું છે તેથી કોન્સ્ટેબલ સાથે પોતે ઘવાયેલી બાઇને લઇને પોલીસ સ્ટેશન પર જાય છે માટે ત્યાં તુરત ગિરીશે આવી પહોંચવું; પરન્તુ અહીં આવ્યા પછી તેણે મદનમોહનને પણ જોયો અને તે સમજી ગયો કે તારિકા એ હરામખોરને સાથે લઇને ફરવા ગઈ હોવી જોઇએ. ગુસ્સાની રેખાઓ તેના મ્હોં પર એકદમ તરી આવી. તેણે તારિકાને બાજુએ જઇને પૂછ્યું: " આ બધું શાથી બન્યું ? "

" મોટરને વાંકમાં લેતાં એ બાઇ અડફેટમાં આવી ગઇ. "

" પણ આ મદનમોહન સાથે ક્યાંથી ? "

" હું સરખેજ રોડ પર ફરવા ગયેલી, અને માર્ગમાં તેમને ચાલીને આવતા જોયા, એટલે બેસાડી લીધેલા. પણ તે સાથે હતા તો ઠીક થયું. તેમણે કોન્સ્ટેબલને સમજાવ્યો તેથી જ હું તમને ખબર આપી શકી, નહિતો તે ટેલિફોન પણ કરવા દેતો નહોતો. "

" ઠીક-ઠીક." રોષમાં એટલું જ બોલીને તે જમાદાર પાસે ગયો.

જમાદારે ગિરીશને ઓળખ્યો હતો, એટલે તેણે તેની સાથે પોલીસના રુઆબથી તો વાત ન કરી, પણ ગુન્હાની ગંભીરતા સમજાવીને કહ્યું : " સાહેબ, આ તો બે ગુન્હા થયા છે. મોટર ચલાવતાં લાયસન્સ પાસે રાખવું જોઇએ......"

ગિરીશ જાણે તારિકાને ઊધડી લેતો હોય તેમ બોલ્યો : " મેં તને કેટલીય વાર કહ્યું છે કે લાયસન્સ ઘેર મૂકીને મોટરમાં નીકળવાની ભૂલ ન કરીશ, છતાં તેં આ વખતે તેમ જ કર્યું. તમને બૈરાંને કહેવું શું ? શોફર ઘેર હતો, તો પછી એકલાં શામાટે નીકળવું જોઇએ ? "

તારિકા એ ઠપકો સાંભળી રહી. ઠપકાનો મર્મ પણ તે સમજી. લાયસન્સ મેળવેલું હતું જ નહિ એ વાતને ગિરીશ ઉડાવતો હતો અને જમાદારને બનાવી જવાનો ઘાટ ઘડતો હતો.

" જુઓને, જમાદાર ! લાયસન્સની વાત તો જાણે ઠીક, હમણાં હું ઘેરથી મંગાવી લઇશ, પણ બૈરાંને હાથે આ અકસ્માત થયો છે, અને બાઇને કાંઇ બહુ વાગ્યું નથી."

" અરે સાહેબ ! બાઇનો ઘુંટણ ભાગી ગયો છે એમ તે કહે છે..."

" એ શું સમજે ? હમણાં હું ઇસ્પિતાલે જઇને તેને પાટો બંધાવીને સમજાવી લઇશ, પણ તમારે જરા વાત ધ્યાનમાં લેવી જોઇએ."

" બાઇને સમજાવી તો જુઓ !"

એ એક જુવાન ઠાકરડી હતી. તેને વાગ્યું હતું તેની તેનાં ઘરનાં કોઇને ખબર પણ નહોતી. ફરિયાદ કરવાથી શું લાભ થાય અને શું ન થાય તેથી તે માહિત નહોતી, પરન્તુ તે એટલું જાણતી હતી કે કેસ થાય તો કોરટમાં આંટાફેરા ખાઇને કંટાળી જવાય. તારિકાના હાથ પરની બે સોનાની બંગડીઓ મળવાની લાલચે છેવટે તેને સમજાવી લીધી, પરન્તુ તેના પગનું દર્દ અપરંપાર હતું તેનું શું ?

ગિરીશે તેને ધીરજ આપી : " તું જરાએ ગભરાઇશ નહિ. ઇસ્પિતાલમાં તારો પગ સાજો થશે ત્યાંસુધી જે કાંઇ ખર્ચ થશે તે હું આપીશ. તું એક વાર ઇસ્પિતાલે ચાલ, પછી હું તારા ઘરનાં બધાંને ત્યાં બોલાવી લાવીશ અને તારી બરાબર માવજત થાય તેવી ગોઠવણ કરીશ."

બાઇ એ રીતે સમજી એટલે જમાદારને સમજાવવાનું કામ ગિરીશ માટે મુશ્કેલ નહોતું. ટૂંકો પગાર અને તુચ્છ મોંઘવારી ભત્થાથી ફુગાવાના જમાનામાં માંડમાંડ ઘરખટલો નિભાવી શકનારા એવા સરકારી નોકરોને મન નોકરીની ફરજ કરતાં કુટુંબના નિભાવ માટેની ફરજ જરાએ ઓછી આકરી નથી હોતી. જો બધી જનતા કાયદો અને નીતિને અનુસરીને જ ચાલવા લાગે, અથવા તો ગુન્હો કરી

તેનો દંડ સરકારમાં જ ભર્યાં કરે તો પોલીસનાં માણસોને તો ભૂખે જ મરવું પડે ! ટૂંકા પગારમાં આકરી ફરજો બજાવવાનો બોજો પોલીસ ઉપર મૂકતી સરકારની જાણ બહાર પણ એ સ્થિતિ નથી હોતી એટલે 'તેરી બી ચૂપ અને મેરી બી ચૂપ' નો પરસ્પરનો ઘાટ ચાલ્યાં કરે છે.

છેવટે બાઇને નજીકની વા. સા. હૉસ્પિટલમાં ગિરીશે પહોંચાડી અને તેણે કહેલાં નામઠામ ઉપરથી તેના સસરા તથા ધણીને ત્યાં બોલાવી લાવવામાં આવ્યા. તેની સારવાર માટેની બધી વ્યવસ્થા કરીને અને તે માટે છૂટથી પૈસા વેરીને ગિરીશ ઘેર પહોંચ્યો ત્યારે મધરાત થઇ હતી.



## [ ૨૧ ] . . " જેવી આજ્ઞા, ધણીસાહેબ ! "

આફતમાંથી છૂટકારો થયાનો દમ લેવાથી ગિરીશના હૈયાને કાંઇક વિરામ મળ્યો, પરન્તુ મદનમોહનને તારિકાએ મોટરમાં બેસાડવા માટે તેના મનમાં અત્યારસુધી દબાઇ રહેલો રોષ હવે જાગ્રત થઇ રહ્યો હતો. શોફરને સાથે લીધા વિના એકલાં મોટર ચલાવવાનો તારિકાનો વાંક તેને બહુ મહત્ત્વનો લાગતો નહોતો. તારિકા મોટર ચલાવતી હોય અને પોતે તેમાં બેસીને ફરી આવ્યો હોય એવું ય ઘણી વાર બન્યું હતું, એટલે તે અંગે તો ગિરીશની સંમતિ જ માની લઇને તારિકા એકલી મોટર ફેરવવા લઇ જઇ શકે; તે માટે તેને ખાસ ઠપકો આપવો એ નિરર્થક હતું; પરન્તુ પેલા મદનમોહન સાથેનો સંપર્ક જાણે તે વધારી રહી હોય એવું જાણતાં ગિરીશને ખરેખર ખરાબ લાગ્યું હતું.

તે ઘેર પહોંચ્યો ત્યારે તેણે જોયું કે શોફર હજી જાગતો હતો. ગિરીશે તેની પાસે જઇને પૂછ્યું : " કેમ, મોટરને તો કાંઇ નુકસાન નથી થયું ને ? "

"ના, સાહેબ, પણ હવે બાઇને તમે કહેજો કે એકલાં મોટર લઇ જવાનું બંધ કરી દે."

"જરૂર કહીશ, અને તારે પણ મોટર બગડી જવાનું કારણ બતાવીને મોટર આપવાની ના જ કહેવી."

"અરે, મેં તો ઘણીએ વાર ના કહેલી પણ તેમનો મોટર ચલાવવાનો શોખ જ એટલો વધી ગયો છે કે છેલ્લા દસેક દિવસથી તો રોજ બે વાગતાં મોટર લઇને ઊપડે છે અને છેક સાંજે પાછાં ફરે છે. પેટ્રોલનો પણ ઘણુ નીકળી જાય છે."

"રોજ જાય છે?" ગિરીશે ચમકીને પૂછયું.

"હા, રોજ જાય છે."

ગિરીશ કશું જ વધુ બોલ્યા વિના ઉપર ચડ્યો. તેણે ગોવિંદને પણ જાગતો જોયો. તે તો ગિરીશના આગમનની જ રાહ જોઇ રહ્યો હતો. ગિરીશ આવતાં જ તેણે ચિંતાતુર સ્વરે પૂછયું: "અરે ગિરીશભાઇ! આ બધું બન્યું શું?"

ગિરીશે બનાવની ગંભીરતા ઓછી દર્શાવવા માટે કહ્યું: "ખાસ તો કશું બન્યું નથી. મોટરને વાંકમાં લેતાં તારિકાને હાથે એક નાનો સરખો અકસ્માત બની ગયો."

"કહે છે કે કોઇ બાઇનો પગ ભાગી ગયો છે."

"ના રે ના, સહેજ ઇજા થઇ છે, એટલે તો એ બાઇએ જ ફરિયાદ નોંધાવવાની પોલીસને ના કહી, અને સહેલાઇથી બધું પતી ગયું."

"તો તમને ઘેર આવતાં આટલું બધું મોડું કેમ થયું?"

"અરે ગોવિંદભાઇ! આપણે તે માણસ છીએ કે પશુ? ભલે બાઇને સહેજ વાગ્યું પણ તેને એમ ને એમ છોડીને કાંઇ આપણાથી ચાલી નીકળાય? બિચારીની બરાબર માવજત તો કરવી જોઇએ ને? તે માટે તેનાં સગાંને બોલાવવાં પડ્યાં અને પાટાપીંડી માંય વખત ગયો એટલે મોડું થયું."

" ત્યારે ખાસ ચિંતા જેવું નથી બન્યું, એ ઠીક થયું. "

" તમે બધાં જમ્યાં છો ને ? "

" હા, સૌએ જમ્યાં છીએ. તમારે હજી જમવું હશે, નહિ ? "

" તમે તમારે સૂઇ જાવ, તારિકા એની વ્યવસ્થા કરશે. "

ગિરીશને ખાતરી હતી કે મોટર અકસ્માતથી ખરેખર ગંભીર બનેલા વાતાવરણથી જેમ શોફર અને ગોવિંદ જાગતાં હતાં, તેમ તારિકા પણ જાગતી જ હશે. તેને જોતાંની સાથે જ આજે તો ઊધડી લેવાનો ગિરીશે વિચાર કર્યો હતો. રોજ–રોજ મોટર લઇને મિત્રોને ફેરવવા નીકળવાનું તેનું આચરણ તેને અત્યંત વાંધા પડતું લાગતું હતું અને એ વાત તેને સાફસાફ સંભળાવી દેવાનો અત્યારે તેણે નિશ્ચય કર્યો હતો.

પણ ગિરીશે બારણું ઠેલીને શયનખંડમાં પેસતાં જ જેયું કે તારિકા બત્તી હોલવીને પલંગમાં પડીને ઘસઘસાટ ઊંઘતી હતી, તે બારણું ઊઘડવાનો અવાજ થતાં પણ જાગી નહિ.

વિજળીની બત્તી સળગાવીને તેણે શાલથી લપેટાયલી અને મુખ ખુલ્લું રાખીને ઊંઘતી તારિકા તરફ દૃષ્ટિપાત કર્યો. પોતે મધરાત સુધી આફતની ચિંતામાં ટીચાઇને ભૂખ્યો ઘેર આવ્યો હતો, ત્યારે આ પોતાની જીવનસહચારિણી બેફીકર બનીને ઊંઘતી હતી ! તારિકાના સુંદર વદનને જોઇને ગાંડો–ઘેલો બની જતો ગિરીશ અત્યારે એકદમ ગુસ્સે થઇ ગયો. તેણે તેના શરીર પરની શાલને જોરથી ખેંચી લઇને દૂર ફેંકી દેતાં હાક મારી : " તારિકા ! "

" શું છે ? " કહેતી તે બિછાનામાં બેઠી થઇ અને આંખો ચોળતી બોલી : " મને કેમ જગાડી ? "

" મારે હજી જમવું છે ! "

" તે માટે મારી ઊંઘ બગાડી ? ભટને જગાડીને જમી લેવું'તું. "

" અને મધરાત સુધી હું ઊંઘ બગાડીને ભટક્યો તેનો તો તારે મન કશો હિસાબ નથી ને ? "

"તેનો હિસાબ સવારે ગણી લેવાત !"

"એમ? અને તારી બેવકૂફી પાછળ હું અત્યારસુધી હેરાન થયો, તે તો જાણે કાંઇ વિસાતમાં જ નહિ અને તારી ઊંઘ મોંઘામૂલી બની ગઇ !"

"ચાલો હું પીરસું છું, તમે એક વાર જમી લો. ભૂખ્યા હોવાથી જ તમારો મિજાજ બગડી ગયો લાગે છે."

એમ કહેતી તારિકા ઊઠી. તેણે પહેરેલાં વસ્ત્રો સમાં કર્યાં અને તે રસોડામાં પેઠી. ધડ કરતો પાટલો નાંખ્યો અને પીંજરામાંથી પૂરીઓનો ડાબડો અને શાક કાઢીને પાટલા પાસે મૂકયાં.

રોષભરેલે વદને ગિરીશ પાટલા પર બેઠો અને થાળીમાં પોતાને હાથે પૂરીઓ કાઢીને તેણે પૂછ્યું : "દૂધ નથી?"

"પીંજરામાં તો નથી. તમે બહાર જમી લેશો એમ ધારીને રસોઇયાએ નહિ રાખ્યું હોય." એ તારિકાનો જવાબ હતો.

મન દબાવી રાખીને પાંચ–સાત પૂરીઓ ખાઇ લઇ ગિરીશે પાણી પીધું, અને તે પાટલા પરથી ઊઠી ગયો. તારિકાએ બાકીની પૂરીઓ ને શાક એમ ને એમ પડયાં રહેવા દઇ બત્તી બંધ કરી અને ગિરીશની સાથે તે પાછી શય્યાખંડમાં આવી.

પેટમાં ભોજન પડયા છતાં ગિરીશનું ચિત્ત શાંત થયું નહિ. શય્યાખંડમાં પેસતાં જ તેણે પૂછ્યું: "રોજ તું બપોરે મોટર લઇને ફરવા નીકળી પડે છે અને સાંજે પાછી ફરે છે; રોજ રોજ એવું શું કામ હોય છે, તે જરા કહીશ?"

"ફરવા જઉં છું, બહેનપણીઓને મળવા જઉં છું, કંઇ કામ હોય તો શહેરમાં પણ જઉં છું."

"પેલો મદનમોહન પણ એ સખીઓમાંનો જ એક હશે!"

"હું સમજી; પાછી તમારામાં ઇર્ષ્યા જાગી છે, ખરું ને? તેથી જ તમે ધુંઆંપુંઆં થયા લાગો છો. હું તમને કહી ચૂકી છું કે રસ્તે જતાં મેં તેમને મોટરમાં બેસાડી લીધા હતા, ત્યારપછી બે મિનિટમાં જ અકસ્માત થયો."

" એ વાત હું માનતો નથી."

તારિકાએ જાણે ચંડી સ્વરૂપ ધારણ કર્યું : " તમે નથી માનતા એનો અર્થ શો ? તમે શું મારા પર આરોપ મૂકવા માંગો છો ? તમે શું મારું અપમાન કરવા ઇચ્છો છો ? "

તારિકાનો આવેશ ગિરીશને દબાવવામાં સફળ થયો. તે બોલ્યો : " હું કશો આરોપ મૂકવા માંગતો નથી, પણ રસ્તે જતાં તું હરકોઇને મોટરમાં બેસાડી લે તે મને પસંદ નથી."

" એમ ન કહો, એમ કહો કે મારી કોઇ સખીને બેસાડી લઉં તો તમને વાંધો નથી, કોઇ પુરુષ મિત્રને બેસાડું તો જ તમને વાંધો છે; તમે એ રીતે મારા પર આરોપ મૂકવા ઇચ્છો છો, એમ સાફ કહો ને, સંકોચાઓ છો શામાટે ? "

" તારે જેમ સમજવું હોય તેમ સમજજે. આજ પછીથી તારે જાતે મોટર ચલાવવાની નથી અને શોફરને મેં કહી દીધું છે કે તે હવે તને મોટર સોંપશે નહિ."

તારિકા કરડાકીમાં બોલી : " જેવી આજ્ઞા, ધણીસાહેબ ! "

ગિરીશ અને તારિકા વચ્ચેનો ચડભડાટ ગોવિંદને કાને તો આ પહેલી જ વાર પડયો અને તે ચોંકયો. તે જાણતો હતો ત્યાંસુધી તો ગિરીશ અને તારિકાનું એક પ્રેમાળ જોડું જ હતું, તેમાં આ હુતાશન સળગેલો જોઇને તે ચોંકી ગયો. તેને લાગતું જ હતું કે તારિકાના વર્તનમાં એક ગ્રેજ્યુએટ છોકરીના ઠાવકાપણાને બદલે આછકલાઇ વધુ હતી; પણ ગિરીશને તે બધું જાણે ગમતું જ હોય એવું તે જોઇ રહ્યો હતો. અત્યારે જ તેણે ચડભડાટ ઉપરથી માન્યું કે મોટર અકસ્માતે ગિરીશને સાવધ બનાવ્યો છે અને તારિકાને સાવધ કરવા માટે તેણે ઠપકો આપ્યો છે.

સવારે ઊઠતાં જ તેણે ગિરીશને વણમાંગી સલાહ આપી : " ગિરીશભાઇ, હું એક વાત કહું તો માઠું નહિ લાગે ? "

" તમારા પર વળી માઠું લાગે ? "

" આ પારકી મોટર ઘેર લાવીને પૈસા બગાડો છો, તો જેની હોય તેને ત્યાં જ મોકલી દો ને, કે જેથી બધી પંચાત ટળી જાય."

પોતે મોટર ખરીદી છે એમ કહેવાને બદલે ગિરીશે ગોવિંદને સમજાવેલું કે " એક મિત્રની મોટર નકામી પડેલી તે પોતે કેવળ તારિકાના શોખને ખાતર મંગાવીને વાપરે છે." તે ઉપરથી ગોવિંદે ગિરીશને આવી સલાહ આપી.

અત્યારે હવે ગિરીશ ગોવિંદને કહી શકે તેમ નહોતું કે પોતે મોંઘા મૂલ્યે મોટર ખરીદી છે. પોતાની છૂપી આવક સરકારથી છૂપી રાખવા ઉપરાંત ગોવિંદથી પણ છૂપી રાખવાની ગિરીશને જરૂર જણાતી હતી, નહિતો ગોવિંદનો પોતા માટે ખરાબ અભિપ્રાય બંધાઇ જાય !

ગોવિંદની સલાહનો જવાબ આપતાં ગિરીશ બોલ્યો: " મોટર-ની મને જરૂર નથી અને હું પાછી મોકલી દેવા જ ઇચ્છતો હતો. મોટર પેટ્રોલ ખૂબ ખાઇ જાય છે. અને આ અકસ્માત થયા પછી તો મારો નિશ્ચય થયો છે કે એ હવે જોઇએ જ નહિ. પરન્તુ તારિ-કાને નાખુશ ન કરવાને તે હું રાખી રહ્યો છું. હવે તો તેય કંટાળી લાગે છે, એટલે વખત જોઇને હું તે પાછી પધરાવી દઇશ."

તે દિવસની સવારથી ગોવિંદ જોઇ રહ્યો હતો કે તારિકા અપ્રસન્ન રહેતી. ગિરીશે આપેલા ઠપકાની એ અસર હશે એમ તે માનતો હતો.

હવે તારિકા એકલી મોટર ફેરવવા જતી નહિ કે સ્ટીઅરીંગ વ્હીલને હાથ અડકાડતી નહિ. શોફર મોટર ચલાવતો અને તે અંદર બેસીને જ્યાં જવું હોય ત્યાં જતી અને મળવાનું હોય તેને મળી આવતી.

દિવસો જવા લાગ્યા પણ તારિકાની અપ્રસન્નતા ઓછી થતી જણાઇ નહિ. ગિરીશ એ અપ્રસન્નતાની ઝાઝી દરકાર પણ કરતો

નહિ. બેઉ જણાં બોલતાં–ચાલતાં, પણ તે ખપ પૂરતું. બેઉ એક જ ખંડમાં શયન કરતાં, પણ તે ઊંઘવા માટે જ. બેઉ સાથે જમવા બેસતાં પણ અબોલ રહીને જ.

ગોવિંદ સવારમાં જમવાના સમય સુધી અને રાત્રે ઘેર હોય હોય ત્યારે મૂગો મૂગો આ બધું જોયાં કરતો અને તેનું મન બળતું. એક ગ્રેજ્યુએટ દંપતીનો સંસાર આવી સુખસાહેબીની વચ્ચે પણ રડતો–પડતો ચાલ્યા કરે તે તેને વિચિત્ર પણ લાગતું જ. એક વાર જ્યારે તારિકા પોતાના ભાઇને મળવા ગઇ હતી અને ગિરીશ ઘેર એકલો હતો ત્યારે તેણે ગિરીશને હસતાં હસતાં કહ્યું: "ગિરીશભાઇ! હવે જરા મોટું મન રાખીને ઘરમાં સુલેહશાન્તિ ફેલાવી દો!"

ગિરીશે પણ હસીને જવાબ આપ્યો: "સુલેહશાન્તિ જ ચાલે છે ને! તમે કાંઇ ખડખડ–ભડભડ સાંભળો છો?"

"નથી સાંભળતો, પરન્તુ એ સુલેહશાન્તિની નીરવતા નથી. ઘરનું આનંદી વાતાવરણ જ જાણે પલટાઇ ગયું છે."

ગિરીશ હસીને મૂગો મૂગો ચાલ્યો ગયો અને ગોવિંદ પેઢી પર જવા માટે દાદર ઊતર્યો. સામેથી મધુરી દાદર ચડી, તેણે ગોવિંદને પૂછ્યું: "તારિકા બહેન છે?"

"ના, બહાર ગયાં છે."

"ત્યારે તો મોટર પણ નહિ હોય!" એમ બોલતી મધુરી દાદર ચડતી ઉપર ગઇ.

ગોવિંદને એ ક્ષણે સાંભર્યું કે હજી મોટરને ગિરીશે વિદાય કરી નહોતી. નિત્યના વ્યવસાય માટે નહિ પણ કેવળ સહેલ માટે જ મોટર વસાવવામાં આવે, ત્યારે આવી બહેનપણીઓ પણ મોટરના રવે ચડ્યા વિના ન રહે, અને એ રીતે જીવન વધારે ને વધારે કૃત્રિમ બનતું જાય એવા વિચાર મનમાં ઘોળતો તે ડગ ભર્યે જતો હતો.



[૨૨] . . . . . . . . . . વાવાઝોડું

મધુરી દિવાનખાનામાં દાખલ થઇને ગિરીશને પૂછવા લાગીઃ "કેમ, તારિકાબહેન નથી?"

"ના, તેના ભાઇને ત્યાં ગઈ છે, કેમ કાંઇ કામ હતું?"

"કામ વિના તો કાંઇ પૂછતી નહિ હોઉં? પાછાં ક્યારે આવશે?"

"જોને, બાર તો થવા આવ્યા, હજી ક્યાં પતો છે? પણ અહીં આવીને જમવાની છે એટલે હવે બહુ વાર નહિ થાય."

"મોટર લઇને જ ગયાં હશે ને?"

"હોવે!" ગિરીશ હસીને બોલ્યોઃ "હવે હું તારું કામ સમજી ગયો. મોટરમાં ક્યાંક જવાની 'એપોઈન્ટમેંટ' નક્કી કરી હશે."

"એમ પણ હોય, તેમાં તમને તો વાંધો નથી ને?"

"વાંધો નથી, પણ એ તો કહે કે કોઈ સખીને મળવા જવું છે કે કોલેજના કોઇ જૂના મિત્રને?" સ્વરમાં હળવાશ રાખીને સ્વલ્પ અભિનયપૂર્વક ગિરીશે પૂછ્યું.

"તમેય ઠીક ઉડાવો છો!" સોફામાં પડતાં મધુરી બોલીઃ "મારે તો તારિકાબહેન વિના કોઇ સખી નથી, અને મિત્ર તો એકકે નથી."

"ત્યારે તું કોલેજમાં ભણી એ બધું એળે ગયું સમજવાનું!"

"એમાં વળી ભણતર શાનું એળે ગયું? કોલેજિયન મિત્ર હોય એ જ શું ભણતરની કસોટી છે?"

"ભણતરની નહિ, તો કોલેજ લાઇફની તો ખરી! કોલેજ લાઇફ તેજસ્વી હોય, તો જ મિત્રો થાય ને!"

"અરે, મારા મિત્રો થવા તો કેટલાય દોડી આવતા, પરન્તુ હું તેમને કોઠું જ આપતી નહિ. આપણને આપણા અભ્યાસ સાથે કામ, છોકરાઓની સાથે વળી દોસ્તી શી!"

" આ તારી વાત મને બહુ ગમી હોં, મધુરી! તારિકાને તો જાણે હું હમેશાં મિત્રો અને સખીઓમાં દટાયલી જ જોઉં છું."

" તે તમને ગમતું નહિ હોય."

" એ કાંઇ ગમવા–ન ગમવાની વાત નથી." ગિરીશ સાવધ થઇને બોલ્યોઃ " મેં કહ્યું તો ખરું કે કૉલેજ લાઇફ તેજસ્વી હોય તેને જ મિત્રો મળે છે."

" તો પછી મારે એકકે મિત્ર નથી એ વાત તમને બહુ ગમી એમ તમે કેમ કહ્યું?"

" મારા જેવા એકાદ મિત્રની મિત્રતાને માટે અવકાશ રહે, તેથી."

મધુરી ખડખડાટ હસીને તાળી બજાવવા લાગી ગઇ. ગિરીશ પણ સ્મિત કરતો બેસી રહ્યો.

એટલામાં તારિકા આવી પહોંચી અને બોલીઃ " મધુરી! માફ કરજે હોં, મને આવતાં જરા મોડું થયું અને હજી મારે જમવાનું બાકી છે, એટલે હજી વધુ મોડું થશે."

" કશી ફિકર નહિ, હું બેઠી છું, તમે જમી લો."

તારિકા કપડાં બદલાવીને રસોડામાં જમવા પેઠી, સાથે ગિરીશ પણ જમવા બેઠો. બેઉ વચ્ચે બોલચાલનો વહેવાર હવે મર્યાદિત જ બની ગયો હતો એટલે મૂગાં મૂગાં બેઉએ જમી લીધું.

મધુરીને ત્યાં તેની માસીની દીકરી બહેન મહેમાન તરીકે આવી હતી અને તેને શાહઆલમનો રોજો જોવાની ઇચ્છા હતી, એટલે આજે બપોરે તારિકાની મોટરમાં ત્યાં જવાનો કાર્યક્રમ મધુરીએ ઘડી રાખ્યો હતો. તારિકા પણ સાથે જવાની હતી.

શોફર જમીને પરવાર્યો કે તુરત તારિકાએ મોટરને ગેરેજમાંથી બહાર કાઢવાની આજ્ઞા કરી. મોટર બહાર નીકળી કે તુરત તારિકા અને મધુરી તેમાં ઊપડ્યાં. ગિરીશ બારીમાંથી મૂગો મૂગો જોઈ રહ્યો. તારિકાએ તેને જણાવ્યું પણ નહિ કે પોતે ક્યાં જાય છે અને પાછી ક્યારે આવશે. તેને તો ચાકર પાસેથી જ ખબર પડી કે આજે

બાઇસાહેબે શાહઆલમના રોજાની ‘ ટ્રીપ ’ ગોઠવી છે. તારિકાનું આ પ્રકારનું વર્તન અને પોતા પ્રત્યેની બેપરવાઇ ગિરીશને અકળામણ ઊપજાવતાં હતાં. તેનો આગલો આનંદ ખોવાઇ ગયો હતો, અને ઘરમાંય અટૂલાપણું લાગ્યા કરતું હતું. ખોવાએલો આનંદ તારિકાને મનાવી લેવાથી પાછો હાથ લાગે ખરો, પરન્તુ એમ નીચે ઊતરવા ગિરીશ તૈયાર નહોતો, અને તારિકા તો મૂળે જ સ્વમાની હતી.

પરન્તુ આવું અટૂલાપણું ગિરીશને ત્યારે જ સાલતું કે જ્યારે તેને ઓફીસની રજા હોય, બજાર બંધ હોવાથી પેઢીમાં પણ જઇ બેસવાનું ન હોય, અને નરી ફુરસદ માથા પર ઝઝૂમ્યાં કરતી હોય. બાકીના દિવસોમાં તો તેને ઘરની બહાર જ એટલો બધો વખત રહેવું પડતું કે ભાગ્યે જ ઘરમાં ખોવાઇ ગએલા આનંદની વાત સાંભરતી.

આ રીતે ઘરમાં રહેવાનું આકર્ષણ ગિરીશને માટે ઓછું થતું જતું હતું, એ જ વખતે મધુરીનો તેની સાથેનો સંપર્ક વધવા લાગ્યો. મધુરી એકાદ વર્ષ કોલેજમાં જઇને પછી અભ્યાસ અટકાવી બેઠેલી બાળા હતી : તે તારિકાની સહાધ્યાયિની નહોતી પણ તારિકાના પિતૃગૃહની નજીકમાં રહેતી હોવાથી તારિકા સાથે તેનું સખ્ય બંધાયું હતું અને તારિકા પરણ્યા પછી એ સખ્ય ચાલુ રહ્યું હતું. ગિરીશની સાથેનો તેનો સંપર્ક જૂજ હતો, પરન્તુ એક દિવસ બેઉ વચ્ચે જરા છૂટથી વાતો થઇ ત્યારથી એ સંપર્ક વધતો ચાલ્યો હતો.

તારિકાને ત્યાંના મધુરીના આંટાફેરા વધ્યા હતા, તારિકા ઘેર ન હોય ત્યારે પણ મધુરી આવતી, તારિકા ક્યાં ગઇ છે તે વિષે ચાકરને પૂછતી અને પછી જતાં-જતાં એમ પણ પૂછતી : “ ત્યારે ગિરીશભાઇ પણ હજી ઘેર નથી આવ્યા, એમ કે ? ’

અને ગિરીશનો ઘેર હોવાનો સમય સારી રીતે જાણી લીધા

પછી તો તે તારિકા ઘેર હાજર હોય કે ન હોય તોય રોજ આવતી થઇ હતી. ગિરીશ સાથે વાતો કરતાં બેસતાં તે જરાએ સંકોચાતી નહિ; અરે, એક વાર તો વાતચીતના હળવા વહેણમાં ગિરીશે મધુરીને ગાલે ધીમી ટાપલી મારી લીધી, તેથી તો તે ખૂબ હસી અને ગિરીશની સામો હાથ ઉગામીને ટોળ કરતી ચાલી ગઇ; તે દિવસથી મધુરીમાં ગિરીશનો રસ વધવા લાગ્યો.

આ વધતા જતા સંપર્ક દરમ્યાન ગિરીશ જોતો કે તેને જેટલો સંકોચ થતો હતો તેટલો સંકોચ મધુરી અનુભવતી નહિ. ચાકરની કે ગોવિંદની હાજરીમાં પણ મધુરી છૂટથી બોલતી, ટોળ-ટપ્પા કરતી, ખડખડ હસતી, અને ગિરીશ પાન બનાવીને મ્હોંમાં મૂકવા જાય તે પહેલાં તેના હાથમાંથી ઝુંટવીને પોતાના મ્હોંમાં મૂકી દેતી! ગિરીશના મનમાં તો થતું કે મધુરી બીજાઓના દેખતાં આવી છૂટ લે છે તે ઠીક કરતી નથી, અને તેને ભય હતો કે તારિકાની નજરે કોઇ વાર એ પ્રકાર પડશે તો પોતા પર તે આળ મૂકયા વિના રહેવાની નથી. પરંતુ તેનો એ ભય ખોટો હતો એમ થોડા જ દિવસમાં તેણે જોઇ લીધું, જાણે તારિકા જેવી સ્વતંત્રતાથી વર્તતી હતી તેવી સ્વતંત્રતાથી ગિરીશને વર્તવાની તે છૂટ આપતી હોય!

"ગિરીશભાઇ! 'દેવદાસ'ની ફીલ્મ મેં ચાર વાર જોઇ છે, હમણાં પાછી તે આવી છે, અને મારે પાંચમી વાર જોવી છે." એકવાર મધુરીએ કહ્યું.

"તો જોઈ આવ."

"તમે સાથે આવો તો જઇએ."

"તારિકા આવતી હોય તો તેમ કરીએ."

મધુરી તારિકા પાસે દોડી ગઇ, પણ તારિકાની ઇચ્છા 'દેવદાસ' જોવાની નહોતી, છતાં તેણે મધુરીને ગિરીશ સાથે જઇને ફીલ્મ જોવાની ખુશીથી પરવાનગી આપી.

અને જ્યારે રાત્રે દસ વાગતાં મધુરી અને ગિરીશ ફીલ્મ જોઇને મોટરમાં ઘેર આવ્યાં ત્યારે ગિરીશે જોયું કે મદનમોહન અને તારિકા ટોળટપ્પાં મારતાં બેઠાં હતાં ! મધુરીની સાથે એકલાં સીનેમા જોવા જનાર ગિરીશ પત્નીને બીજા પુરુષની સાથે વાતો કરતી જોઇને પણ શું કહી શકે ? છતાં તેના દિલમાં ઊંડો ઘા તો પડ્યો જ.

મધુરી સાથે તે હવે વધારે છૂટથી વર્તવા લાગ્યો હતો. દરેક વખતે છૂટ લેતાં ગિરીશને કાંઇક ક્ષોભ થતો, પરન્તુ તેણે જોયું કે પોતાના ક્ષોભનો પ્રત્યાઘાત મધુરી પર પડતો નથી ! આમ કેમ હશે ? લજ્જા, ભય, રોમાંચ, ઇત્યાદિ સ્ત્રીની સ્વાભાવિક ખાસિયતોનું દર્શન તેને નહોતું થતું તારિકામાં કે નહોતું થતું મધુરીમાં. તારિકા તો પત્ની હતી, પરન્તુ મધુરી કુમારિકા હતી, તેનામાં નૈસર્ગિક સ્ત્રીત્વ કેમ નહિ હોય ?

" મધુરી ખોટું બોલી હોવી જોઇએ, તેને પુષ્કળ પુરુષ મિત્રો હોવા જોઇએ. " એવો વિચાર એક વાર ગિરીશના મનમાં આવ્યો અને ચાલ્યો ગયો. તેને સમજાયું કે મધુરી અને તારિકા જેવી સ્ત્રીઓ પુરુષોના અતિસંપર્કને લીધે પુરુષીકરણને પામી હોવી જોઇએ, અને તેથી સ્ત્રીત્વના નૈસર્ગિક સૌંદર્ય-માધુર્યને ખોઇ બેઠી હોવી જોઈએ. એવી સ્ત્રીમાં પુરુષને રસ ન પડે તેમાં નવાઇ ન જ હોય.

જાતીય વિજ્ઞાનની કેટલીક માહિતી ધરાવતા ગિરીશને હવે લાગવા માંડ્યું કે તારિકા અને મધુરી જેવી છોકરીઓનું છૂટ-છાટભરેલું વર્તન પોતે ધારે છે તેવું કલુષિત કદાચ ન પણ હોય. પરપુરુષ સાથેની સ્ત્રીની એકાંત, પુરુષ મિત્રો સાથેનો જુવાન સ્ત્રીનો સંપર્ક, વાતચીત, ટોળ ટપ્પા કે હાસ્ય એ બધું પોતા જેવા પતિને ન ગમતું હોય એ ભલે, પરન્તુ જ્યાં જ્યાં ધુમાડો હોય ત્યાં ત્યાં અગ્નિ હોય જ એ ન્યાયે જૂના મતના પુરુષો હાલની જુવાન છોકરીઓના વર્તનનો જે અર્થ કરે છે તે વાજબી નથી.

ગિરીશની આ દૃષ્ટિ ઊઘડ્યા પછી તેને તારિકાના વર્તન પર ઊપજેલો અણગમો ઓછો થવા લાગ્યો. મદનમોહન સાથેના તેના સંપર્કનો અને વાર્તાલાપોનો તે વિપરીત અર્થ કરતો હતો તેમાં તેને ભૂલ જણાવા લાગી. પોતે ઈર્ષ્યાળુ નથી એમ તે તારિકાને કહેતો છતાં તેના દિલમાંની ઊંડી ઇર્ષ્યાને તે છુપાવતો હતો, પરન્તુ એવી ઇર્ષ્યા વાજબી નથી એમ તેને ધીમે ધીમે લાગવા માંડ્યું.

તારિકા પ્રત્યેની તેની તોછડાઇ એ રીતે ઓછી થવા લાગી તેથી બેઉના અબોલા પણ ઓછા થઇ ગયા. ગોવિંદે જોયું કે ગિરીશના સંસારમાં ઊઠેલું વાવાઝોડું હવે શમતું આવે છે.

એક વાર ગોવિંદે ગિરીશને કહ્યું : "ગિરીશભાઇ ! તમે ધંધામાં અને નોકરીમાં ડુબાડૂબ રહો છો, પરન્તુ એક મોટી વાતને તો જાણે તમે વિસારે જ પાડી દીધી છે."

"કઇ વળી."

"તમારા લગ્નની."

"એટલે ?"

"તમે 'રજીસ્ટર્ડ મેરેજ' કર્યું છે, હજી હિંદુ વિધિ મુજબનું લગ્ન બાકી રહ્યું છે ને."

"હા, હા, એ પણ હવે પતાવવું જોઇએ; અરે તારિકા !"

તારિકાએ આવીને પૂછ્યું: "શું છે ?"

"ગોવિંદભાઇએ ઠીક સંભારી આપ્યું છે. હવે આપણે હિંદુ લગ્નવિધિ મુજબનું લગ્ન કરી નાંખવું જોઇએ."

તારિકાના વદન પર ઓચિંતી જાણે ગ્લાનિ પ્રસરી ગઇ, તે ગોવિંદે અને ગિરીશે બેઉએ જોઇ. તારિકાએ જવાબ આપ્યો: "એય થઇ રહેશે, શી ઉતાવળ છે ?"

એમ બોલતી તારિકા ચાલી ગઇ અને બેઉ મિત્રો એકબીજાની સામે જોતા ઊભા.



# [ ૨૩ ] . . . . મદદ માંગનાર મિત્ર

ગોવિંદ જરા ખસીને દિવાલ નજીક પડેલી ખુરશી પર બેસી ગયો પણ ગિરીશ તો દિવાનખાનાની વચ્ચે જ કેટલીય વાર સુધી સ્થિર–સ્તબ્ધ બનીને ઊભો રહ્યો. તારિકાના વલણ અને વર્તને પાછો તેના ચિત્તમાં ઉદ્વેગ જન્માવ્યો હતો.

"ગિરીશભાઇ! છો કે?" દિવાનખાનાની બહારથી અવાજ આવ્યો.

"હા, કોણ? આવો રમેશચંદ્ર, તમે ક્યાંથી?" એમ બોલતો તે ખુરશીમાં બેઠો અને તેણે સિગારેટ સળગાવી. સિગારેટનો ધુમાડો નીકળતો હતો પરન્તુ તેના દિલનો ધુમાડો તો અંદર જ ગોટવાતો હતો.

રમેશે જ એક વાર તેને સારી પેઠે ખટાવ્યો હતો તે વાત ગિરીશ ભૂલી ગયો નહોતો. આ વખતે પણ તે કોઇ નવો સોદો લઇને પોતાને ખટાવવા જ આવ્યો હશે એમાં ગિરીશને શંકા નહોતી. તેણે પૂછ્યું: "કેમ, રમેશચંદ્ર! શી હકીકત છે?"

"ખાસ કશું નથી, સહેજ તમને મળવા આવેલો."

ગિરીશને મામલો ગંભીર લાગ્યો. પોતાને સહેજ મળવા આવનારાઓની રમ તે બરાબર પિછાણતો હતો. ગંભીરમાં ગંભીર વાતો અને મોટામાં મોટાં ખાજો 'સહેજ મળવા' આવનારાઓ પાસેથી જ તે પામ્યો હતો. રમેશ સહેજ મળવા આવ્યો હતો તો પોતે ઘડીભર તેને ઉડાવે અને તેનો રંગ જુએ એવી ધારણાથી તેણે પૂછ્યું: "કેમ, હમણાં ઠીક ચાલે છે ને? નોકરીમાં કાંઇ પ્રમોશન મળ્યું કે નહિ?"

"અરે, પ્રમોશન શાનું અને વાત શી?" રમેશ શહેરની એક ટ્રાન્સપોર્ટ સર્વિસમાં કારકૂની કરતો હતો. તેણે કહ્યું: "બસ ભાડાનો આનો ઉપરથી દોઢ આનો કર્યો અને હવે બે આના કરવાની સર્વીસવાળાઓ વેતરણ કરી રહ્યા છે, એટલે પોતાનું

સર્વીસ દોડાવવાનું ખર્ચ વધેલું બતાવવા આ મહિનાથી મોંઘવારી ભથ્થું માત્ર પાંચ રૂપિયા વધાર્યું છે, એટલું જ."

"પણ તેમને બસ દોડાવવામાં ય ખર્ચ વધતું હશે ને? હમણાં વળી કોલસાથી બસ ચલાવવી પડે છે."

"ગિરીશભાઈ! એ વાતમાં કાંઈ માલ નથી. ઘણોખરો માલ તો એ લોકોને કોંટ્રોલ ભાવે મળે છે અને ખર્ચ વધ્યું હોય તોયે પેસેંજરો બેવડા થયા છે, બકરાંની પેઠે પેસેંજરો ખડકાય છે, એ બધી વધેલી આવક જ છે ને! વાત એક છે. લડાઇ ચાલે છે, ત્રાણુમી કલમનું રાજ્ય ચાલે છે, સરકારને પેસેંજરોની કશી પડી નથી, ઈજારાશાહીના લાભોની વધારે ખેવના છે, એટલે સૌ લૂંટે છે તો અમારા શેઠિયાય લોકોને કેમ ન લૂંટે? અને શેઠિયાઓને લૂંટતા જોઇને ડ્રાઇવર કંડક્ટર પણ કેમ લૂંટતાં ન શીખે? તેઓય વગર ટીકીટે પેસેંજરો બેસાડે છે અને રોજ બે-પાંચ રૂપિયા વધારાના કૂટી કાઢે છે."

ગિરીશ હસ્યો અને બોલ્યોઃ "બરાબર છે, બિચારા કંડક્ટર અને ડ્રાઇવરને પૂરતાં પગાર-ભથ્થું ન મળે તો તેઓ એમ જ કરે, એમાં નવાઇ નથી."

"પણ જેઓ લૂંટી શકે તેઓ લૂંટે, મારા જેવા શું કરે? મારે તો ઓફીસમાં બેસીને હિસાબી દફતર સંભાળવાનું, મારે કેવી રીતે લૂંટી ખાવું?" રમેશે દલીલ કરી.

ગિરીશ પુનઃ હસીને બોલ્યોઃ "ખાનગી ધંધો-સાઇડ બિઝનેસ તમે કરો છો જ ને!"

રમેશ બોલ્યોઃ "ગિરીશભાઇ? તમે ધારો છો તે મારો ખાનગી ધંધો નથી કે સાઇડ બિઝનેસ પણ નથી. હું તો આજકાલ બૂરી દશા ભોગવી રહ્યો છું. એ તો સારું થયું કે તે દિવસે મને બસો રૂપિયા તમારી દ્વારા મળ્યા, તેથી મારી સ્ત્રી જીવતી રહી, નહિતો તે મરી જવાની હતી! તેની સુવાવડને વાર હતી અને

પેટમાં દર્દ થવા માંડેલું. એ માટે દવા–દારુમાં એ રૂપિયા ઠીક કામમાં આવી ગયા. અરે ભાઇ ! શું કહું? દવાઓનાં કાળાં બજાર, ઇન્જેક્શનો જોઇએ તો મળે જ નહિ અને ચારગણે દામે મળે, ઇસ્પિતાલનાં નર્સ–કેમ્પાઉન્ડર લાંચ લીધા વિના દર્દીની માવજત પણ ન કરે; જે માવજત પાછળ પચાસ રૂપિયાથી વધુ ખર્ચ કોઇ દિવસ ન થાય તે પાછળ મારે બસો ખર્ચવા પડ્યા. એમ કરતાં તે બચી શકી એટલું મારું અને મારાં બાળકોનું સદ્‌ભાગ્ય. તે વખતે મને પૈસા મળ્યા તે જાણે પ્રભુએ જ મારી સ્ત્રીની જીંદગી માટે આપ્યા એમ હું માનું છું. એવું કામ કાંઇ વારેવારે મારે હાથ પડે નહિ અને મને પૈસા મળે નહિ.''

ગિરીશ જાણી ગયો કે રમેશ કોઇ નવો સોદો લાવ્યો નથી, પણ ખરેખર 'સહેજ મળવા' આવ્યો છે; એટલે રમેશની વાતોમાંનો તેનો રસ ઊડી જવા લાગ્યો. તે કશું બોલ્યો નહિ.

રમેશ આગળ બોલ્યો : "ખરું કહું તો હું તમને થોડી તકલીફ આપવા આવ્યો છું. પાંસઠ રૂપિયાના પગારમાં મારું પૂરું થતું નથી અને આઠ–દસ વરસથી જે નોકરી કરું છું તે છોડીને બીજે જઉં એમ મનમાં થાય છે, પણ હીંમત ચાલતી નથી. કદાચ નવી નોકરીમાં ન ફાવે તો પાછો બેકાર બની જઉં, હમણાં ઘેર સુવાવડનો પ્રસંગ આવ્યો છે એટલે પૈસાની મુશ્કેલી છે, તેટલા માટે તમને તકલીફ આપવા આવ્યો છું."

ગિરીશે માન્યું કે રમેશ સુધરેલી ભીખ લેવા આવ્યો છે. તેણે કાંઇ પણ બોલ્યા વિના ઊઠીને ગજવામાંથી દસદસ રૂપિયાની બે નોટો કાઢી રમેશની સામે ધરતાં કહ્યું : "આ લઇ જાઓ."

રમેશ ક્ષણભર જોઇ રહ્યો, પણ તેણે હાથ લાંબો ન કર્યો. ગિરીશે આગ્રહ કરતાં કહ્યું : "લઇ લો, હું ખુશીથી આપું છું."

"નહિ ગિરીશભાઇ! હું તમારી પાસે ભીખ લેવા નથી આવ્યો, લોન લેવા આવ્યો છું."

ગિરીશ ગૂંચવાયો. લોન એટલે અંગઉધાર, આપેલી ઉછીની રકમ–ઘણી વાર સગાંઓને અને મિત્રોને આપેલી લોન થોડા વખતમાં ભીખના રૂપમાં પલટાઇ જાય છે તે તે જાણતો હતો. અને લોન માંગનાર માણસ કાંઇ નાની રકમ માંગતો નથી, તે હંમેશાં મોટી રકમ માંગે છે. મોટી રકમની ભીખ સામો માણસ નહિ આપે એમ સમજીને જ ઘણી વાર લોનને નામે માંગણી કરવામાં છે અને આપનાર માણસ એ લોનને ભીખ માનીને જ આપે છે. પણ મોટી રકમની ભીખ આપવાનાં શક્તિ અને ધૈર્ય થોડી જ વ્યક્તિઓમાં હોય છે.

રમેશ પોતાના ખિસ્સામાંથી સોનાની બંગડીઓ કાઢીને બોલ્યો: "જુઓ, આ બે બંગડીઓ રાખો અને બસો રૂપિયા ઉછીના આપો. છ એક માસમાં હું કકડે કકડે પાછા વાળીને બંગડીઓ લઇ જઇશ."

ગિરીશ બોલ્યો : "નહિ, નહિ, રમેશચંદ્ર! બંગડીઓ ઉપર હું તમને નાણાં ધીરું એ ન બને, મારો એ ધંધો પણ નથી. જો બની શકે તેમ હોત તો હું તમને બસો રૂપિયાની રકમ અંગઉધાર જ આપત. પણ આ વીસ રૂપિયા તમે લઇ જાઓ, તેથી તમારી ભીડ તાત્કાલિક ઓછી થશે."

રમેશ નિરાશાથી મ્હોં વીલું કરીને બોલ્યો: "કાંઇ જરૂર નથી, એમ તો મારી પાસે હાલ થોડા પૈસા છે. કોઇ વાર વ્યાજે કે ઉછીના પૈસા લેવાની જરૂર પડેલી નહિ, અને એ પ્રકારની કોઇની ઓળખાણ નહિ, એટલે જ આ તકલીફ આપવા માટે મારું ધ્યાન તમારી તરફ ખેંચાયું. હવે કોઇ બીજા મિત્રને તકલીફ આપવી રહી. તસ્દી માફ કરજો, હોં!" એમ કહી રમેશ ઊઠ્યો.

"આવજો હોં રમેશચંદ્ર!" ગિરીશ વિનય કરતો બોલ્યો : "તમારું કામ હું ન કરી શક્યો તેથી મને દિલગીરી થાય છે."

" એમ ન માનવું. સગવડને અભાવે કોઇ કામ થઇ શકતું ન હોય તો દિલગીર શામાટે થવું ?"

રમેશ ગયો, એટલે ગિરીશે છૂટકારાનો દમ લેતાં સિગારેટ સળગાવી.

ગોવિંદે જરા દૂરની ખુરશી પર બેઠાં બેઠાં આ બેઉ મિત્રો વચ્ચેની વાત સાંભળી હતી. બેએક મિનિટ ગઈ એટલે ગોવિંદ ઊઠ્યો અને નીચે ઊતરી રમેશની પાછળ ચાલ્યો. કોમ્પાઉંડની બહાર નીકળતાં તે તેની પાસે પહોંચી ગયો અને તેણે રમેશને થોભાવ્યો.

" તમે ગિરીશભાઇના સહાધ્યાયી મિત્ર છો, ખરું ? "

" હા, હાઇસ્કૂલમાં હું તેમની સાથે ત્રણ–ચાર ધોરણ ભણેલો."

" ઠીક, મારે તમને પૂછવાનું એટલું જ છે કે બસોને બદલે દોઢસો રૂપિયાથી તમારું કામ ચાલે કે નહિ ?"

" જરૂર ચાલે. "

" તો લો, આ દોઢસો રૂપિયા. " એમ કહીને ગોવિંદે પોતાના ખિસ્સામાંથી દોઢસો રૂપિયાની નોટો કાઢીને રમેશ સામે ધરી.

રમેશ સ્તબ્ધ થઈ ગયો. તેણે પૂછ્યું : " ગિરીશભાઇએ તમને મોકલ્યા છે ? "

" ના, હું જ તમને આ લોન આપું છું. મને લાગ્યું કે આ વખતે આ દોઢસો રૂપિયાની તમને જેટલી જરૂર છે, તેટલી મને નથી."

" પણ હું તમારું નામ પણ જાણતો નથી..."

" મારું નામ ગોવિંદભાઈ તુલસીભાઇ પટેલ. હું ગિરીશ-ભાઇની પેઢીમાં નોકરી કરું છું. એથી વધુ ઓળખાણની જરૂર છે ?"

" મારા કરતાં તમને મારી ઓળખાણની વધુ જરૂર હોય. આ રૂપિયા આપતાં તમે મારું નામ–ઠામ પણ પૂરું પૂછતા નથી. "

" તમે ગિરીશભાઇના મિત્ર છો, અને રમેશચંદ્ર તમારું નામ છે એટલું બસ છે. લો, આ રૂપિયા ગણી લો. "

રમેશે ચકિત થતાં થતાં ખીસામાંથી રુમાલે વીંટેલી બંગડીઓ કાઢીને ગોવિંદની સામે ધરી. ગોવિંદે તે લીધી એટલે રમેશે દોઢસો

રૂપિયાની નોટો ગણી લેતાં કહ્યું : " એક અજાણ્યા માણસ ઉપર અકલ્પિત ઉપકાર કરનાર માણસને હું જીવનમાં આજે પહેલી જ વાર મળું છું, ગોવિંદભાઇ ! "

" આવી બાબતમાં ઉપકાર–આભાર ન માનવાં જોઇએ. " એટલું જ કહીને બંગડીઓને ખીસામાં મૂકી ગોવિંદ પાછો ફર્યો.

ગિરીશ સિગારેટ પીતાં તારિકાના વિચારે વળ્યો હતો, એટલામાં ગોવિંદે પૂછ્યું : " આ તમારો મિત્ર રમેશ પૈસાની સાચી જરૂરીઆતમાં હતો એમ તમને તેના કહેવા પરથી ન લાગ્યું ? "

" એને જરૂરીઆત તો હશે, પણ બસો રૂપિયાની રકમ કાંઇ ફેંકી દેવાય ? " ગિરીશે દલીલમાં સામો પ્રશ્ન કર્યો.

" બિચારો બંગડીના બદલામાં માંગતો હતો–પૈસા ખોટા થાય તેમ નહોતું. "

ગિરીશ ખડખડાટ હસી પડ્યો અને બોલ્યો : " ગોવિંદભાઇ, તમે તો ભોળા જ રહ્યા. ખરી રીતે એ બસો રૂપિયા ભીખ ખાતે લખીને જ આપવાના હતા. તમને ખાતરી છે કે એ જે બંગડીઓ આપવા આવ્યો હતો તે સોનાની હતી ? "

" ત્યારે શું પિત્તળની હતી ? "

" સોનાની હોય કે પિત્તળની, પણ તેના દેખતાં મારાથી એ બાબતની ખાતરી ન કરી શકાય અને કદાચ પિત્તળની લાગે તો અવિનયપૂર્વક તેને મારાથી તેમ કહી કેમ શકાય ? કદાચ સોનાની માનીને રાખીએ અને પાછળથી પિત્તળની નીકળે તો તેના જેવા મિત્રને શું કહીએ ? અથવા તો કોર્ટમાં જઇએ તેય કાંઇ ઠીક તો દેખાય નહિ. એટલે ભીખ માનીને બસો રૂપિયા આપવા હોય તો જ આપી શકાય, પરન્તુ એમ ન કરવું હોય તો એક નન્નો સો દુઃખને હણે ! "

ગિરીશે રમેશને આપેલા જવાબની પાછળનું ગિરીશનું દષ્ટિબિંદુ જાણતાં ગોવિંદ વિચારમાં પડી ગયો. પોતે એકદમ લાગ-

ણીથી દોરાઇને રમેશને મદદ કરવા દોડી ગયો હતો, પણ તેમાં પોતે બેવકૂફ તો નહિ બની ગયો હોય, એવી શંકા તેના મનમાં ઉપસ્થિત થઇ.

ગોવિંદ ગિરીશને કહેવા ઇચ્છતો હતો કે પોતે રમેશને એ બંગડીઓ ઉપર દોઢસો રૂપિયાની મદદ કરી છે, પરંતુ ગિરીશની વાત સાંભળ્યા પછી તેના મનમાં એ વાત દબાઈ જ ગઈ. બંગડીઓ સોનાને બદલે પિત્તળની હોય તો દોઢસો રૂપિયા જાય તેની ગોવિંદને એટલી ચિંતા નહોતી, કે જેટલી ચિંતા પોતાની ભાવનાશીલતાને ગિરીશ હીણે કિંવા મશ્કરી કરે તેની હતી. આ કારણે તેણે એ વાત ગિરીશથી છુપાવી રાખવા માટે મૌન સાધ્યું.



## [ ૨૪ ] . . નાણાં ઉચાપત કરનાર ભાગીદાર

ગોવિંદ જમીને પેઢીમાં જવા જરા વહેલો નીકળ્યો. તેને જાણવું હતું કે રમેશે પોતાને જે બંગડીઓ આપી હતી તે ખરેખર સોનાની હતી કે બનાવટી. તે સીધો ચોકસીબજારમાં ગયો અને બંગડીઓ વેચવાને બહાને તેનો કસ કઢાવી જોયો તો જણાયું કે તે સોનાની જ બંગડીઓ હતી અને તેના બસો રૂપિયા તો સહેજે ઊપજી શકે તેમ હતું. આ ઉદારતા માટે પાછળથી પસ્તાવાનો ભય હતો તે હવે નાબૂદ થઈ ગયો અને તેને ઉમંગ પણ આવ્યો.

તે પેઢી પર આવ્યો, તે પહેલાં તો ગિરીશ આવી ગયો હતો. બે દિવસથી મંગળદાસ પેઢી પર આવતો નહોતો, તે માંદો હતો એમ મંજુલાલના કહેવાથી તેણે જાણ્યું, પરન્તુ તે ચોપડા જોવા ઇચ્છતો હતો અને ચોપડા મંગળદાસની પાસે રહેતા હતા. તેણે મંજુલાલને કહ્યું: “ જા, જરા મંગળદાસને બોલાવી લાવ.”

ગોવિંદે કહ્યું: “ મંગળદાસને બે દિવસથી તાવ આવે છે, એટલે તે આવતા નથી. કામ શું છે ?”

" જરા ચોપડા જોવા છે."

" ચોપડા હું કાઢી આપું." કહી ગોવિંદે પેટી ઉઘાડી.

"રહેવા દો, પછી વાત. મંગળદાસને આવવા દો." ગિરીશે કહ્યું.

ગોવિંદને ખબર નહોતી કે ગિરીશ જે ચોપડા જોવા ઇચ્છતો હતો તે ગોવિંદ રાખેલા પેઢીના હિસાબના નહિ, પણ કેવળ જુદા જ હિસાબના ચોપડા તેને જોવા હતા કે જે મંગળદાસ બીજાની જાણ બહાર છૂપી રીતે લખતો હતો.

થોડી વારમાં મંજુલાલે આવી કહ્યું કે " મંગળદાસ ઘેર નથી."

" ઘેર નથી ? માંદા છે ને ઘેર નથી ?"

" કદાચ દવાખાને ગયા હશે." ગોવિંદે કહ્યું.

ગિરીશે મંજુલાલને પૂછ્યું : " તેં ઘેર પુછ્યું નહિ કે ક્યાં ગયા છે ?"

" મેં પૂછેલું અને ગોદાવરીએ કહ્યું કે બહારગામ ગયા છે... પણ મારા સાંભળવામાં ભૂલ થઈ હશે, બહાર ગયા છે એમ કહ્યું હશે." મંજુલાલે જવાબ આપ્યો.

ગિરીશ ચિડાયો: " બેવકૂફ જેવો છે. બહાર ગયા છે કે બહારગામ ગયા છે એવો ચોખ્ખો જવાબ પણ ન લાવ્યો."

ગિરીશ તુરત ઊઠ્યો અને સાઈકલ પર સવાર થઈને દોડ્યો. મંગળદાસને ત્યાં જઈને પૂછતાં તેની સ્ત્રીએ જવાબ આપ્યો: " એ તો બે દિવસથી બહારગામ ગયા છે."

" કાંઈ એકાએક જવાનું થયું કે શું ? ક્યારે આવવાના છે ?"

" મહિનોક થશે એમ કહેતા હતા." ગોદાવરીએ જવાબ આપ્યો.

ગિરીશ તત્ક્ષણ સમજી ગયો કે મંગળદાસે જરૂર ગોટાળો વાળ્યો ! ત્યાં કશુંય બોલ્યા વિના તે તુરત પેઢી પર પાછો ફર્યો અને ગોવિંદના ચોપડા માંગ્યા. ગોવિંદનો હિસાબ ચોખ્ખો હતો. ગિરીશે

જોઈ લીધું કે છેલ્લા એક માસનો બધો વહીવટ તેની જાણની બહાર જ રહ્યો હતો.

જે જે વેપારીઓને માલ આપવામાં આવ્યો હતો તે બધા વેપારીઓનાં નામ તેણે એક કાગળ પર ઉતારી લીધાં અને કલાકેક-માં તે બધાને તે મળી ચૂક્યો અને પાછો પેઢી પર આવ્યો.

બેંકની ચોપડી તપાસીને તેણે અડસટ્ટો કાઢ્યો કે મંગળદાસ કાંઇ નહિ તો પાંત્રીસથી ચાલીસ હજાર રૂપિયા ઉપાડીને નાસી ગયો હતો, જેમાં ઉપલક નફાના વીસેક હજાર હતા અને બાકીના મૂળ મૂડીના હતા ! તે ગૂંચવાઈ ગયો.

તે માનતો નહોતો કે મંગળદાસ બહારગામ ગયો હોય. તે જરૂર શહેરમાં જ કોઈ મિત્ર કે સગાને ત્યાં છુપાઇ રહ્યો હોવો જોઇએ એમ તેને લાગ્યું. હવે તેનો પતો મેળવવો જોઇએ અને તેની પાસેથી સીલીક ઓકાવવી જોઇએ. પણ તે કરવું કેવી રીતે ?

જ્યારથી પિતાએ તેને પાંચ હજારમાં ન્હવડાવ્યો હતો, ત્યારથી ગિરીશે ગુસ્સે થઇને પિતાની સાથે બોલચાલનો વહેવાર પણ બંધ કર્યો હતો. પણ આ વખતે તેને પિતાની સલાહની જરૂર પડી. બીજા કોઇને આ વાત કહેવાય તેવી જ નહોતી ને !

કેવળચંદ કાપડિયાએ ગિરીશની બધી વાત સાંભળી લઇને કહ્યું : " એ તો મને ખબર જ હતી કે તું કોઇ વાર ગોળને પાણીએ ન્હાવાનો છે. મંજુલ મને કહેતો હતો તે ઉપરથી હું સમજી ગયો હતો કે મંગળદાસ સારો માણસ નથી, પણ તું તો થઇ ગયો હવે મોટો માણસ અને લક્ષાધિપતિ, બંગલો રાખીને મોટરમાં ફરતો થયો એટલે બાપની સલાહ લેવાય શાનો આવે ? અને મને શી ગરજ પડી છે કે હું તને સામો ઊઠીને કહેવા આવું ? "

આવે વખતે સલાહ આપવાની વાત તો દૂર રહી અને ઊલટો પોતાને પિતા ઠપકો આપે છે એવું જોઇને ગિરીશ ચિડાયો ખરો, પણ તે પિતાના શબ્દોને મૂગે મોઢે સાંભળી રહ્યો. તેણે પૂછ્યું:

"મંગળદાસ નાસી ગયો હશે એમ તમે માનો છો ?"

"નાસી શાનો જાય ? શહેરમાં જ ક્યાંક ભરાઇ બેઠો હશે. તપાસ કર, તેની માસી જમાલપુરમાં રહે છે, તેની ફોઇ શાહપુરમાં રહે છે. એના ભાઇબંધોને તો હું નથી ઓળખતો, પણ મંજુલને ખબર હશે."

"કદાચ એનો પતો મળે તો શું કરવું ?"

"આમાં થાય શું ? ફરિયાદ–બરિયાદ ન નોંધાવતો, નહિતો ઊલટો મુશ્કેલીમાં આવી પડીશ."

"તે તો હું સમજું છું, અને મંગળદાસ એ સમજતો હશે, તેથી જ કદાચ તેણે આવી હિંમત કરી હશે."

"કેમ હિંમત ન કરે ? તમારા વહીવટનાં ઠેકાણાં ન હોય, મહિના સુધી હિસાબ જોયો ન હોય, નાણાં ક્યાં છે તેની ખબર ન રાખી હોય તો ગમે તેવો ભલો ગુમાસ્તોય ચોરવાનું મન કરે; પછી મંગળદાસ જેવો લુચ્ચો ભાગીદાર એવું કરે તેમાં નવાઇ શી? પણ જો મંગળદાસનો પતો લાગે તો તું એક કામ કરજે. તેને ફોસલાવીને મારી પાસે લાવજે, પછી હું તેને માપી લઇશ."

ગિરીશ પિતા પાસેથી ઊઠીને પેઢી પર આવ્યો. તેણે મંજુલાલ દ્વારા રેશનિંગ ઓફીસમાં ટેલિફોન કરીને જણાવી દીધું કે આજે પોતાની તબિયત નરમ હોવાથી ઓફીસમાં નોકરી પર હાજર રહી શકશે નહિ. પછી તે મંજુલાલને સાથે લઇને મંગળદાસની શોધમાં નીકળી પડ્યો.

મંજુલાલ મંગળદાસને ત્યાં જઇને તેની સ્ત્રી પાસેથી મંગળ-દાસની ફોઇ અને માસીનાં ઘરનાં નામ–ઠામ લઇ આવ્યો અને શાહપુર તથા જમાલપુરમાં તે ઠેકાણે જઇ બેઉએ તપાસ કરી, પણ મંગળદાસ એમાંથી એકકે ઠેકાણે નહોતો.

ગિરીશે ભાઇને પૂછ્યું : "તું તેના કોઇ ભાઇબંધોને ઓળખે છે ?"

"તેનો એક ભાઈબંધ ગાંડાલાલ કરીને છે તે દરિયાપુરમાં રહે છે; ત્યાં કદાચ તે હોય ખરો."

"બેઉ ભાઈઓ ગાંડાલાલને ત્યાં ગયા. ગિરીશ જરા દૂર ઊભો રહ્યો. મંજુલાલનો સ્વર સાંભળી ગાંડાલાલ ઓટલે આવી હસીને બોલ્યો : "કેમ મંજુલ!"

"મંગળદાસ અહીં આવ્યા છે?"

"ના ભાઈ! કેમ, ઘેર નથી?"

"બે દિવસથી ઘેર નથી એટલે તો તમને પૂછવા આવ્યો."

"એમ કે? ત્યારે તો તે મીરજાપુરમાં પેલે ઠેકાણે હશે." મંજુલાલની સાથે બીજું કોઈ છે એમ ગાંડાલાલના ધ્યાનમાં આવતાં જ ગાંડાલાલ આગળ બોલતો અટકી ગયો.

મંજુલાલ પણ "ઠીક" કહી એકદમ પાછો વળી ગયો, અને જરા દૂર ઊભેલા ગિરીશને મળ્યો. તેણે ગિરીશને કહ્યું કે "અહીં પણ મંગળદાસ નથી."

"તો પછી તેનો બીજો કોઈ મિત્ર હોવો જોઈએ અને ગાંડાલાલ તે જાણતો હોવો જોઈએ."

"ગાંડાલાલને તો તેની ખબર નથી."

"તો પછી તેણે મીરજાપુરનું નામ આપ્યું તે શું?"

મંજુલાલે જાણ્યું કે ગાંડાલાલની વાત દૂર રહ્યે રહ્યે પણ ભાઈએ સાંભળી છે, એટલે તુરત તે બોલ્યો: "મીરજાપુરમાં એક કલબ છે, ત્યાં તે કોઈ કોઈ વાર જતો."

"કલબ? ઠીક, ચાલો હવે તે કલબમાં." ગિરીશનાં આશ્ચર્ય અને નિરાશા વધતાં જતાં હતાં.

મીરજાપુર રોડ પર આવેલી એક સાંકડી ગલીમાં દાખલ થઈ કેટલાક વાંક વળીને ખૂબ ઊંડાણમાં મંજુલાલ ગિરીશને તેડી ગયો. બે મજલાવાળા એક મકાનનું બારણું ખખડાવીને તેણે અવાજ કર્યો કે તુરત મંગળદાસ જ બારણે ડોકાયો અને ગિરીશે તેને જોયો.

ગિરીશ અને મંજુલાલને જોતાં જ મંગળદાસ પામી ગયો. તેની છાતીમાં મૂંઝવણ ઊપડી હતી એમ ગિરીશે તેના વદન પરથી જાણી લીધું, પરન્તુ મંગળદાસ એ મૂંઝવણને દાબતો-કૃત્રિમ ઉત્સાહ દાખવતો બોલ્યો : " અહો, ગિરીશભાઇ કે ? રહેજો, બારણું ઉઘાડું છું હોં ! "

મંગળદાસ બારીએથી પાછો ખસી ગયો. એક મિનિટ ગઇ, બે મિનિટ ગઇ, પાંચ મિનિટ ગઇ, દસ મિનિટ ગઇ, બારણું ઊઘડયું જ નહિ ! ગિરીશે અને મંજુલાલે બારણું ખખડાવીને અને બૂમો મારીને ખૂબ અવાજ કર્યો, ત્યારે એક ચીંથરેહાલ જેવો દેખાતો મુસ્લીમ યુવાન નીચે ઊતરી આવ્યો અને બારણું ઉઘાડીને બોલી ઊઠ્યો: " કોનું કામ છે ? "

" મંગળદાસનું. "

" મંગળદાસ કોણ ? અહીં કોઇ મંગળદાસ–બંગળદાસ નથી." એમ કહેતાં તેણે બારણું બંધ કર્યું.

બદમાશ છટકી ગયો ! મકાનને એકાદ પાછલું બારણું હોવું જોઇએ અને આ જુગારીઓનો જ અડ્ડો હોવો જોઇએ તથા પોતાનો ભાઇ તેથી માહિતગાર હોવો જોઈએ, એમ સમજતાં ગિરીશને વાર લાગી નહિ.

તેણે કરડી આંખે મંજુલાલ ભણી જોઇને પૂછયું: " તે કયાં ગયો હશે ? કાંઇ અનુમાન કરી શકીશ ? "

મંજુલાલ હવે અંતરમાં તો ધ્રૂજવા લાગી ગયો હતો એમ ગિરીશે જોયું; પણ તેને અત્યારે વધુ ગભરાવવો એ ગિરીશને વાજબી લાગ્યું નહિ. હરેક ક્ષણે તેની નાસીપાસી અને ગુસ્સો બેઉ વધતાં જતાં હતાં, પણ અત્યારે મન પર કાબૂ રાખીને વર્તવાનો સમય હતો.

મંજુલાલ જરા વિચારીને બોલ્યો: " ચાલો પાછા ગાંડા-લાલને ત્યાં. "

અત્યારસુધી બેઉ ભાઇઓ બસમાં કે પગપાળા ભટકયા હતા અને હવે થાકી ગયા હતા. એક ભાડાની ગાડી પકડીને તેમાં બેસી તેઓ પાછા દરિયાપુરમાં આવ્યા. ગાંડાલાલના મકાન તરફ તેઓ જતા હતા, તે જ વખતે તેમણે જોયું કે મંગળદાસ ખડકી ઊઘડાવીને અંદર દાખલ થઇ રહ્યો છે! ગિરીશે તુરત હાક મારી: "અરે મંગળદાસ!"

મંગળદાસે પાછું વાળીને જોયું અને તેના વદન પર જાણે પ્રેતકળા પ્રસરી ગઇ. તે ઊભો રહ્યો અને બોલ્યો: "આવો ગિરીશભાઇ!"

મંગળદાસ, ગિરીશ અને મંજુલાલ ત્રણે સાથે ખડકીમાં દાખલ થયા. ગાંડાલાલ પણ સામે જ ઊભો હતો. તે કશું જાણતો નહોતો એ ખરું, પરંતુ કોઇએ કહ્યા વિના આખુંય પ્રકરણ હવે જાણે તેની જાણમાં આવી ગયું હોય તેમ તેના ઓઠ પર ફરકતી આછી સ્મિતરેખા પરથી ગિરીશે જાણી લીધું.

"આવો, ઉપર આવો." કહી મંગળદાસ ગિરીશ અને મંજુલાલને ખડકીના મેડા પર તેડી ગયો. જાણે કે પોતાના અંતરંગ મિત્રનું જ આ મકાન હોય, તેમાં હરવા–ફરવા કે બેસવાની પોતાને કુલ સ્વતંત્રતા હોય, એવી રીતનું તેનું વર્તન પણ ગિરીશના ધ્યાનમાં આવી ગયું.

મેડા પર ત્રણ–ચાર જૂની ખુરશીઓ હતી, એક બાજુએ ગંદાં ગાદી–તકીઓ હતાં અને સામે ઢળતું મેજ હતું. મેજ પર શાહીનો ખડીઓ અને પેન–હોલ્ડર હતાં. ગિરીશને તે જોતાં લાગ્યું કે ગાંડાલાલ કોઇ વકીલનો ગુમાસ્તો હોવો જોઇએ.

મંગળદાસે ગિરીશ અને મંજુલાલને સામે ખુરશીઓ પર બેસવા કહ્યું અને પછી "બેસો, હું જરા ચાહ મંગાવું છું હોં" કહી તે પાછો દાદર ભણી જવા લાગ્યો કે તુરત ગિરીશે તેનો હાથ પકડીને તેને પાછો વાળી ગાદી પર બેસાડતાં કહ્યું: "હવે જવા

દો ને એ બધો વિવેક; અમારે ચાહ નથી પીવી, તમારી સાથે થોડી વાત જ કરવી છે."

મંગળદાસ કૃત્રિમ રીતે હસીને કટાક્ષમાં બોલ્યોઃ "પણ ચાહ પીધા વિના વાત કરવામાં મઝા નહિ આવે."

"મીરજાપુરથી અહીંસુધી દોડી આવવાની મઝા જ હવે બસ છે, વળી પાછા શાહપુર કે જમાલપુર ક્યાં ભટકવા આવીએ?"

મંગળદાસ એ સાંભળીને હસ્યો અને તેણે મ્હોંમાં બીડી મૂકીને દિવાસળી સળગાવી.



## [૨૫] . . ગિરીશના માથાનો મંગળદાસ !

"કહો, શું ફરમાન છે ?" મંગળદાસે ધુમાડાનો પહેલો ગોટ મ્હોંમાંથી કાઢીને પ્રશ્ન કર્યો.

"ફરમાન તો કશું નથી." ગિરીશે ઠાવકાઇથી કહ્યું : "પણ વિનંતિ છે કે તમો પેઢી પર આવો અને બધો હિસાબ સમજાવો તો સારું."

"હિસાબ તો બધો ગોવિંદભાઇ પાસે છે, અને હું જરા કામ-માંથી નવરો પડીશ, એટલે પેઢી પર તો આવવાનો જ છું ને." મંગળદાસે પણ ઠાવકાઇથી જવાબ આપ્યો.

"જુઓ, મંગળદાસ ! મેં શું પૂછ્યું અને તમે શો જવાબ આપો છો તે આપણે બેઉ મનમાં તો સમજી ગયા છીએ. સીધી રીતે તમે કાંઇ જવાબ આપો એમ હું ઇચ્છું છું."

"મારો એ સીધો જ જવાબ છે. એમાં વળી વાંકું શું જોયું ?"

ગિરીશે જાણી લીધું કે મંગળદાસ એકદમ મુદ્દાની વાત પર આવે તેમ નથી. તેણે પૂછ્યું : "પણ ભલા માણસ ! તમે બે દિવસથી આવતા નથી, તમે કહાવો છો કે તમને તાવ છે પણ

તમે ઘેર હોતા નથી, તમે એક સ્થળે છુપાઇ બેસો છો અને હું મળવા આવું છું ત્યારે વગરમળ્યે બીજે સ્થળે ચાલ્યા આવો છો, એ બધું શું છે તે તો જરા સમજાવો."

"તે તમે નથી સમજ્યા ગિરીશભાઇ?"

"હું એટલું સમજી શકયો છું કે તમે પેઢીના કાંઇ પૈસા ખરાબ કર્યાં છે અને તેથી તમે મ્હોં બતાવતાં શરમાઓ છો."

"એ તમે બરાબર જ સમજ્યા છો."

"તો તમારે મને જાણ કરવી'તી, હું તમને નાણાંની મુશ્કેલી ન પડવા દેત, અથવાતો તમને કાંઇ યોગ્ય માર્ગ કાઢી આપત." ગિરીશે ઠંડે પેટે કામ લેવાનો માર્ગ આરંભ્યો: "કહો, તમે કેટલી મૂંઝવણમાં છો?"

"મૂંઝવણનો તો પાર નથી."

"એમ નહિ, આપણે હિસાબ કરીએ અને તમને જે નફાનો ભાગ મળતો હોય તે નક્કી કરીને તેટલાથી ન પહોંચી શકાય તેમ હોય, તો હું તમને કાંઇ વધારે રકમ આપું."

"ચાર આની ભાગમાં તો મને કેટલુંક મળે? અને એટલી લગભગ રકમ તો મેં ખાતે લખીને જ ઉપાડી છે."

"એ ઠીક છે, પણ નફામાં શું મળે તે કાંઇ હિસાબ નક્કી કર્યા વિના સમજ પડે?"

"વગરહિસાબે જ હિસાબ છે. અત્યારે ચાલીસેક હજાર વિના મારી મૂંઝવણ ટળે તેમ નથી!"

"હેં હેં!" ગિરીશ ભડકી ગયો: "એવડી મોટી રકમ તમે ક્યાં ગુમાવી?"

"પૂછોને તમારા ભાઇને! બેઉ સાથે જ ખેલતા'તા ને!"

"જુગાર?" ગિરીશે મંજુલાલ સામે જોયું.

મંજુલાલ બોલ્યો: "મેં તો હજારેક રૂપિયા જ મંગળદાસ પાસેથી લીધા હશે, બાકી તો તેણે જ ઉડાવ્યા છે."

"એટલે શું ચાલીસે હજારનું તમે પાણી કર્યું છે?" ગિરીશે પૂછ્યું.

"ખોટી વાત!" મંજુલાલ બોલ્યો: "એણે રોકડ છુપાવી હોવી જોઇએ. અમે મોટા દાવે કોઇ દિવસ રમ્યા જ નથી."

મંગળદાસ લાલ આંખે મંજુલાલને જોતો બોલ્યો: "પેલા નજમુદ્દીનને પચીસ સો રૂપિયાનું ખાતું પાડી આપેલું તે પૈસા મેં ભર્યાં, પાંચ વાર પાંચસો–પાંચસો તો તેં મારી પાસેથી રોકડા લીધા, હજી હજારેકનો હું જામીન થયો છું..."

"પણ એ હજાર તો મેં તને રોકડા આપી દીધા છે ને?"

"પણ એ બધું ગણતાંય દસેક હજારનું પાણી તો તેં જ કર્યું છે, એ કેમ બોલતો નથી?" મંગળદાસે તુમાખીથી પૂછ્યું.

ગિરીશ એ બેઉની હોંસાતોંસી સાંભળીને સડક જ થઇ ગયો. જો અહીં એકાંત હોત તો તેણે મંજુલાલને જરૂર ઢીબી નાંખ્યો હોત, એટલો ગુસ્સો તેને ચડ્યો હતો. પરન્તુ અત્યારે તો બળતામાંથી જે કાંઇ બહાર નીકળી શકે તે કાઢી લેવા ઉપર જ તેનું ધ્યાન હતું. એટલે મિજાજને કાબૂમાં રાખીને તેણે કહ્યું: "મંગળદાસ! મંજુલ પણ આ લતે ચડ્યો છે તે હું અત્યારે જ જાણું છું. પણ હવે તમે બેઉ હોંસાતોંસી મૂકી દો, અને તમે કેટલાં નાણાં ખરેખર ગુમાવ્યાં છે, કેટલાં સલામત રહ્યાં છે, તે બધું કહો એટલે તેનો તોડ કાઢીએ."

"તોડ બીજો કશો કાઢવાનો રહેતો નથી. મેં કહ્યું કે ચાલીસ હજાર વિના મારું પતે તેમ નથી, એટલા હું ઉપાડી ચૂક્યો છું, એમાંથી મંજુલાલના દસ હજાર બાદ કરતાં ત્રીસ હજારનો હું તમારો દેણદાર છું એ વાત મને કબૂલ છે."

"ઠીક, ત્રીસ હજારમાંથી અત્યારે તમે કેટલા પાછા ભરો છો?"

"એક પાઇએ નહિ!" મંગળદાસે રોકડો જવાબ આપ્યો.

"જુઓ મંગળદાસ !" ગિરીશે સામોપાય અજમાવવા માંડ્યોઃ "ત્રીસ હજાર હું તમારે ખાતે લખવા તૈયાર છું, અને તમને ફોજદારી ગુન્હામાંથી બચાવી લેવા ઉત્સુક છું. આપણે હિસાબ કરીએ અને તમારા ભાગમાં જે નફો આવે તે એ ત્રીસ હજાર પેટે હું જમા કરીશ, પણ તે ઉપરાંત તમારી પાસે જે કાંઈ રોકડ હોય તે તમારે આપવી જોઈએ. એ તમારા લાભની વાત છે. પેઢીમાં તમારો ભાગ તેથી ચાલુ રહેશે, તમારું જે કાંઈ દેવું રહેશે તે નફામાંથી ભરાતું જશે, અને એ રીતે તમે ધંધાસર રહી શકશો. હા, ભાઈ, પણ તમારે હવે જુગારની લત છોડી દેવી પડશે."

"એ બધું તમે ઠીક કહો છો, પણ મારી પાસે રોકડી પાઈએ તમને આપવા માટે નથી."

"એવી દાંડાઈ કરો તે તમારા લાભની વાત નથી, મંગળદાસ !" ગિરીશે ગંભીર બનીને કહ્યું.

"એમાં દાંડાઈ નથી. મારી પાસે નથી અને તેથી હું ના કહું છું."

"એ મનાય તેવી વાત નથી. આ રીતે તમે તમારું ભવિષ્ય બગાડો છો. જાણો છો. ને કે ભાગીદાર થઈને તમે આ રકમ પેઢીમાંથી ઉચાપત કરી લેખાય અને તે ભયંકર ફોજદારી ગુન્હો થયો ?"

મંગળદાસ હસ્યો અને બોલ્યો : "ગુન્હા-બુન્હાની વાત જવા દો, ગિરીશભાઈ !"

"કેમ ? શું આટલાં નાણાં તમારા ખાનગી ઉપયોગ માટે ઉપાડવાનો તમને હક્ક હતો ?"

"એની અહીં ખબર ન પડે, ડિસ્ટ્રીકટ મેજીસ્ટ્રેટની સમક્ષ મારી પાસેના ચોપડા રજુ થાય ત્યારે ખબર પડે !"

ગિરીશ એકદમ ભાનમાં આવી ગયો. મંગળદાસના હાથમાં જે ચાવી હતી તે પોતાના હાથમાં નથી, એટલું જ નહિ પણ જાણે

પોતાનું માથું મંગળદાસના ખોળામાં હોય એવી પોતાની પરિસ્થિતિનો તેને ખયાલ આવ્યો. તે પોલીસમાં ફરિયાદ નોંધાવવા તો ઇચ્છતો નહોતો, પરન્તુ મંગળદાસને દમ ભરાવવાથી કાંઇક વળી શકશે એવી તેની ગણતરી હતી; હવે તેને સમજાયું કે મંગળદાસે જાણે સામેથી પોતાને અડાવવાની ગતમાં રમવા માંડયું હતું.

ગેરકાયદેસર કામ કર્યા વિના મનધાર્યો વેપાર કરી શકાય તેમ નહોતું, કાળું બજાર ચલાવ્યા વિના મનધાર્યો નફો તારવી શકાય તેમ નહોતું, ઇનકમટેક્સની ચોરી કર્યા વિના મનધાર્યાં નાણાં જમા કરી શકાય તેમ નહોતું : એવું બધું ગિરીશે મંગળદાસ દ્વારા ખૂબ કર્યું હતું અને મજા પ્રમાણે નાણાં જમાવ્યાં હતાં, પરન્તુ એ ચોરીમાં પડેલા મોરે એકી સામટો ૪૦ હજારનો ધક્કો તેને માર્યો હતો, તે ગિરીશને માટે ઘણો મોટો હતો. પણ મંગળદાસની દાંડાઇથી એ ધક્કો વેઠી લીધે જ છૂટકો હતો એમ તેણે તુરત જોઇ લીધું. મંગળદાસને વધુ સતાવવા જતાં પોતે ગંભીર મુશ્કેલીમાં આવી પડશે એ તેણે સમજી લીધું અને પછી હસીને કહ્યું: "ત્યારે હવે, મંગળદાસ! તમારા બોલવા પરથી લાગે છે કે તમારે પેઢીમાંથી છૂટા થઇ જવું છે અને ભવિષ્યનો વેપારનો લાભ ગુમાવવો છે. એવા વિચાર વિનાં તમે આવું છેલ્લા પગલાનું વેણ કાઢો નહિ."

"હું તો એવું વેણ કાઢું નહિ, પણ તમે કઢાવ્યું ત્યારે જ કાઢયું."

"ઠીક, ચાલો, તમે ઉપાડેલા રૂપિયા તમને માફ; પણ હવે મારી સાથે આવીને તમે ચોપડા સોંપી દો, એટલે તમે ને હું છૂટા." ગિરીશે જરાય ઉકળાટ બતાવ્યા વિના કહ્યું.

"પણ હજી મંજુલાલના દસ હજાર તમારે મને આપવાના બાકી છે."

"હજી બાકી છે? ચાલીસ હજાર તમે ઉચાપત કર્યા છે..."

"મેં તો મારા માટે ચાલીસ હજાર કહ્યા છે, મંજુલે ઉડાવ્યાં તે નાણાં તમારે મને આપવાનાં, તે વિના તમને ચોપડા નહિ મળે !"

મંગળદાસ તક જોઇને ગિરીશને ભીડાવ્યે જતો હતો, અને ગિરીશ તેની સામે જાણે લાચાર બની જતો હતો. તેણે કહ્યું: "ઠીક, ચાલો ! તમે ચોપડા તો સોંપી દો, એટલે તમારા કહ્યા મુજબ તમને દસ હજાર મળી જશે."

"ચોપડા નથી અહીં કે નથી મારે ઘેર. પહેલાં મારા હાથમાં દસ હજાર આવે, તે પછી જ તમને ચોપડા મળે."

શામ, દામ અને દંડ એ ત્રણે ઉપાયો નિષ્ફળ ગયા પછી ભેદનો આશરો લઇ મંગળદાસને મહાત કરવાનો દાવ ગિરીશે મનમાં વિચારી રાખ્યો હતો; પરન્તુ મંગળદાસની પક્કાઇને ગિરીશ પહોંચી વળે તેમ નહોતું. ચાળીસ હજાર સાથે દસ હજાર વધુ જતા કરીને પણ આ બલાના હાથમાંથી છૂટયા વિના ગિરીશનો આરો નહોતો.

"ઠીક ભાઇ ઠીક, પહેલાં દસ હજાર તમને આપીશું, પણ તમારી પાસે અહીં ચોપડા નથી, તેમ અહીં મારી પાસે નાણાં પણ નથી. તમે સાથે આવો, તો જ આપણી વચ્ચેની પતાવટ થઇ શકે ને ?"

"ના, હું તમારી સાથે તો નહિ આવું. હું અહીં જ બેઠો છું, તમે રૂપિયા લઇ આવો, એટલે હું તમને ચોપડા સોંપવા અહીંથી બહાર નીકળીશ, તે પહેલાં નહિ."

ગિરીશને બહુએ ગુસ્સો ચડતો હતો, પણ તે લાચાર હતો. મંગળદાસે કહ્યું તેમ કર્યો વિના તેનો છૂટકો નહોતો. તેને બહુએ વસમું લાગ્યું, પણ શું કરે ?

મંગળદાસ સામે એક અક્ષર પણ વધુ બોલ્યા વિના તે ઊઠ્યો અને મંજુલાલ પણ ઊઠ્યો. તે સીધો બેંકમાં ગયો, સેફ-ડિપોઝિટમાંથી દસ હજારની નોટો લઇને તુરત પાછો તે મંગળદાસ પાસે આવ્યો અને બોલ્યો : "રૂપિયા હું લઇ આવ્યો છું."

"મને બતાવશો?"

"હજુય વિશ્વાસ નથી આવતો?" એમ કહેતાં ગિરીશે ગજવામાંથી નોટોનો થોકડો કાઢી બતાવ્યો.

તુરત મંગળદાસે પોતાની સામેના મેજનું ઢાંકણું ઉઘાડીને કહ્યું: "લો આ તમારા ચોપડા, અને લાવો એ નોટો!"

ગિરીશ ચમક્યો ખરો, પણ કશું બોલ્યા વિના જ તેણે નોટો મંગળદાસના હાથમાં મૂકી અને મેજમાંથી ચોપડા કાઢીને જોયા.

એ માત્ર એ જ ચોપડા હતા અને છેલ્લી ઘડી સુધીનો બધો વહીવટ મંગળદાસે લખી રાખેલો જ હતો. એકતાલીસ હજાર રૂપિયાની સીલીક જોઇએ તે બધી મંગળદાસના હાથમાં ગઇ હતી, એ તેણે જોયું.

"મંગળદાસ! હવે મારે વેપાર જ કરવો નથી; છતાં થોડી લેણદેણ ચૂકવવી પડશે. આપણી વચ્ચે બધી ચોખવટ થઇ ગઇ છે, તો તમે ભાગીદારીમાંથી છૂટા થયા તે બાબતની એક ચિઠ્ઠી લખી આપો, એટલે બધું પતી જાય."

"એ માટે હજારેક રૂપિયા બીજા ન આપો?"

"હજી શરમ નથી આવતી આવી માંગણી કરતાં?" ગિરીશે ગુસ્સે થતાં કહ્યું.

"તો કાંઇ નહિ, મારે પૈસા જોઈતા નથી અને ચિઠ્ઠી લખી આપવી નથી."

ગિરીશ એકદમ ચોપડા લઇને ઊઠી ચાલતો થયો. તેણે તુરત તે દિવસના છાપામાં નોટીસ છપાવી નાંખી કે "મંજુલાલ મંગળદાસની પેઢીમાંથી મંગળદાસને છૂટો કરવામાં આવ્યો છે તો એ અંગે કોઇએ મંગળદાસ સાથે લેણ-દેણ કરવી નહિ."

એ નોટિસ વાંચીને આ આખા પ્રકરણથી તરત અણમાહિત ગોવિંદ ચમકી ગયો.



## [ ૨૬ ] . . . . . વિષચક્રનો વિસ્તાર

ગિરીશ તો પેઢી પર બિલકુલ પાછો આવ્યો જ નહિ, પણ સાંજે મંજુલાલ આવ્યો, તેને ગોવિંદે પૂછ્યુંઃ "આ બધું શું છે મંજુલાલ? મંગળદાસને એકદમ પેઢીમાંથી છૂટો કર્યો, ગિરીશભાઈ ગયા તે પાછા આવ્યા નહિ, દસ ગાંસડી માલ આવીને પડ્યો છે, તેની વ્યવસ્થા શી કરવાની છે તેની મને ખબર નથી."

મંજુલાલ માત્ર ગુસ્સાથી બોલ્યોઃ "મંગળદાસની મ્હોંકાણ થઈ છે; ભાઈ એ બધું તમને કહેશે."

"મંગળદાસની મ્હોંકાણ!" ગોવિંદ મનમાં જ બોલીને ચૂપ રહ્યો. તેણે કાંઈક ગોટાળો કર્યો હશે એવું સાદું અનુમાન માત્ર ગોવિંદ કરી શક્યો.

મોડી સાંજે પેઢી બંધ કરીને તે ઘેર જવા નીકળ્યો ત્યારે મંગળદાસને પેઢીમાંથી ઘેર છૂટો કર્યો હોવાની ખબર આખા બજારમાં પ્રસરી ગઈ હતી અને ગોવિંદ જે મંજુલાલ પાસેથી નહોતો જાણી શક્યો તે તેણે બજારમાંથી જાણ્યું કે મંગળદાસ અધલાખ રૂપિયા ઉચાપત કરીને નાસી ગયો છે!

"અધલાખ રૂપિયા!" ગોવિંદ હીબકી ગયોઃ "પણ એટલી રકમ પેઢીમાં સીલીકે જ ક્યાં હતી કે મંગળદાસ ઉચાપત કરી જાય!"

ગોવિંદ મનમાં એ જ વિચારને ચકડોળે ચડ્યો હતો, એટલામાં પાછળથી તેનું બાવડું પકડીને કોઈએ હચમચાવ્યું. ગોવિંદે પાછું વાળીને જોયું તો કેવળચંદ કાપડિયા. ગોવિંદે પૂછ્યુંઃ "કેમ શેઠ?"

"ગિરીશ ક્યાં છે? તેણે આ શી મ્હોંકાણ વાળી?"

"બપોરે ગયા છે તે પાછા આવ્યા જ નથી. શી ખબર છે?"

"ખબર મારી પાસે ક્યાંથી હોય? પણ મંગળદાસને પેઢીમાંથી એકદમ છૂટો કર્યો, બજારમાં અફવા છે કે તેને ચાલીસ હજાર આપ્યા......"

"મને કશી ખબર નથી, મંજુલાલ જાણતા હશે."

"તે કહે છે કે મને કાંઇ ખબર નથી. હવે હું પૂછું કોને? તમારા ભાઇબંધને પૈસા જીરવતાં આવડતું નથી, ગોવિંદદાસ! મેં તેને કહ્યું હતું કે તું એ મંગળિયાને મારી પાસે લાવજે, પણ તેણે પરભાર્યું ફૂટી માર્યું અને મોટી નુકસાની ઉઠાવી."

"એ વાત કદાચ સાચી નહિ હોય, પેઢીની સીલીકમાં એવડી મોટી રકમ નથી, બેંકમાંય નથી."

"એ તમે ન જાણો. હવે તમે ઘેર જાઓ છો ને? તો ગિરીશને કહેજો કે મને જરૂર મળે." એમ કહેતાં કેવળચંદ કાપડિયા એકદમ ચાલતા થઇ ગયા, અને ગિરીશ તેમની ઉતાવળી ચાલ તથા ખેસના ફરફરતા છેડાનું દૃશ્ય પછવાડેથી જોઇ રહ્યો.

હવે ગોવિંદને સમજાયું કે પેઢીના વેપારમાં કાંઇક ભેદ ચાલે છે. પેઢીનો વેપાર પોતાના ચોપડામાં જેવો લખાતો હતો તેવો ખરેખર નહિ હોય; સીલીક પોતાના ચોપડા મુજબની નહિ, પણ કોઇ બીજા ચોપડામાં લખાતી હોવી જોઇએ; ગિરીશનું ખર્ચાળપણું પેઢીના નફા ઉપર નહિ પણ કોઇ બીજા પ્રકારની ખાનગી નફાખોરી કિંવા રેશનિંગ ખાતામાંથી લેવાતી 'પાનસોપારી' સિવાય બીજી કઇ હોય?

શું આવો છે એ ગિરીશ? રાષ્ટ્રીય મહાસભાનો સેવક અને દેશને માટે જેલમાં જનાર પોતાનો મિત્ર શું આટલો પતિત થઇ ગયો? ગરીબ રમેશને બસો રૂપિયા ઉછીના આપતાં તેનો હાથ અચકાયો અને મંગળદાસે એકી સાથે અધલાખ તેની પાસેથી પડાવી લીધા! કાળી કમાણીનાં નાણાંનું બીજું શું થાય?

એ વિચારસરણીને વાગોળતો ગોવિંદ આગળ ચાલ્યો. રમેશ અને મંગળદાસની તુલના તેનાથી ભુલાતી નહોતી. રમેશથી પોતાના પગાર વડે પોતાનું પેટ ભરી શકાતું નહોતું, તેથી તેને કરજ કરવું પડતું હતું અને મંગળદાસ અધલાખ રૂપિયા ઉઠાવી જઇને ધનમાં

આળોટી શકતો હતો ! માણસને પોતાના પરિશ્રમ પૂરતા જ પૈસા મળવા જોઇએ, તેને પોતાનું અને પોતાના કુટુંબનું પોષણ કરવા જેટલું જ ધન મેળવવાનો અધિકાર હોવો જોઈએ, ગુલામોથી ભરેલા દેશમાં કોઇને વિલાસો કે વ્યસનો પાછળ ધન વેડફવાનો હક્ક જ ન હોવો જોઈએ; તેને બદલે ગોવિંદને સાલતું હતું કે રમેશ શ્રમ ઉઠાવતો હતો તેના બદલામાં તે કુટુંબને પોષી શકતો નહોતો, મંગળદાસ નફાખોરીમાંથી ધન ઊસડતો હતો અને પેઢીના માલેકને લૂંટી લેતો હતો, છતાં તેને કોઇ પૂછનાર નહોતું; અને પોતાનો મિત્ર ગિરીશ નોકરીમાંથી જે પગાર મેળવતો હતો તે હાથખર્ચીમાં ઉડાવી દેવા છતાં તે બંગલામાં મહાલી શકતો હતો અને મોટરમાં ફરી શકતો હતો ! શેર ધાન અને આઠ ગજ કાપડનો ધણી માણસ, તેમાં એકને ખાવાનાં સાંસાં, અને બીજાને ખાવાને સીરોપૂરી મળે ને કપડાંના બે સૂટ રોજ બદલવા મળે !

અને પરિણામ? સુવાવડમાં પડેલી રમેશની બૈરીને પૂરાં દવા કે ખોરાક ન મળે, રમેશનાં બાળકોને દૂધ ન મળે, તેઓ માંદા ને માઈકાંગલા બને, રમેશ અકાળે વૃદ્ધ થઈને મરે અને માઇકાંગલા બાળકોનો વારસો રાષ્ટ્રને સોંપી ગુલામો કે ભિખારીઓની જમાત વધારવાનું નિમિત્ત બની જાય. બીજી બાજુએ ગિરીશ ધનના ઢગલા એકઠા કરે, એ ઢગલા પર બેસીને તે પોતાના જ દેશના લોકોને લૂંટે કે શોષે, પોતાના વિલાસો પોષાયાં કરે એ જ તેની દૃષ્ટિ બની રહે, અમલદારી અને શેઠાઇનો વારસો પોતાનાં બાળકોને સોંપીને પેલી ગુલામોની જમાતને કાયમ ટકાવી રાખવાનો આદેશ તે આપી જાય !

પણ આ વિષચક્ર આટલી જ પરિધિમાં ફરીને અટકી જતું નહોતું. તે અનેક ક્ષેત્રો અને અનેક દિશાઓમાં ફર્યા કરતું હતું અને ઝેરનો છંટકાવ કર્યા કરતું હતું. શ્રમજીવીઓને અમિત જીવનમાં જ ગોંધી રાખવાનાં ચક્રો ગોઠવાયાં હતાં. ધનિકો અને અમલદારોને

ધન ને સત્તાના કેફમાં ચકચૂર બનાવવાની બાજીઓ રચાઈ હતી. શ્રમજીવીઓને ભાન થવા દેવામાં આવતું નહોતું કે તેઓ મનુષ્ય છે અને મનુષ્યત્વ એ કઈ ચીજ છે; એ જ રીતે ધન–સત્તાના કેફીઓને ભાન થવા દેવામાં આવતું નહોતું કે રાષ્ટ્રની જનતા પોતાના જેવાં જ માનવપ્રાણીઓની બનેલી છે અને તેની પ્રત્યેની પોતાની ફરજ શી છે. બેઉ વર્ગોમાં માનવતાનું ભાન જ પ્રકટે નહિ એટલી હદ સુધી રાષ્ટ્રને બેફામ બનાવી મૂકવાના કારસા ચાલ્યા કરતા હતા! શ્રમજીવીઓના હાથમાં સંયોગવશાત્ ધન આવે તોપણ તેઓ તેનો સદુપયોગ કરવાના ભાન વિનાના હોઈ ધનનો દુષ્ટ ઉપયોગ કરે; ધનિકોના હાથમાં કાળા બજારનાં કે લાંચ રુશ્વતનાં નાણાં આવે તો તેઓ પોતાના અંગત વિલાસો પાછળ તેને વેડફ્યાં કરે; એ માનવતાના અને રાષ્ટ્રજીવનના અજ્ઞાનને–અંધારાને વિદારવા મથે છે ભારતનો એકલ સંત પુરુષ ને તેના સાથીઓ; પણ તેઓ તો છે તુરંગમાં! અને તુરંગની બહાર છે માત્ર બે જમાતો: એક છે સત્તાના કેફમાં મસ્ત, બીજી છે ધનના કેફમાં મસ્ત; એ બેઉ મળીને વિષચક્રને ઘુમાવ્યાં જ કરે છે અને રાષ્ટ્રમાં વિષને પ્રસરતું રાખે છે!

અને એ વિષ રાષ્ટ્રના રાજકીય કે આર્થિક જીવનમાં જ પ્રસરીને ક્યાં અટકી ગયું છે? સામાજિક જીવનમાં સત્તાના અને સમૃદ્ધિના કેફીઓની જમાત છે, સાંસારિક જીવનમાં અજ્ઞાન વડીલો કે મોટેરાઓની શોષક જમાત છે; અરે, ભારતના આધ્યાત્મિક જીવનના પાસામાંય અંધભક્તિનો પ્રચાર કરનારા આચાર્યો ને ગુરુઓની જમાત છે જેણે રાષ્ટ્રની માનવતાનો હ્રાસ કરવામાં ઊણપ રાખી નથી. આ બધું ચાલી રહ્યું છે પેલા વિષચક્રને ફેરવી રહેલા હાથોના પ્રભાવથી. એ ચક્રમાં વિષ ભર્યું છે, ચક્ર ફરે છે ને તેમાંથી વિષ ઊડે છે, એ વિષ બીજાં ક્ષેત્રોમાં પ્રસરે છે અને ત્યાંથી પાછાં નવાં વિષચક્રો નિર્માણ થઈને ફરવા લાગી જાય છે! એનો અંત ક્યારે આવે? એ વિષચક્રને ફેરવનાર હાથોને પકડી લેવા શું કોઈ સમર્થ નથી?

"ત્રાહિ ભગવન્!" એ ઉદ્ગારે ગોવિંદની વિચારસરણીનો અંત આણ્યો, ત્યારે તે મોટર બસમાંથી ઊતરીને ગિરીશના બંગલા ભણી જઈ રહ્યો હતો.

ગોવિંદ બંગલે આવી પહોંચ્યો ત્યારે તેણે ગિરીશને ત્યાં ન જોયો, પણ તારિકા અને તનસુખલાલને દિવાનખાનામાં વાતો કરતાં બેઠેલાં જોયાં. ગોવિંદને જોતાં જ તારિકાએ પૂછ્યું: "ગોવિંદભાઈ! ગિરીશ ક્યાં છે?"

"ખબર નથી; શું હજી તે ઘેર આવ્યા નથી? પેઢી પરથી તો બપોરના ગયા છે તે પાછા ફર્યા જ નથી." ગોવિંદે જવાબ આપ્યો.

તનસુખે પૂછ્યું: "છાપામાં મંગળદાસને છૂટો કરવાની નોટીસ આવી છે તેનું શું કારણ?"

તારિકા બોલી: "એમને એ કશી ખબર નહિ હોય."

ગોવિંદ બોલ્યો: "ગિરીશભાઇ સિવાય બીજું કોઇ એ કહી શકે તેમ નથી. બજારમાં તો એમ બોલાય છે કે મંગળદાસ પેઢી-માંથી મોટી રકમ ઉચાપત કરી ગયો છે."

તનસુખે પૂછ્યું: "રકમ ઉચાપત કરી ગયો છે કે તેને કાંઇ રકમ આપીને છૂટો કર્યો છે?"

"એ સંબંધે મને કશી ખબર નથી."

ગોવિંદ પોતાના ખંડમાં જઇને કપડાં ઉતારી દિવનખાનામાં પાછો ફર્યો, એટલામાં ગિરીશ આવી પહોંચ્યો. તેણે તનસુખલાલ, તારિકા અને ગોવિંદના આતુર ચહેરા જોઇને ફિક્કું સ્મિત કરતાં પૂછ્યું: "કેમ, શું ચાલી રહ્યું છે?"

તનસુખે પૂછ્યું: "પેઢી સંબંધી શી વીગત છે?"

"મંગળદાસને છૂટો કર્યો છે."

"કેમ વારુ?"

"વિશ્વાસપાત્ર માણસ નથી, તેથી."

"પણ કહે છે કે તે મોટી રકમ ઉચાપત કરી ગયો છે અને મેં એવું સાંભળ્યું છે કે તમે જાતે તેને મોટી રકમ આપી છૂટો કર્યો છે."

"છૂટો કર્યો છે એ વાત સાચી, બાકીની વાતોમાં કાંઇ માલ નથી." ગિરીશે ઉડાઉ જવાબ આપ્યો.

"માલ નથી એ ઠીક, પણ મેં એક ગંભીર વાત સાંભળી છે. તમારી પાછળ છૂપી પોલીસની તકેદારી ચાલે છે." તનસુખે કહ્યું.

ગિરીશ સ્તબ્ધ બની ગયો. તેણે પૂછ્યું: "શામાટે?"

"કોઇ બેંકના સેફ ડિપોઝિટ વોલ્ટમાં તમારું ખાતું છે?"

"હં, તેનું શું છે?"

"તે અંગે તજવીજ ચાલે છે. મને તો આપણા સાહેબે વાત કહી, એટલે સાચી હોવી જોઇએ."

'આપણા સાહેબ' કોણ તે ગોવિંદ સમજી શક્યો નહિ, પણ ગિરીશ સમજી ગયો અને વધારે ગંભીર બન્યો. તે સમજ્યો કે પોતાની પાસેનાં નાણાં અંગે છૂપી તજવીજ ચાલતી હોવી જોઇએ. રેશન ખાતાનો આરોપ તો લાંચ લેવા અંગે હોઇ શકે, પોતે ભાઇના નામથી વેપાર કરતો હતો તે દ્વારા જમા થએલા પૈસા સાથે ખાતાને કાંઇ નિસ્બત ન હોય; પરન્તુ એ તો આરોપ મુકાયા પછી બચાવ માટેની દલીલ માત્ર હતી.

થોડી ક્ષણો વિચાર કરીને ગિરીશ દમ લઇને બોલ્યો: "ઠીક, કશી ફિકર નહિ; જોઈ લઇશું."

"શું જોઈ લેશો?" તનસુખે પૂછ્યું. તેણે આગળ કહ્યું: "ગિરીશચંદ્ર! તમે પૈસા મેળવીને જીરવી શકતા નથી. નાના સરખા પગારવાળો માણસ લખપતિની પેઠે મહાલે તે જરૂર લોકોની ઇર્ષ્યાનો વિષય બને. મને તો લાગે છે કે તમારા ખાતામાંથી જ કોઇએ ચાડી ખાધી હોવી જોઇએ અને તેથી તમારા પર આફત આવી છે."

"તેની ચિંતા તમે ન કરો."

"ચિંતા કેમ ન થાય? થોડા વખતમાં તમે ખૂબ આગળ વધ્યા પણ આગળ–પાછળનો પૂરો વિચાર કર્યા વિનાની દોડ શા કામની? ખેર, હું તમને પૂછું છું કે તમારી પાછળ ચાલતી પોલીસની તજવીજનો કાંઈ ઉપાય કરવો છે? કરવો હોય તો મને વેળાસર કહી દેજો."

"શો ઉપાય કરશો?"

"તપાસ દબાઈ જાય એવું કાંઈક."

"ઠીક, વિચાર કરીને પછી હું કહીશ."

"વિચાર કરવા માટે વિલંબ કરવો એ મને તો ઠીક નથી લાગતું; કદાચ એકદમ ખાનાની જડતી લેવાનો હુકમ થશે ને તેમાંથી કાંઈ નીકળી આવશે તો શો જવાબ દેશો?" તનસુખે ચેતવણી આપી.

"કોઈની પાસે પૈસા હોય, તેથી શું તે ચોર ઠરી જાય?"

"ચોર ઠરે કે ન ઠરે તે તો કોર્ટમાં તપાસ થયા પછી નક્કી થાય, પણ તે પહેલાંની ફજેતી કાંઈ નાનીસૂની વાત નથી."

"સમજ્યો." ગિરીશે ઠાવકાઈથી જવાબ આપ્યો: "કાલે હું તમને જરૂર મળીશ."

"ભલે, ત્યારે હું જઉં છું. કહો, કાલે ક્યારે મળશો?"

"સાંજે."

તનસુખ ઊઠીને ચાલતો થયો. ગોવિંદને એ સાળા–બનેવી વચ્ચેની વાતચીતમાંથી જે કાંઈ જાણવાનું મળ્યું તે ઉપરથી સાંકળની ખૂટતી કડી તેના હાથમાં આવી ગઈ. ગિરીશને પોતે બહારથી જોતો હતો તે કરતાં તે અંદરથી વધારે પતન પામ્યો હતો, એ તેણે જોઈ લીધું. તેની ઉપર જે આફત આવી રહી હતી તેને પાત્ર જ તે હતો એ વિચારે એ આફતગ્રસ્ત બનતા મિત્ર પ્રત્યે તેનામાં કાંઈ સહાનુભૂતિ પ્રકટાવી નહિ.

  

## [૨૭] . . . . . . . એક વધુ આફત

ગિરીશ ઉપર કાંઇક મોટી આફત ઝઝૂમી રહી છે એવું જોવાથી તારિકાનું મન કાંઈક હચમચી ગયું હતું. અત્યારે—આપત્તિ-કાળે તેનામાં કાંઇક મમતા જાગી અને તેણે જમવા બેસતી વખતે ગિરીશને પૂછ્યું: " આ બધો શો મામલો છે ? "

" ખાસ કશું નથી, તનસુખભાઇ નકામા ગભરાય છે."

" તનસુખભાઇ કાંઇ પોતા માટે ગભરાતા નથી, તમારા માટે તેમને ચિંતા થાય છે."

" મારી ચિંતા હું ઉપાડવા સમર્થ છું." ગિરીશે રુઆબથી જ જવાબ આપ્યો.

તારિકાનું મ્હોં બંધ થઇ ગયું. બધાં જમી ઊઠ્યાં ત્યાંસુધી કોઈ કશું બોલ્યાં નહિ. રાત્રિના નવેક વાગ્યા એટલે ગિરીશે તારિકાને એકાંતમાં બોલાવી અને ધીરેથી કહ્યું: " જો, ગભરાવાનું કશું કારણ નથી; પણ એક વાત મને સાંભરી છે. આપણી પાસે ઘરમાં પંદરેક હજારનું ઝવેરાત છે, તેની ઉપર ઘોંશ આવવાનો સંભવ છે."

" એટલે ? સેફ ડિપોઝિટમાં તમારાં નાણાં છે એમ તમે કહો છો, તેની ઉપર ઘોંશ નહિ આવે અને ઘરમાં ઝવેરાત છે તે ઉપર ઘોંશ કેવી રીતે આવશે ? હું બાળક છું ? તમે મને ફોસલાવો છો ? " તારિકાએ મિજાજ ગુમાવતાં પૂછ્યું.

" દરેક વાતમાં તું આડું બોલે છે."

" હું સીધું બોલું છું. ઝવેરાત ઉપર ઘોંશ આવવાનો ભય બતાવીને તે તમે મારી પાસેથી લઇ જવા ઇચ્છો છો એ હું સમજું છું. પૈસા સંબંધી મૂંઝવણમાં આવી પડ્યા હો તો એમ કહો ને ! એ મૂંઝવણ ટાળવા ઝવેરાતની ફનાગીરી કરવી છે એમ સીધી વાત કરો ને ! "

" મારે એ ઝવેરાત વેચી ખાવું નથી. હું ગરીબ થઇ ગયો નથી. દોઢ લાખ રૂપિયા મારી પાસે છે. " તારિકાની ભૂલ ભાંગવાનો ગિરીશે પ્રયત્ન કર્યો.

" હું એ સાચું કેમ માનું ? બેંકની ચોપડી તો જરા બતાવો ! "

" બેંકમાં એ નાણાં ન રખાય. "

" તો સેફ ડિપોઝિટમાં પણ કાંઇ નાણાં હોય એમ હું માનતી નથી. ભાઇએ ચેતવણી આપ્યા છતાં તમને સેફ ડિપોઝિટમાંના તમારા ખાના સંબંધી કશીએ ચિંતા ન થાય તેનું કારણ એ જ હોય કે તેમાં કશું છે જ નહિ. "

" હું સમજું છું કે તું ખૂબ હોશિયાર છે, તારિકા ! પણ હું જૂઠું નથી બોલતો એ વાતની પ્રતીતિ ઉપજાવવા મારે તને કશું વધારે કહેવું નથી. મારે એટલું જ કહેવું છે કે તારી પાસે જે કાંઇ ઝવેરાત છે તે મારે ક્યાંય લઇ જવું નથી, વેચી ખાવું નથી, પણ તે આપણા ઘરમાં સહીસલામત નથી, એટલે તે તનસુખભાઇને ત્યાં મૂકી આવવાનું છે. "

" ત્યારે એમ કહો ને ! "

" હું એમ જ કહેવા જતો હતો, પણ પૂરી વાત સાંભળ્યા વિના તું ભરડવા મંડી ત્યાં હું શું કહું ? " ગિરીશ ટપકાભરેલી આંખે બોલ્યો.

તારિકા ગમ ખાઇ જતી બોલી: " વારુ, સવારમાં હું જ જાતે એ બધું તનસુખભાઇને ત્યાં જઇને સોંપી આવીશ. "

" તો ભલે તેમ કરજે, મને વાંધો નથી. " એમ કહી ગિરીશે કપડાં પહેરતાં કહ્યું: " હું અત્યારે બહાર જઉં છું, અને રાત્રિ કોઈ મિત્રને ત્યાં ગાળી લઇશ. કોઇ આવે તો કહેવું કે શહેરમાં ગયા છે, ક્યાં ગયા છે તેની ખબર નથી. "

" ભલે, પણ સવારે તો આવશો ને ? "

" બેંકો ઉઘડી ગયા પછી આવીશ. "

" વા...રુ. "

ગિરીશ કપડાં પહેરીને તુરત ઘરબહાર નીકળી ગયો. ઘર પર ધોંશ આવવાની ચિંતા સ્વામી ઉપર સવાર થઇ છે એમ તારિકા સમજી ગઇ. તેણે તુરત કબાટ ખોલીને ઝવેરાતની પેટી કાઢી અને તેમાંની બધી જણુશો એક રુમાલમાં બાંધીને કબાટમાં પાછી ન મૂકતાં પલંગના ઓસીકા હેઠળ મૂકી. તુરત તેને શંકા આવી કે પોલીસ આવે તો તેની નજર ત્યાં પડ્યા વિના રહેવાનો સંભવ નથી, એટલે તેણે ઓસીકા હેઠળથી પોટલી લઇને રસોડામાં પૂરીઓના દાબડામાં છુપાવી. સવારમાં રસોઇયો રસોડામાં પેસે તે પહેલાં તો તે પોટલી લઇને પોતે પિયર પહોંચાડી દેશે એવી તેની ગણુતરી હતી.

તનસુખલાલે આપેલી ચેતવણીને ગિરીશે ઊલટા અર્થમાં લીધી નહોતી, પરન્તુ તે ખરેખર નિશ્ચિંત હતો તેનું કારણુ તે તનસુખલાલ કે ગિરીશની સમક્ષ ઉઘાડું કરવા ઇચ્છતો નહોતો. તેનો માની સ્વભાવ તેને નિખાલસ થવા દે તેમ નહોતું.

સેફ ડિપોઝિટમાં ગિરીશે ખાનું રાખ્યું હતું ખરું, પરન્તુ તે તેના સાચા નામનું નહોતું, એ જ તેની નિશ્ચિંતતાનું કારણુ હતું. તે સમજતો હતો કે કાળા બજારનાં અને લાંચનાં નાણું ઉપર સરકારની કરડી આંખ છે એટલે તે એક યા બીજી રીતે પોતાના નામ પર રહે તે જોખમભરેલું છે. બેંકના ચાલુ ખાતામાં તે વેપાર પૂરતાં નાણું ખુલ્લી રીતે રાખતો અને લેવડદેવડ ચલાવતો, પરન્તુ પેલાં છૂપાં નાણાં માટે તેણે ખાનું રાખ્યું હતું ઘનસ્યામ કમલાપ્રસાદ શેઠના નામથી ! બેંકનો સેફ ડિપોઝિટ ખાતાનો અમલદાર ગિરીશને એ જ નામથી ઓળખતો હતો એટલે તેને પોતાના ખાનામાં લેવા મૂકવા જવા દેતો.

છૂપી પોલીસ તરફથી પોતાના નામના ખાનાની તપાસ થતી હોય તો જે જે બેંકોમાં એવી સેફ ડિપોઝિટની વ્યવસ્થા હતી તે બધી બેંકોમાં તપાસ થઇ હોય એવું ગિરીશે અનુમાન કર્યું. એવી

એક બેંકના ઓળખીતા ક્લાર્ક પાસે ગિરીશ ગયો અને તેણે પૂછ્યું: "ચંદ્રમોહન! તમારી બેંકના સેફ ડિપોઝિટ વોલ્ટમાં મારા નામનું ખાનું છે કે નહિ એવી તજવીજ કરવા પોલીસ આવેલી ખરી?"

ચંદ્રમોહન કશું જાણતો નહોતો, પરન્તુ એ વાત બેંકનો એકાઉન્ટન્ટ જાણતો હોય એટલે ચંદ્રમોહન તેને એકાઉન્ટન્ટ પાસે તેડી ગયો, ત્યારે તેની પાસેથી ગિરીશે જાણ્યું કે ખરેખર તજવીજ તો થાય છે, પરન્તુ એ બેંકમાં પોતાનું ખાનું નહિ હોવાથી એકાઉન્ટન્ટે પોલીસને ના કહેલી.

એ જ રીતે બીજી જગ્યાએ પણ પોલીસે તજવીજ કરી જ હોય, એ ગિરીશ સમજી ગયો; પરન્તુ હવે તે પહેલાંના જેટલો નિશ્ચિંત રહી શકયો નહિ. પોતે ભલે બનાવટી નામે ખાનું રાખ્યું, પરન્તુ પોતાને ઓળખી લેનારો પોલીસનો માણસ પોતાને પકડી પાડ્યા વિના કેમ રહે?

હજી તજવીજ ચાલી રહી છે અને પોલીસની જાણમાં ખરો ભેદ આવ્યો નથી, ત્યાંસુધીમાં ખાનામાંથી નાણાં ખેંચી લેવાં જોઇએ એ વિચાર ગિરીશને આવ્યો. બીજે દિવસે બેંક ઊઘડતાં જ જવું અને વગરવિલંબે નાણાં હાથ કરી લેવાં એવો તેણે નિશ્ચય કર્યો. પોતે પોતાના રોજના પહેરવેશમાં છૂપી પોલીસના માણસની આંખે જલ્દી ઓળખાઇ જાય એવો સંભવ હતો એટલે બેંકમાં જતી વખતે પોતે બદલાવેલા પહેરવેશમાં જ હોવો જોઇએ. એ માટે શું કરવું? મધરાત થઇ હતી એટલે ચંદ્રમોહનને ત્યાં તે રાત ગાળી શકયો હોત; સવારમાં ચંદ્રમોહનને બધા ભેદથી વાકેફ કરવો અને તેની પાસેથી બદલાવવા માટે કપડાં માંગવાં એ કાંઈ એને રુચ્યું નહિ. ઘેરથી બધી તૈયારી કરીને નીકળવું એ જ સારો રસ્તો હતો.

તેને વિચાર આવ્યો કે પોતે ધારેલો માર્ગ બરાબર છે કે નહિ તે વિષે તનસુખલાલની સલાહ લેવી. તે સાઇકલ પર સવાર થઇને તનસુખલાલના બંગલા તરફ ચાલ્યો ખરો, પરન્તુ વળી તેનો વિચાર

બદલાયો. આ બધો ભેદ તનસુખલાલ પાસે ખુલ્લો કરવાનું તેને ગમ્યું નહિ.

તનસુખલાલના બંગલાના કંપાઉન્ડ સુધી પહોંચીને તે પાછો ફર્યો અને ઘર તરફ વળ્યો. હવે તો રાત ઘેર ગાળીને સવારના નવેક વાગતાં ખાદીની ટોપી, ખાદીનું પહેરણ અને ખાદીનું ધોતિયું પહેરી ઘનસ્યામ શેઠ તરીકે બેંકમાં જવું અને ખાનામાં જે બધું હતું તે ઘેર લઈ આવવું એવી વ્યવસ્થા તેણે મનમાં નક્કી કરી વાળી.

આ બાજુએ ગોવિંદ પોતાના બિછાનામાં પડચો પડચો વિચારને ચકડોળે ચડચો હતો. ગિરીશનો ધંધો તેને અણુગમતો થઇ પડચો હતો. પોતે તેની સાથે રહીને તેના અનિષ્ટ ધંધામાં આડકતરી રીતે પણ સહાયક થતો હતો તે તેને રુચતું નહોતું. એ જ વિચારમાં તેની ઊંઘ ઊડી ગઇ હતી અને તે આળોટચાં કરતો હતો.

એટલામાં ગિરીશે બારણું ખખડાવીને ચાકરના નામની બૂમ પાડી કે તુરત ગોવિંદ ઊઠચો, તેણે બત્તી કરી, દાદર ઊતર્યો અને બારણું ઉઘાડયું. તે બોલ્યો: "આજે તો તમે બહુ મોડા આવ્યા."

"મોડું થયું એટલે શહેરમાં જ સૂઇ રહેવાનો વિચાર હતો, પણ વળી મનમાં થયું કે ચાલ ઘેર જ જઉં."

ગોવિંદને ખબર નહોતી કે ગિરીશ શહેરમાં જ કોઇ મિત્રને ત્યાં રાત ગાળવાનો નિશ્ચય કરીને નીકળ્યો હતો. તારિકા સિવાય બીજા કોઇને ગિરીશે પોતાનો મનોભાવ જણાવ્યો જ નહોતો.

ગોવિંદ પાછો દાદર ચડીને પોતાના શય્યાખંડમાં ગયો અને ગિરીશે પોતાના શય્યાખંડ તરફ જઇને દ્વાર ખખડાવ્યું. તારિકા જાગી નહિ. તારિકાની ઊંઘ કેવી ખરાબ હતી તે ગિરીશ જાણતો હતો એટલે તેણે જોરથી દ્વાર ખખડાવ્યું ત્યારે કેટલીક વારે તારિકા બોલી: "રહો, ઉઘાડું છું."

તારિકાએ દ્વાર ઉઘાડયું કે તુરત ગિરીશે 'બત્તીય કરી નહિ'

કહેતાં બટન દાબ્યું અને દીવો સળગ્યો. ગિરીશ ચમકી ગયો : સામેના ખૂણામાં ભરાઇને મદનમોહન ઊભો હતો !

ક્ષણાર્ધમાં તે વસ્તુસ્થિતિ પામી જઇને મદનમોહન તરફ ધસ્યો અને તેણે તેનું ગળું પકડવા ઝાવું માર્યું. મદનમોહન અસાવધ નહોતો. તેણે ગિરીશના લંબાયલા હાથને એક હાથે મુક્કી મારીને બીજા હાથમાંનું ખંજર તેની સામે ધર્યું !

" જાન અને આબરુ સલામત રાખવાં હોય તો ગુપચૂપ દૂર હઠી જા, ગિરીશ ! " એ મદનમોહનના ચેતવણીના શબ્દો હતા.

આ અણુચિંતવી ભયનકતાએ ગિરીશના ગુસ્સાને અને જુસ્સાને ઠંડો કરી નાંખ્યો. તે બાજુએ ખસી ગયો અને મદનમોહનને ખુલ્લું દ્વાર બતાવતાં બોલ્યો: " જા, કૂતરા ! "

મદનમોહન સાવધાનીથી ડગલાં ભરતો ચાલવા લાગ્યો. પોતા પર પાછળથી હુમલો ન કરવામાં આવે તે જોતો તે દાદર ઊતર્યો અને ગિરીશ તેની પાછળ ઊતરીને દાદર વાસી આવ્યો.

બનાવ ભયંકર હતો પણ કશાય કોલાહલ વિના પતી ગયો હતો એટલે નોકર–રસોઇયાને કશી ખબર પડી નહિ; પરંતુ ગોવિંદ જાગતો જ હતો, એટલે ' શું બન્યું છે ' તે જાણવા પોતાના શય્યાખંડનું બારણું ઉઘાડીને તે ઊંબરામાં જ ઊભો; તેણે મદનમોહનને ચાલ્યો જતો જોયો અને ગિરીશને પાછળ બારણું બંધ કરીને પાછો ફરતો જોયો, પણ તે કશું બોલ્યો નહિ.

ગિરીશનો ઠંડો પડી ગએલો ગુસ્સો અને જુસ્સો હવે તારિકા ઉપર વરસવા માટે જ ઊભરાઇ રહ્યો હતો. ' તેનું નાક કાપી લઉં, તેની આંખો ફોડી નાખું', તેનું ખૂન કરું ' એમ તેના મનમાં થતું હતું. તે ધસમસતો શય્યાખંડ તરફ જતો હતો એ જોઇને, અને આખું પ્રકરણ પામી જઇને, ગોવિંદ પોતાના ખંડના બારણામાંથી બહાર નીકળી ગિરીશની પાછળ પાછળ ગયો.

પણ બેઉએ જોયું કે તારિકા ત્યાં નહોતી. ગિરીશે જોરથી બૂમ મારી : " તારિકા ! " પણ કશો જવાબ ન મળ્યો. તેણે વધુ જોરથી બીજી બૂમ મારી: " તારિકા ! "

" બૂમો શાને પાડો છો ? હું નાસી ગઇ નથી ! " સામેના રસોડામાં ભરાએલી તારિકાએ જવાબ આપ્યો; અને તુરત તેણે બારણું ઉઘાડતાં કહ્યું: " જુઓ, અત્યારે તમે કશી ધમાલ ન કરશો. સવારે આપણે બધી ચોખવટ કરી લઇશું. "

" તારે ચોખવટ કરવી છે, કેમ ? " એમ કહેતાં જ ગિરીશે તારિકાના ગાલ પર ધડાધડ તમાચા ચોડી દીધા અને પગની લાત એવા જોરથી મારી કે તે ભોંયે પછડાઇ.

ગોવિંદ વચ્ચે પડ્યો અને ગિરીશને તે પાછો ખેંચી જવા મથી રહ્યો.

તારિકા તુરત બેઠી થઇને જરાએ બોલ્યા વિના બાજુની બારી ખોલીને બહાર દૃષ્ટિ કરતી પૂંઠ વાળીને ઊભી.

ગોવિંદ પોતાના મિત્રનો હાથ પકડીને તેને દિવાનખાના ભણી લઇ જતાં વિચારી રહ્યો હતો: " બિચારો ગિરીશ ! બીજી આફતો ઓછી હતી કે આ વધુ આફત તેને શિરે આવી પડી ! "



## [૨૮] . . . વધુ ને વધુ ગૂંચવાતો કોયડો

આફતોથી ઘેરાયલો અને ગુસ્સાથી ધમધમતો ગિરીશ શય્યાખંડમાં જઇને બિછાનામાં પડ્યો, પણ તેને ઊંઘ આવી નહિ. અત્યારે તો તારિકાની ભયંકરતા જ તેના મગજ ઉપર આફત વરસાવી રહી હતી, બીજી આફતો એ આફતની હેઠળ દબાઇ ગઇ હતી. મોજશોખમાં ડૂબકુબા રહેવા ઇચ્છતી એ ગ્રેજ્યુએટ તરુણી કેવળ વિલાસની પૂતળી બની ગઇ હતી, તેના ભણતરે કે કૉલેજજીવને તેને

નિરંકુશ બનાવી મૂકી હતી, તેના ભાઇ અને પિતાએ તેને જે લાડ લડાવીને મોટી કરી હતી તેથી તે ગર્વિષ્ઠ બની ગઇ હતી, અને પોતે તેના ચાતુર્યની કે જ્ઞાનની જે પૂજા કરી રહ્યો હતો એ આંધળી પૂજા હતી એમાં હવે ગિરીશને શંકા રહી નહિ. અહોહો ! એ ગ્રેજ્યુએટ પત્નીને પ્રસન્ન રાખવા પોતે કેટકેટલું કર્યું હતું ! પિતાથી પોતે જુદો રહ્યો, બંગલો–રસોઇયો–નોકર–મોટર–શેડિયો કેવળ તેને પ્રસન્ન કરવા જ વસાવ્યાં, પાણીની પેઠે પૈસા ખર્ચવામાં અને ખર્ચવા માટે જોઇતા પૈસા મેળવવાને કાળા ધંધા કરવામાં પોતે પાછું વાળી જોયું નહિ, અને છેવટે એ પત્ની વફાદાર પણ રહી નહિ ! એની સાથે જીવન કેમ જાય ?

આ વિચારો આજે પહેલી જ વાર ગિરીશના ચિત્તમાં જન્મ પામ્યા હતા. હવે તારિકા સાથે કેવી રીતે કામ લેવું તે તેને સૂઝતું નહોતું. આજના બનાવથી તેનું ભાન ઠેકાણે આવે કે નહિ, તેને પસ્તાવો થાય કે નહિ, તેનો આ અપરાધ પોતે માફ કરે તો ભવિષ્યમાં તે એકનિષ્ઠ પત્ની બની શકે કે નહિ, તે વિષે તેને કોઇકની સલાહ જોઇતી હતી. એવી સલાહ આપે તેવો તો એક ગોવિંદ માત્ર હતો. પરન્તુ ગોવિંદ પણ કેવી રીતે સલાહ આપી શકે ? બિચારો કાચો–કુંવારો જુવાન, સ્ત્રીની 'સાયકોલૉજી'ના જ્ઞાન કે અનુભવ વિનાનો કુમળો ગોવિંદ ક્યાંથી સલાહ આપે ?

" અત્યારે જ તારિકાને બોલાવીને, ગુસ્સાનો આવેશ કાબૂમાં રાખીને તેને કસી જોઉં તો ? " એવો વિચાર તેને આવ્યો, અને તુરત ચાલ્યો ગયો. એ અભિમાનિની સ્ત્રી એમ સહજમાં ભાનમાં આવે તેમ ગિરીશને લાગ્યું જ નહિ. તેનું અભિમાન ચૂર્ણ થઇ જાય ત્યાંસુધી તેની પ્રત્યે બેપરવાઇ બતાવવી એ જ એને સાનમાં લાવવાનો એકલ માર્ગ ગિરીશને સૂઝતો હતો.

" અત્યારે નહિ, સવારે વાત; અત્યારે તો તે ભલે રસોડામાં જ એકલી ગોંધાઇ રહે, મારે તેને બોલાવવી પણ નથી." એવો મનમાં

નિશ્ચય કરીને ગિરીશે બિછાનામાં પાસું બદલાવ્યું અને ઊંઘવા પ્રયત્ન કર્યો.

ગોવિંદ વારેવારે પોતાના ખંડની બહાર નીકળીને ચોમેર જોતો હતો. તેને શંકા હતી કે ગિરીશ ખૂબ ઉશ્કેરાયો હોવાથી તારિકાને હજી વધુ શિક્ષા કર્યા વિના જંપશે નહિ; તેને એમ કરતો વારવાને તે વારંવાર તપાસ કર્યા કરતો હતો.

છેક પરોઢ થયું અને ગિરીશ પોતાના શય્યાખંડમાંથી તથા તારિકા રસોડામાંથી બિલકુલ બહાર નીકળ્યાં નથી અને અત્યારે તો ઘરમાં શાંતિ છે એમ ગોવિંદે જોયું, ત્યારે પોતાનો ખંડ વાસીને તે નિરાંતે સૂતો.

સવાર થતાં ગિરીશ શય્યાખંડમાંથી બહાર નીકળ્યો. ખુલ્લા પડેલા રસોડામાં ડોકિયું કર્યું ત્યારે તેણે રસોઇયાને ચાહ બનાવવા માટે સ્ટવ સળગાવતો જોયો. ગિરીશે તેને પૂછ્યું : "તારિકા ક્યાં છે ?"

"મને ખબર નથી."

"તેં રસોડાનો ખંડ ઉઘાડ્યો ત્યારે તેમાં તે નહોતી ?"

"ના સાહેબ !"

ગિરીશ તુરત નીચે ગયો. તેણે શોફરને પૂછ્યું પણ તેને કશી માહિતી નહોતી. જાજરુ ભણી નજર કરી તો તે ખુલ્લું હતું. બંગલાના કોમ્પાઉન્ડમાં તે ફેરો મારી આવ્યો પણ ક્યાંય તારિકાનું દર્શન થયું નહિ. તેણે ગોવિંદને જગાડ્યો અને પૂછ્યું, તો તેણે કહ્યું કે "ચાર વાગ્યા સુધી તો હું જાગતો હતો, ત્યારસુધી તો તારિકાબહેન રસોડામાંથી બહાર નીકળ્યાં નહોતાં."

"તો જરૂર તે તનસુખલાલને ત્યાં ચાલી ગઇ હોવી જોઇએ." ગિરીશે અનુમાન કર્યું અને વિચાર્યું : "ભલે હમણાં તે મારી આંખોથી દૂર જ રહે, હું તેનું મ્હોં જ જોવા ઇચ્છતો નથી."

આ આફતને હમણાં ઘડી વાળીને બાજુએ મૂકી રાખવી

અને બીજી આફતોમાંથી છૂટવા મથવું એ ગિરીશને માટે અત્યંત જરૂરી હતું.

તેણે નિત્યકર્મથી પરવારીને નક્કી કર્યા મુજબ ખાદીનો પોશાક ધારણ કર્યો અને સાઇકલને છોડી, મોટરને બાજુએ જ રહેવા દઇ ભાડાની ગાડી મંગાવી. ગાડીમાં બેસી તે સીધો બેંક તરફ જ ગયો. બેંક ઊઘડી કે તુરત તે દાખલ થયો. સેફ ડિપોઝિટ વોલ્ટના ક્લાર્કને મળીને, ઘનશ્યામ કમલાપ્રસાદ શેઠની સહી કરી તેણે ખાનું ઊઘડાવ્યું અને એક જ મિનિટમાં તેમાં ભરેલો બધો મસાલો હાથમાંની ખાદીની થેલીમાં ભરી લઇ તે બેંકની બહાર નીકળી ગયો. ફરીથી ભાડાની ગાડી કરીને તે ઘેર આવ્યો અને કબાટ ખોલી થેલીમાંનાં નોટોનાં પડીકાં તેમાં મૂકી દીધાં.

પણ કબાટમાંની તારિકાની દાગીનાની પેટી તદ્દન ખાલી કેમ હતી? હા, ગિરીશે જ તારિકાને ગઇ રાત્રે બધી જણસો તનસુખલાલને ત્યાં મૂકી આવવાનું કહ્યું હતું, પરંતુ ત્યારપછી કયે વખતે તારિકાએ એ દાગીના કાઢી લીધા હશે અને તે પિયર જતી વખતે પોતાની સાથે લેતી ગઇ હશે તે ગિરીશને સમજાતું નહોતું. રાત્રે નવ વાગતાં પોતે બહાર ગયો હતો અને એક વાગતાં પાછો ફર્યો હતો. વચ્ચેના ચાર કલાક દરમિયાન શું તારિકાએ મદનમોહનને તો એ જણસો આપી દીધી નહિ હોય? એ કાળા–કુટિલ સંશયથી ઘેરાયલો ગિરીશ બેચેન બની ગયો.

નોકરી પર જવાનું આજે પણ તેણે માંડી વાળ્યું. પેઢી પર જવાની અને વેપારનાં ગૂંચવાયલાં કોકડાં ઊકેલી ઠીક–ઠાક કરવાની તેની ઇચ્છા હતી, પરન્તુ તારિકાએ ગૂંચવેલું કોકડું વધારે ગંભીર હતું એમ તેને લાગ્યું એટલે તેણે પેઢી પર જવાનું અત્યારે તો માંડી જ વાળ્યું અને ગોવિંદને કહ્યું: "ગોવિંદભાઇ! તમે પેઢી પર જઇને તમને સમજાય તેટલો હિસાબ ચોખ્ખો કરવા માંડજો; જો બનશે તો હું મોડેથી પેઢી પર આવીશ."

"વારુ, હું જમીને હમણાં રવાના થઉં છું; પણ મારે તમને એક વાત કહેવાની છે. તમે કહેશો ત્યાંસુધી હું કામ કરીશ, પણ આજથી મને પેઢીમાંથી છૂટો થએલો તમે માની લેજો." ગોવિંદે કહ્યું.

ગિરીશે ચમકી જતાં કહ્યું: "ગોવિંદભાઇ! આફ્તો મારી પર આવી છે પણ તમે તેથી જરાએ ગભરાશો નહિ. મારા પરની આફ્તોને પહોંચી વળવા હું સમર્થ છું. મારો ધંધો ચાલે છે અને ચાલશે, નહિ ચાલે તો હું પેઢી બંધ કરીશ, પણ તમે તો મારા મિત્ર અને મુનીમ તરીકે ચાલુ જ રહેવાના. મારી સ્થિતિની ચિંતા તમારે ન કરવી."

"તમારી પેઢીની ગૂંચવણ ઊકલે ત્યાંસુધી હું તમને નહિ છોડું અને કામ કરવું ચાલુ જ રાખીશ, ગિરીશભાઇ! હું તમારો મિત્ર છું, મારી ફરજ સમજું છું, પણ આ ધંધામાંથી હવે મને પગાર ન જોઇએ."

ગિરીશને સહજ હસવું આવ્યું. ગોવિંદનો મનોભાવ તે સમજી ગયો. પોતાના કાળા ધંધામાં ઉજ્જવળતા દેખાડનારી દલીલો કદાચ બીજા કોઇ પાસે તે કરત, પરંતુ ગોવિંદ પાસે એવી દલીલો કરવાની હિંમત તે કરી શકયો નહિ. તેણે કહ્યું: "તો જેવી તમારી ઇચ્છા. પણ હાલ તુરત તો હું તમને મારી પાસેથી એક ડગલુંયે દૂર જવા દેવાનો નથી."

"એની ચિંતા તમે ન કરો; જે કાંઇ કામ હોય તે મને ખુશીથી બતાવજો. હું તમારો જ છું અને તમે ખુશીથી રજા આપશો ત્યારે જ હું આ સ્થાન છોડીશ."

"વારુ; તારિકા તેને પિયર ગઇ હશે એમ હું માનું છું, તમે શું માનો છો?" ગિરીશે ગોવિંદની સલાહ પૂછવા માંડી.

"હું પણ એમ જ માનું છું."

"તમારી સલાહ હોય તો આજે આપણે બેઉ તેની પાસે જઇએ."

"તમારા અંગત પ્રશ્નમાં મારી હાજરીની શી જરૂર છે?"

"જુઓ ગોવિંદભાઈ ! મારી જિંદગીનો ઊકરડો હવે તમારાથી છૂપો રહ્યો નથી, તેથી તમને સાથે લઈ જવા હું ઇચ્છું છું. હું આકળા સ્વભાવનો છું, તમે શાંત અને ઠરેલા સ્વભાવના છો. તમારી હાજરીની હૂંફની મને જરૂર લાગે છે."

"તો ભલે આવીશ, જોકે હું તમને સલાહ આપવાને કેવી રીતે યોગ્ય બનીશ અને મારી હાજરીની હૂંફ તમને કેવી રીતે મદદગાર બનશે તેની મને કાંઇ સમજ પડતી નથી."

"હું તે સમજું છું, છતાં તમે મારી સાથે હો તો ઠીક એમ મને લાગે છે. તારિકા સાથેના સહજીવનનો પ્રશ્ન જ હવે મારે માટે એક કોયડો બની ગયો છે."

ગિરીશની ઇચ્છા હતી કે તારિકાનું દુર્વર્તન જોયા પછી તેના વિષે ગોવિંદના મન પર પડેલી છાપ તે ખુલ્લી રીતે કહે તો તેથી પોતાને કાંઇક માર્ગદર્શન મળવા પામે, પરંતુ ગોવિંદ કશું બોલ્યો નહિ.

ગિરીશે ફરીથી ગોવિંદને કહ્યું: "ધારું છું કે તારિકાનું વર્તન ક્ષંતવ્ય નથી એમ તો તમે પણ માનતા હશો."

ગોવિંદ બોલ્યો: "વર્તન તો જરૂર અપરાધયુક્ત લેખાય, પરન્તુ ગિરીશભાઈ! અમદાવાદમાં જે થોડો વખત હું રહ્યો અને મેં ચારે દિશામાં ચાલી રહેલો પ્રવાહ જોયો તે ઉપરથી સદ્‌વર્તન અને દુર્વર્તનના મારા મૂલ્યાંકનમાં થોડો ફેર પડ્યો છે. ગામડાનો ગિરાસિયો જે વર્તનને ક્ષણભર ક્ષંતવ્ય ન માને તેને અમદાવાદના શહેરીઓ કોઇ વાર અક્ષંતવ્ય માને છે, તો કોઇ વાર નિર્દોષ માને છે ! એટલે કશુંય ક્ષંતવ્ય કે અક્ષંતવ્ય માનવું હોય તો તે સાપેક્ષ દૃષ્ટિએ મનાય, અને તમે તારિકા બહેનના વર્તનને જો કોઇ અપેક્ષાએ ક્ષંતવ્ય માની લો તથા તે રીતે તમારા ભાવિ સુખી જીવનની પ્રતીતિ ઊપજતી હોય, તો હું તેમાં વાંધો માનું નહિ."

"એ તમારી ફીલસુફીમાં ખરેખર શાણપણ છે, તેથી તો તારિકાને મળવા જતાં હું તમને સાથે રાખવા ઇચ્છું છું, પણ હજી

તમે કેટલુંક અધૂરું જાણો છો. તારિકા પોતાની સાથે પંદરેક હજારના દાગીના પણ લઇ ગઇ હોય એમ લાગે છે."

"હેં ! એ દાગીના લેવાનો સમય તેમને કેવી રીતે મળી શકયો ? બીજી કોઇ રીતે ઘરમાંથી ચોરાઇ ગયા તો નહિ હોય ?" એ પ્રશ્ન કરતી વખતે ગોવિંદના મનમાં પેલો મદનમોહન પણ વસેલો હતો.

"એ કશું સમજાતું નથી. તારિકાને પૂછ્યા વિના કશી ખબર પડે તેમ નથી. દાગીના જે કબાટમાં રહેતા તેની એક ચાવી તારિકાની પાસે રહેતી, બીજી ચાવી મારી પાસે રહેતી."

ગોવિંદને ગિરીશ–તારિકાનો કોયડો વધારે ગૂંચવાયલો લાગ્યો અને તે વિચારમાં પડી ગયો.



## [૨૯] . . "તેનો અંજામ કેવો આવશે ?"

પોતાની ગેરહાજરીમાં ઘેર પોલિસ કદાચ તપાસ કરવા આવે એવી ભીતિથી ગિરીશે તારિકાને પોતાની પાસેનું ઘરેણું તનસુખલાલને ત્યાં મૂકી આવવાની સંમતિ આપી હતી; અને એ જ ભીતિથી તારિકાએ તે ઘરેણું રસોડામાં છુપાવ્યું હતું. ઘરેણું છુપાવતી વખતે જે બનાવની કલ્પના પણ નહોતી તે બનાવ બન્યો, અને તેને સ્વામીના તુચ્છકારથી રસોડામાં પુરાઇ રહેવું પડ્યું. પરોઢમાં જ તે એ ઘરેણું લઇને પિયર ચાલી ગઇ હતી. તનસુખલાલને કે તરલાને તેણે રાત્રિના પોતાના અપરાધની ગંધ જરાએ આવવા દીધી નહોતી. એ અપરાધિનીના વદન પર એવી કોઇ રેખાઓ નહોતી કે કોઇને કાંઇ ગંભીર બનાવ બન્યો હોવાનો સંશય આવે.

બપોર પછી ત્રણેક વાગ્યા ત્યારે ગિરીશ પેઢી પરથી ગોવિંદને લઇને તનસુખલાલને ત્યાં પહોંચ્યો. તનસુખલાલ કોર્ટમાં ગયો હતો

એટલે ઘરમાં તનસુખલાલની પત્ની તરલા અને ચાકર એ બે જ જણાં હતાં. તરલાએ બેઉને આવકાર્યા એટલે તુરત ગિરીશે પૂછ્યું : " તારિકા ક્યાં છે ? "

" એમના સ્ટડીરૂમમાં જ તો, એ ભલાં ને પુસ્તકો ભલાં." તરલાએ સહજ હસીને ટકોર કરી.

" અને તનસુખલાલ તો કોર્ટમાં ગયા હશે."

" હા, કાંઇ કામ છે તેમનું ? "

" ખાસ તો કશું નથી. " એમ કહેતો ગિરીશ તારિકાના 'સ્ટડીરૂમ'નું બારણું ઉઘાડતાં અંદર દાખલ થયો. પાછળ ગોવિંદ પણ પેઠો.

" તું બહુ વહેલી નીકળીને અહીં આવી ? " ગિરીશે ખુરશી પણ બેસતાં પૂછ્યું.

" હા. "

" મેં તને કહ્યું હતું તે બધી જણસો..."

" હું અહીં સાથે લેતી આવી છું અને ભાઇની તીજોરીમાં મુકાવી છે. "

તારિકાના એ જવાબે ગિરીશના હૈયાને જરા હેઠું બેસવાની તક આપી. મદનમોહન દાગીના ચોરી ગયો કિંવા તેને તારિકાએ આપી દીધા એવો સંશય બેઉ મિત્રોના મનમાં હતો, તે એથી નાબુદ થયો.

" તું હવે ઘેર ક્યારે આવવાની છે ? "

" હજી હું અહીં આવી છું તો સવારે જ. "

" હા, પણ આવતી વખતે તેં મને પૂછ્યું પણ નહિ ને ? " ગિરીશ રોષપૂર્વક બોલ્યો.

તારિકા ગંભીર બનીને બોલી : " જરા ધીમે બોલો, અને જો લડવાડ કરવા આવ્યા હો તો તેમ કહી દો. "

"મારે લડવાડ કરવી નથી, મારે તો તારી ચોખવટ સાંભળવી છે."

"અને તે માટે ગોવિંદભાઈને સાથે લેતા આવ્યા હશો, ખરું ને ?"

"હવે ગોવિંદભાઈથી શું અજાણ્યું રહ્યું છે ?"

"ગોવિંદભાઈથી ઘણું અજાણ્યું છે. ગોવિંદભાઈ જાણતા નથી કે તમે તમારી પત્નીને કેવળ વિસારી મૂકીને વેપાર અને નોકરીમાં ડુબાડૂબ રહો છો એટલે તમારી પત્નીને તમારો પૂરતો સહચાર મળતો નથી. ગોવિંદભાઈ જાણતા નથી કે આપણે એક-બીજાની સ્વતંત્રતામાં ડખલ નહિ કરવાનું પરસ્પર વચન આપ્યું છે, એ વચન મેં પાળ્યું છે પણ તમે પાળતા નથી..."

"એટલે ? સ્વતંત્રતાનો અર્થ સ્વૈરાચાર તો નથી ને ?"

"સ્વતંત્રતાનો જે અર્થ તમે કરો છો તે હું કરું છું. એને તમે સ્વૈરાચાર કહેતા હો તો આપણે બેઉ એકસરખાં અપરાધી છીએ."

"પોતાનો અપરાધ છુપાવવાને સામા ઉપર અપરાધનો આરોપ મૂકવાની ચતુરાઈ બતાવવામાં જ તું તારા ભણતરનો ઉપયોગ કરીશ, એ હું જાણતો જ હતો."

"અલબત્ત, હું ભણેલી છું, તમારા જેટલું ભણેલી છું, કોઈ મને બેવકૂફ બનાવી જાય એવી હું ભોળી નથી."

ગોવિંદ બોલ્યો : "ગિરીશભાઈ ! આમ પરસ્પર અપરાધનો આરોપ મુકાયા કરે અને તે ઉપર ચર્ચા ચાલે તો ન કોઈ હારે કે ન કોઈ જીતે; અને આવી બાબતમાં એકની હાર અને બીજાની જીત એ ઇષ્ટ પણ નથી. તેથી કદાચ સમાધાની થાય તોપણ દિલમાં તો ડંખ રહી જાય. એટલે બેઉને મારી એવી વિનંતિ છે કે બેઉએ ભવિષ્યના સહજીવન માટેનાં નિયમનો નક્કી કરવામાં પોતાની શક્તિ અને ચતુરાઈ વાપરવી એ જ ઠીક છે."

"એમાં વળી નિયમનો શા નક્કી કરવાનાં હોય ? પતિ કરતાં મિત્રોને મળવા હળવામાં જે સ્ત્રી વધારે રસ લેતી હોય તે સ્ત્રી પતિના પૂરતા સહચારના અભાવની ફરિયાદ કરે, એ શું ઓછી વિચિત્રતા છે ?"

"અને મારી આંખોમાં ધૂળ નાંખીને તમે મધુરી સાથે ગમે તેમ વર્તો એ વિચિત્રતા નથી, એમ ને ?"

"હું કાંઇ મધુરીની સાથે ઓરડામાં પુરાઇને બેસતો નથી..."

"ઓરડામાં પુરાઇને બેસતાં મારી નજરે પડ્યા નથી, સમજ્યા ને ?"

પાછો આ વિવાદ અનિષ્ટ માર્ગે ચડી જતો જોઇને ગોવિંદ બોલ્યો: "એ વાદ છોડીને એક વાર ભવિષ્ય માટે સ્વતંત્રતાની વ્યાખ્યા નક્કી કરો, એટલે એક બીજાની સામે ફરિયાદ કરવાનું કારણ ઉપસ્થિત ન થાય."

તારિકા બોલી : "ગિરીશના સ્વતંત્ર વર્તન સામે મેં કોઇ વાર ફરિયાદ ઉઠાવી નથી, તો મારા સ્વતંત્ર વર્તન સામે ફરિયાદ ઉઠાવવાનો એને શો અધિકાર ?"

ગોવિંદ બોલ્યો: "તારિકા બ્હેન ! એ અધિકારની વાત જવા દો. સ્વતંત્રતાને નામે સ્વૈરાચરણનો કોઇને અધિકાર નથી એ વાત તમને માન્ય છે ને ?"

"હા."

"તો હવે તમે આવતી કાલથી કોરે ચોપડે હિસાબ લખવાનું શરુ કરવા તૈયાર છો ?" ગોવિંદે પૂછ્યું.

"હા, પણ એવી તૈયારી બેઉની હોવી જોઇએ."

ગોવિંદે ગિરીશની સામે જોયું.

ગિરીશ બોલ્યો: "હું એ બધી ગઇ-ગૂજરી ભૂલી જવા તૈયાર છું, પણ હવે હિંદુ વિધિ મુજબનું લગ્ન વિનાવિલંબે થઇ જવું જોઇએ."

તારિકાએ આંખો વિસ્ફારી અને કહ્યું: "અત્યારે તમને એ લગ્નની જરૂરીઆત લાગી છે, એનો શો અર્થ ?"

"આપણે હિંદુ લગ્ન કરવાનું પરસ્પર વચન આપ્યું છે."

"તે ખરું, પણ અત્યારે જ તમે એ માંગણી શામાટે કરો છો ?"

"પહેલાં પણ મેં તને કહેલું જ હતું ને ?"

"હા કહેલું, પરન્તુ હજી હું હિંદુ લગ્ન મુલતવી રાખવા ઇચ્છું છું."

"તેનું કારણ શું ?"

"આપણે પરસ્પર મળતાં થઈ શક્યાં નથી; તે માટે વધુ સમય જોઇએ."

ગોવિંદ બોલ્યો: "પરસ્પર મળતાં થવા માટે જ હિંદુ વિધિ મુજબનું લગ્ન જરૂરી હોય છે, તારિકા બહેન! જ્યાંસુધી તમારી વચ્ચે હિંદુ લગ્નનું બંધન અસ્તિત્વ ધરાવતું નથી, ત્યાંસુધી તમારી વચ્ચેનો વિસંવાદ દૂર થવાનો નથી. એકબીજાંની ઊણપો અને ક્ષતિઓ તરફ ઉદાર દષ્ટિથી જોવાની ટેવ પાડવાનું હિંદુ લગ્ન એક સુંદર સાધન છે. જીવનભરના દાંપત્યની છાપ મન ઉપર છપાય છે, ત્યારે જ સંસારી જીવનમાં ઉદારતા પ્રકટે છે."

"હું એમ નથી માનતી, ગોવિંદભાઈ! પતિ–પત્ની વચ્ચે પહેલાં સંપૂર્ણ મેળ સ્થપાવો જોઇએ, પછી જ જીવનભરનું બંધન અસ્તિત્વમાં આવવું જોઇએ; બલકે એ મેળ જ વિકસીને વિનાબંધને જીવનભરનું દાંપત્ય આપોઆપ બની જાય છે." તારિકાએ પોતાનો અભિપ્રાય પ્રકટ કર્યો.

આ બુદ્ધિમાન્ અને દલીલબાજ પણ જીવનના પવિત્ર દંપતીભાવ વિનાનાં પતિ–પત્ની વચ્ચે હવે મેળ કેવી રીતે બેસાડવો એ ગોવિંદને માટે એક કોયડો થઇ પડ્યો. તેને ક્ષણભર લાગ્યું કે આ ભણેલાં પતિ–પત્ની કરતાં ગામડાનાં અબૂઝ પતિ–પત્ની વધારે સુખી અને સંતોષી હશે.

ત્રણે જણાં થોડી મિનિટ સુધી મૂગાં બેસી રહ્યાં.

તત્ક્ષણ ગિરીશ ઊભો થતો બોલ્યો : "ચાલો, ગોવિંદભાઈ ! આ જુલ્મ હું વેઠી શકું તેમ નથી."

તારિકા કશું ન બોલી. ગોવિંદ પણ છેવટે નિરાશ થઈને ઊઠ્યો અને ગિરીશની સાથે ચાલતો થયો.

ગિરીશ અને ગોવિંદ બેઉ મૂગા મૂગા ચાલવા લાગ્યા. બેઉ પોતપોતાની વિચારસૃષ્ટિમાં ગુમ બની ગયા હતા.

ગિરીશ અને તારિકાના જીવનના ઊંડાણમાં ગોવિંદે લાંબા વખત સુધી દૃષ્ટિપાત કર્યો નહોતો, પરન્તુ આપોઆપ ઉપસ્થિત થતા પ્રસંગોથી અનિચ્છાએ પણ જે તેણે જોયું-સાંભળ્યું હતું, અને હવે તો તે તેના ઊંડાણમાં ડૂબકી પણ મારી ચૂક્યો હતો, તે ઉપરથી તેને લાગતું હતું કે પોતે એક વિચિત્ર દુનિયાનું ઘડતર થતું જોઈ રહ્યો છે. એ દુનિયામાં નથી જીવનનું ધ્યેય, નથી પતિ-પત્નીના સહધર્મનું ધ્યેય, નથી ભાવિ પ્રજાના ઘડતરનું ધ્યેય, કે નથી દેશ તથા દુનિયાની જનતા પ્રતિના માનવીના ધર્મનું ધ્યેય. ધ્યેયહીન રીતે જીવી રહેલા ગિરીશ અને તારિકા જેવાં માનવજોડકાં વિદ્યાઓ ભણે છે, પદવીઓ મેળવે છે, ઊજળા ફરે છે, પણ પોતાના જ સ્થૂળ જીવનથી જરાએ આઘે તેમની દૃષ્ટિ જ પહોંચતી નથી ! ભણતરને વટાવીને તેઓ ધન મેળવે છે, ધનને વટાવીને તેઓ વિલાસ ભોગવે છે, વિલાસ ભોગવીને તેઓ પ્રજોત્પત્તિ કરે છે; પોતાની એ પ્રજા પ્રત્યેની ફરજનું પણ તેમને ભાન નથી હોતું, નહિતો તેઓનું દાંપત્યજીવન ગિરીશ અને તારિકા જેવું ન હોય. એ દાંપત્યજીવનમાં નથી આર્ય દાંપત્યધર્મનો અંશ કે નથી દાંપત્ય વિષેની પાશ્ચાત્ય માન્યતાઓની યથાર્થતા. દેશમાં 'રજીસ્ટર્ડ મેરેજ'નો કાયદો થયો એટલે તેનો લાભ સ્વૈરાચરણ માટે લેવાની આવાં જુવાનડાંઓને જાણે તક મળી ગઈ ! હિંદુ લગ્ન એ જીવનભરનું બંધન છે, એ બંધનના અતિયોગથી થતો અનર્થ ટાળવાને પરદેશી પદ્ધતિનું

લગ્ન દેશમાં કાયદેસર ઠરાવવામાં આવ્યું, પરન્તુ તેનો ઉપયોગ આ રીતે કરવાનો આ બુદ્ધિમાન જીવડાઓએ જાણે એક માર્ગ શોધી કાઢ્યો !

ગોવિંદના મનમાં થયાં કરતું હતું કે આપણા દેશને ઊંચા ભણતરનું ભૂત તો વળગ્યું નથી ! ઊંચા ભણતરની સાથે દૃષ્ટિ વિશાળ થવી જોઇએ, દેશ–પરદેશના સાહિત્યગ્રંથોના વાચનથી જીવન-ધ્યેય ઊંચા પ્રકારનું બનવું જોઇએ, અબૂઝ માણસ ડગલે ને પગલે ભૂલો કરે છે તેવી ભૂલો ભણેલાઓને હાથે ન થવી જોઇએ, તેને બદલે વધુ ભણેલાઓ જાણે જીવનમાં વધુ ભૂલો કરતા હોય એવું ગોવિંદ જોતો હતો. સાદાઇનો જીવનમાંથી લોપ થયો છે અને કૃત્રિમતા આવી છે, પહેરવેશ–રહેણી–કરણી–વર્તન ઇત્યાદિમાં ભણતર સફેદાઇ લાવે છે, પરન્તુ તે મોટે ભાગે ઉપર–ઉપરની, બારીક અસ્તર જેવી. ઊંડાણમાં એ સફેદાઇને સ્થાને બદબૂ ગંધાતી હોય છે. બદબૂને ગંધાતી અટકાવવા માટે યત્નો કરનારાઓ મૂલગામી નહિ પણ ઉપરછલા યત્નો કરે છે અને બહારની સફેદાઇને જ જાણે મૂલ્યવાન માને છે. જીવનની સંસ્કૃતિજન્ય ઉચ્ચતા તો ભણેલાઓમાંથી જાણે પહેલી વિદાય થાય છે, અને તેને સ્થાને પાશ્ચાત્ય જીવનના અનુકરણસમી બાહ્ય ટાપટીપ જામતી જાય છે. ઊંચું ભણતર ભણેલાં પુરુષો અને સ્ત્રીઓ બેઉમાં કૃત્રિમતા ઘર કરતી જાય છે. જીવનની સાદાઈ અને વિચારોની ઉચ્ચતા એ ઊંચા ભણતરનું ફળ હોવું જોઇએ, તેને બદલે જીવનની કૃત્રિમતા અને વિચારોની તુચ્છતા–સર્વાંશે નહિ પણ બહુ અંશે જોઇ રહેલો ગોવિંદ પોતાના મનને પૂછી રહ્યો હતો: " તેનો અંજામ કેવો આવશે ? "

કેળવણીકારો કહે છે કે આપણા ઊંચા ભણતરના અભ્યાસક્રમમાં ખામી છે, તે હશે; પરન્તુ જે ભણતર ભણાવવામાં આવે છે તેનો થોડો અંશ પણ આપણાં યુવક–યુવતીઓને પચતો કેમ નહિ હોય ? મેટ્રિકમાં નાપાસ થએલો છોકરો કાપડિયાની દુકાને

તાકા ઉથામીને પેટિયું કૂટી કાઢે છે, પરન્તુ બી. એ. થએલા જુવાનને ખુરશી–ટેબલની બેઠક વિના ઓફીસમાં કે પેઢીમાં બેસવું ફાવતું નથી ! મનગમતી નોકરી કે ધંધા વિના તેનું મન સંતોષ પામતું નથી અને મળેલા ધંધા–નોકરીને અનુકૂળ પોતાની જાતને બનાવવાને બદલે બહુધા અનુકૂળ ધંધા–નોકરીને શોધવાનું અને બેકારીમાં વધુ દિવસો ગાળવાનું તે પસંદ કરે છે ! ઊંચી કેળવણી લીધેલી યુવતીઓને પણ સાદાઈથી ઘરસંસાર ચલાવતાં અણગમો ઊપજે છે. એવી છોકરીઓ છેવટે પરણે છે, ઘરસંસારમાં રગદોળાય છે, રસોડું સેવે છે, બાળકોને ઉછેરે છે, એવું બધું કરે છે, પણ ઘણી ખરી તો તે કરવું પડે છે માટે કરે છે, ઉમંગથી નથી કરતી. તારિકાની પેઠે તેમને પણ નોકર–ચાકર, રસોઈયો, મોટર, રેડિયો અને બંગલો જોઈતાં હોય છે, તે માટેના તેમના અભિલાષ હોય છે, તે નથી મળતાં તેથી તેમને અસંતોષ રહેતો હોય છે, અને એવા અસંતોષની ઝાળ તેમના પતિઓને ડામતી પણ હોય છે. સમૃદ્ધિ અને મોજશોખ બધાં સામાન્ય માનવીઓને ગમતાં હોય છે, વેપારીની વહુ કે મીલની મજૂરણને પણ એવું જોઈતું હોય છે, પરન્તુ ઊંચું ભણેલાંઓ અને સામાન્ય માનવીઓ વચ્ચે શું કાંઈ તફાવત જ નહિ ? કેવળ સમૃદ્ધિની અને વિલાસની ઝંખના તો માનવીને પતનાભિમુખ જ બનાવે છે એવું આજનાં ભણેલાંઓ પણ ન સમજે અને સાવધાન બનીને ન વર્તે ?

શી ખબર, આવું કેમ બની રહ્યું છે ! જરૂર આપણા ગુલામ દેશને આ ભણતર જ પચતું નથી, અને ભણતર ભણવાથી જ જાણે સાહેબલોક બની જવાય છે એમ યુવકો તથા યુવતીઓ સમજે છે અને પછી જીવનમાં ઠેર ઠેર ઠેબાં ખાય છે. અથવા તો ભણતરનો પણ શો વાંક ! જીવનના ખોટા આદર્શને આપણા લોકો પકડી બેઠા છે, તેનું જ આ પરિણામ છે. એ દિશામાંથી તેમને પાછા વાળવા જોઈએ, નહિતો ગિરીશ અને તારિકાના જીવનના

જેવા કોયડા ઠેર-ઠેર ઊભા થશે, આપણું ગૃહજીવન સડતું જશે, કેવળ અર્થ-કામની સમૃદ્ધિ જ આપણું ધ્યેય બની જશે, તેથી નૈતિક-સામાજિક અવ્યવસ્થા જામશે, અને ઉત્તરોત્તર વિસ્તૃત થતું જતું એ વિષચક્ર આપણી સંસ્કૃતિની વિશુદ્ધિને ભરખી જઇને એવું ઝેર ફેલાવશે કે કોઈ પણ અમૃત આપણને બચાવી શકશે નહિ... અરરર! "કેવા માર્ગે આપણે જઇ રહ્યા છીએ, ગિરીશભાઈ?" છેલ્લું વાક્ય ગોવિંદથી પ્રકટ રીતે બોલી જવાયું.

"આપણે ઘર તરફ સીધે માર્ગે જઈ રહ્યા છીએ." ગિરીશ જવાબ આપ્યો: "તમારે કાંઇ કામ કરવાનું બાકી હોય તો ભલે તમે પેઢી પર જઈ આવો."

વિચારપ્રવાહમાં ગુમ બનેલા ગોવિંદમાં ભાન પ્રકટ્યું અને તે બોલ્યો: "પેઢીમાં તો કાંઇ ખાસ કામ બાકી રાખ્યું નથી, પણ તમારા મિત્ર પેલા રમેશને એકાદ વાર મળવાની મારી ઇચ્છા છે. તે ક્યાં રહે છે?"

"શાહપુરમાં દરવાજાને ખાંચે." ગિરીશે જવાબ આપ્યો.

ગિરીશ સમજ્યો તો ખરો કે ગોવિંદને રમેશ ઉપર દયા ઊપજી હશે, પણ તે કશું વધુ બોલ્યો નહિ. તે ઘર તરફ વળ્યો અને ગોવિંદે શહેરમાં જવાની બસ પકડી.



## [૩૦]. . દેશ તથા સમાજ સામેનો બહારવટિયો

**ઘર** પૂછતો પૂછતો ગોવિંદ રમેશને ત્યાં પહોંચ્યો ખરો, પરન્તુ તેને ખાતરી નહોતી કે આવે વખતે રમેશનો મેળાપ તેને ઘર આગળ થાય. નોકરી પરથી રમેશ સાંઝે જ ઘેર આવતો હોય અને હજી સાંઝ પડી નહોતી.

પરન્તુ આજે રમેશ નોકરી પર ગયો નહોતો, એટલે ગોવિંદે નીચેથી બૂમ મારતાં તુરત રમેશ બારીએ ડોકાયો અને આનંદથી બોલી ઊઠ્યો: " આવો ગોવિંદભાઇ, આવો ! તમે અહીં ક્યાંથી ? "

ગોવિંદ દાદર ચડીને ઉપર ગયો. તેણે જોયું કે એક જ ઓરડામાં રમેશનો ઘરખટલો જેમ તેમ કરીને સમાવેલો હતો; આડો પડદો નાંખીને પાછળ રમેશની પત્નીનો પ્રસૂતિનો ખાટલો રાખ્યો હતો, બાજુએ ઓરડીમાં રાંધવાની વ્યવસ્થા હતી અને ખંડનો બાકીનો ભાગ સૂવા–બેસવાના ઉપયોગમાં આવતો હતો; એટલા ખંડમાં રમેશ, તેની પત્ની અને તેના ત્રણ બાળકો રહેતાં હતાં અને તે ઉપરાંત કોઇ વિધવા બાઇને ગામડેથી સુવાવડ પ્રસંગે બોલાવેલી તે પણ હતી.

જતાં વાંત જ ગોવિંદે પૂછ્યું: " શું પ્રસૂતિ ઘેર કરાવી છે ? "

" ના, ના, આવી સંકડાશમાં ઘેર ન ફાવે, એટલે પ્રસૂતિગૃહમાં જ સુવાવડ કરાવેલી; સવારે જ હું તેને ઘેર લાવ્યો છું અને તે માટે રજા લઇને આજે નોકરી પર ગયો નથી; પણ તમે અહીં ક્યાંથી ગોવિંદભાઇ ! "

" તમને માત્ર મળવા જ આવ્યો છું. " રમેશે પાથરેલા કંતાન ઉપર બેસતાં ગોવિંદ બોલ્યો : " પ્રસૂતિગૃહમાં કેટલા દિવસ રહ્યાં ?"

" દસ દિવસ. કોઇને વધુ દિવસ રહેવાની જરૂર હોય, તોપણ રાખતા નથી. એટલા બધા કેસો આવે છે કે એકે ખાટલો ખાલી રહેતો નથી. "

" વસતી વધી પણ પ્રસૂતિગૃહો વધ્યાં નથી એટલે એવું જ રહેવાનું. અને આવા મોટા શહેરમાં તો કોઇ ધનિકો જ ઘર આગળ પ્રસૂતિ કરાવી શકે. તમને કાંઇ તકલીફ તો પડી નથી ને ? "

" પ્રભુની કૃપાથી તકલીફ પડી નથી. પહેલાં તેની તબિયત બગડેલી એટલે મને ચિંતા હતી; પણ તે વખતે મેં તુરત સારવાર કરી અને પૈસા ખર્ચ્યા તે આ વખતે ઊગી નીકળ્યા. "

"બધું ઠીક થઇ ગયું." કહેતાં ગોવિંદે ગજવામાંથી બંગડીઓ કાઢીને રમેશના ખોળામાં મૂકી: "એ તમારી પાસે જ રાખો, મને તેની જરૂર જણાતી નથી. તમારું એક કામ મારાથી થયું એટલો સંતોષ મારે માટે બસ છે."

"પણ તમારી રકમ હું અત્યારે પૂરી આપી શકું તેમ નથી."

"તેની કાંઇ ચિંતા નથી, તમારી સગવડે આપજો, પરન્તુ આવી જામીનગીરીની જરૂર મને લાગતી નથી એટલે હું તે તમને પાછી આપવા આવ્યો છું."

"આપણી વચ્ચેના તદ્દન ટૂંકા પરિચયમાં તમે મારા પર મોટો ઉપકાર કર્યો છે ગોવિંદભાઇ. જુઓ, મારી પાસે પોણોસો રૂપિયા છે તે હું તમને અત્યારે આપું છું, બીજા કકડે કકડે આપીશ."

"એ અત્યારે રહેવા દો, મને અત્યારે કાંઇ પૈસાની જરૂર નથી; તમને ઉપયોગી થઇ પડશે."

"પણ મને જરૂર ન હોય પછી હું તમારો દેવાદાર શામાટે રહું?"

"તમને કાંઇક સંકોચ થતો લાગે છે, રમેશચંદ્ર!" ગોવિંદ બોલ્યો: "તમને બસોની જરૂર હતી, મેં તમને દોઢસો આપેલા, પછી તમારી પાસે વધારો ક્યાંથી હોય?"

ક્ષણભર થોભીને રમેશ બોલ્યો: "ગોવિંદભાઇ! અમદાવાદમાં રોજ પાપનાં પોટલાં બંધાયે જ જાય છે, પરન્તુ બધા કાંઇ પાપી નથી હોતા. કાળાં બજાર ચાલે છે, શોષણ ચાલે છે, લાંચ–રુશ્વત ચાલે છે, ઊજળી લૂંટો ચાલે છે, છતાં થોડા શાણા, સમજુ, અને પાપભીરુ લોકો પણ અમદાવાદમાં છે હોં. પરમ દિવસની જ વાત તમને કહું. રાત્રે નવ વાગે એક ગૃહસ્થ મારે ત્યાં આવેલા. હું તેમને જોયે ઓળખું છું, પણ વિશેષ પરિચય નહિ. તેમણે મને કહ્યું: 'તમે હમણાં સુવાવડને અંગે ખર્ચમાં ઊતરી ગયા છો, તેથી એક ગૃહસ્થે તમને મદદ માટે આ સો રૂપિયા મોકલાવ્યા છે તે લો.' હું એ સાંભળીને અજબ થયો. મેં કહ્યું: 'મેં પૈસાની વ્યવસ્થા

કરી છે, અને મને કોઇની મદદની જરૂર નથી.' તેણે કહ્યું : 'હું જાણું છું કે તમે ઘરેણું ગીરો મૂકીને કોઇના પૈસા લાવ્યા છો, તો આ પૈસાથી તમે કરજમુક્ત થઇ જજો.' એમ કહીને તે ગૃહસ્થ મારા હાથમાં સો રૂપિયાની નોટો પકડાવીને ચાલી નીકળ્યા. મારી આંખોમાં આંસુ આવ્યાં. મારી ગરીબાઇથી મને કાંઇ રડવું આવ્યું નહોતું, હું ઉદ્યમ કરું છતાં તેમાંથી મારું ખર્ચ પૂરું ન થાય તે તો કાળની વિષમતાની અસર હતી, એ કારણે મારે મારી ગરીબાઇ ઉપર આંસુ પાડવાની જરૂર ન હોય. પરન્તુ મારી આંખો ભીંજાઇ એવું જોઇને કે કાળને વિષમ બનાવી રહેલા માનવીઓમાં પણ થોડા માનવીઓ એવા છે કે જેઓ વિષમતાને વિદારીને સમતા સ્થાપવા માટે યથાશક્તિ પ્રયત્ન કરે છે, અને તે પાછળ પોતાના ધનનો વ્યય કરે છે."

"પુણ્ય ઉપાર્જન કરવા માટે ધર્માદો કરનારા ધનિકો પણ અમદાવાદમાં હોય જ." ગોવિંદ બોલ્યો.

"ગોવિંદભાઇ! પુણ્ય ઉપાર્જન કરવા માટે ધર્માદો કરનારાઓ જુદા છે, અને અત્યારે મારા જેવા નીચલા થરના મધ્યમ વર્ગના માણસોની વિષમ સ્થિતિની ખેવના કરનારા જુદા છે. દરેક વસ્તુની ત્રણ–ચાર ગણી મોંઘવારી થાય ત્યારે મજૂરોને જે ભથ્થું મળે તેના ચોથા ભાગનુંય મારા જેવા કારકૂનોને ન મળે, તો પછી તેમણે જીવવું કેવી રીતે? આપણી પાસે બચત પણ શી હોય કે તેમાંથી આવો વિષમ કાળ પસાર કરી શકીએ? એ વિષમતા એવી છે કે પ્રામાણિક રહેવાની ઇચ્છાવાળા માણસને પણ પ્રામાણિક રહેવા ન દે. પેટનું પૂરું કરવા તેને કાંઇ પણ અપકાર્ય કરવું પડે. એ અપકાર્ય કરવાની સ્થિતિમાંથી માણસને ન ઉગારે સરકાર, ન ઉગારે વેપારીઓ, ન ઉગારે ઉદ્યોગપતિઓ; પછી અપ્રામાણિકતાથી વર્તવું અને અભિમાનથી ખર્ચવું એ જ માણસના જીવનનું એક પ્રચલિત ધોરણ બની જવા પામે. સમાજની આર્થિક દુર્દશાના એ ઝેરી કુંડાળાને વિદારવા

અમીના છાંટિણાં નાંખનારા થોડાક પણ વિચારશીલ ધનિકો છે અને મધ્યમ વર્ગની હાલાકી ઉપર ધ્યાન રાખે છે એ વાતની મને તો પછીથી જાણ થઇ. એવા જ કોઇ અજ્ઞાતનામા સુજ્ઞ ગૃહસ્થની સહાયથી આજે તમારા દેવાની અર્ધી રકમ તો હું આપી દેવા શક્તિમાન થયો છું."

અમદાવાદમાં આવી રીતે મધ્યમ વર્ગને છૂપી મદદ કરનારા કોઇ કોઇ છે એ વાતની ખબર ગોવિંદને પહેલી જ વાર પડી. ગિરીશ રમેશને બસો રૂપિયા ઉછીના આપવાની ના કહે, પરંતુ પેલો મંગળદાસ ચાલીસ હજાર રૂપિયા તેની પાસેથી સહેલાઇથી ઓકાવી શકે! ધનિકતા જ્યારે અસમતોલ બની જાય, અને સમતોલતા સ્થાપવાની જરૂર ઊભી થાય છતાં તે વખતે માણસને ધનના અંશનો ત્યાગ કરવાનું ન સૂઝે, તેથી જ મંગળદાસ જેવાઓને એ સમતોલતા સ્થાપવા માટે કાંતો કુદરત મોકલતી હશે!

ગોવિંદ આ વિચારમાં ડૂબેલો બેઠો હતો તે વખતે રમેશે ઊઠીને પેટીમાંથી પોણોસો રૂપિયાની નોટો કાઢીને ગોવિંદના ખોળામાં મૂકી. રમેશની જેવી સ્થિતિ હતી તેવી સ્થિતિ અમદાવાદના અનેક મધ્યમ વર્ગના નોકરીઆતોની હતી. એ સ્થિતિમાં તેમને બચાવનાર વીરલ જ માણસો હતા. ગોવિંદનું દિલ ઊભરાયું અને તેણે રમેશને કહ્યું: "રમેશચંદ્ર! પોણોસો રૂપિયાના મારા કરજમાંથી તમે મુક્ત થયા!, પરન્તુ આ રકમ પેલા ગૃહસ્થને તમે આપજો અને કહેજો કે કોઇ સુપાત્ર મધ્યમ વર્ગના માણસને તે મારા તરફથી મદદ તરીકે પહોંચાડે."

રમેશને આ સુચરિત જુવાનના પગ ચૂમવાનું જાણે મન થયું. ગોવિંદે આપેલી નોટો હાથમાં લેતાં રમેશનું હૃદય આર્દ્ર થયા વિના રહ્યું નહિ. ગોવિંદનો એ પોણોસો રૂપિયાનો ત્યાગ રમેશને મન કોઇ કરોડપતિના પોણો લાખ રૂપિયાના દાન કરતાં પણ વધારે મૂલ્યવાન લાગ્યા વિના રહ્યો નહિ.

અને જ્યારે ગોવિંદ રમેશથી છૂટો પડીને ઘર તરફ જવા નીકળ્યો ત્યારે ગોવિંદના મનમાં ગિરીશની જ નહિ પણ અમદાવાદના લખપતિઓ અને કરોડપતિઓની ધનિકતા તરફ એક પ્રકારના દ્વેષનો ઊભરો ચડ્યા વિના રહ્યો નહિ.

"ત્રાસવાદી અને લૂંટારાઓ વિના બીજું કોઇ આવા માણસોનું ધન અંધારામાંથી કઢાવીને લોકોમાં વહેંચવાનું કે ફરતું કરવાનું કરી શકે તેમ નથી. ધર્મગુરુઓ એવા માણસોને સ્વર્ગની કે પુણ્યોપાર્જનની લાલચ આપીને ધન કઢાવે છે એ એક રીતે સારું છે, પરન્તુ તેટલું બસ નથી. અને એ ધર્મગુરુઓ પણ પાછા ધનવાન બનીને લખપતિઓ અને કરોડપતિઓના જેવા શોષક અને જમીનદારો બની જાય છે! ખરી રીતે તો તેમનું ધન લૂંટીને જ ગરીબોને વહેંચી દેવું જોઇએ! સરકાર કરવેરા નાંખીને તેમનું ધન ખેંચે છે એ પણ આવી શોષક અને પાપી ધનિકતાને ફેડવા માટે કાંઇ ખોટું નથી, પરન્તુ સરકાર પાછી એ ધનને પોતાનું પોલાદી ચોકઠું મજબૂત કરવામાં જ વાપરે છે અને દેશના ગરીબો ને બેકારો એવી જ પરિસ્થિતિમાં સબડ્યા કરે છે એ સારી વાત નથી. ધનિકો પાસેથી લેવામાં આવેલા કરવેરાનું ધન ગરીબોમાં જ વહેંચાવું જોઇએ અને સરકાર તેમ ન કરે તો તેની સામે પણ મારા જેવાએ બહારવટું ખેડવું જોઇએ......

"હા, ગિરીશને અને મને સરકારે જેલમાં મોકલ્યા હતા, તે બહારવટિયા માનીને જ મોકલ્યા હતા ને! પરન્તુ બહારવટું તો ન ખેડાયું મારાથી કે ન ખેડાયું ગિરીશથી. ગિરીશ તો સરકાર સામેનો બહારવટિયો મટીને દેશ તથા સમાજ સામેનો બહારવટિયો બની ગયો! કેવો તુચ્છ માણસ! એક વખતનો સમાજવાદી જુવાન, ફ્રાન્સ અને રશિયાની ક્રાન્તિનાં સૂચક બળોનાં વ્યાખ્યાનો ઝૂડનાર મહાસભાવાદી ગ્રેજ્યુએટ, આજે સરકારી નોકર બની ગયો છે; તેટલુંય જાણે ઠીક, પણ કાળાં બજાર, નફાખોરી, લાંચ-રુશ્વતનો

પામર કીડો બની ગયો છે! એ ચારિત્ર્યની નિર્બળતા હશે કે વિકૃતિ ?"

એ ગમે તે હોય, પોતે ધનિકો સામેનો લૂંટારો કે સરકાર સામેનો બહારવટિયો ન થઇ શકતો હોય, તોપણ ગિરીશ જેવા દેશ અને સમાજ સામેના લૂંટારાના સહકારી તરીકે ન રહેવાનો પોતે હવે નિશ્ચય કર્યો હતો તે તો જરૂર સારું કામ હતું એમ ગોવિંદને લાગ્યું. હવે જેમ બને તેમ ઉતાવળે ગિરીશથી છૂટા થઇ જવાનો યોગ મળી જાય તો ઠીક એમ પણ તેના મનમાં આવ્યું.

તે ઘેર આવ્યો ત્યારે સાંઝ પડી ગઈ હતી. ગિરીશ ઘેર જ હતો અને ઊંડા વિચારમાં ડૂબીને સિગારેટનો ધુમાડો કાઢી રહ્યો હતો. તેની વિચારમગ્નતાની પાછળ તેની ઉપર ઝઝૂમેલી આફતો સિવાય બીજું શું હોય ? ગોવિંદે પૂછયું: "કેમ, કાંઇ નવીન સમાચાર છે ?"

ગિરીશ બોલ્યો: "હા, નવીન સમાચાર એ છે કે હું રેશનિંગ ખાતામાંથી બરતરફ થયો છું."

"એમ ?"

"હા, પણ મને તેની ચિંતા નથી. વેપારમાં હું હવે સારી પેઠે મન પરોવી શકીશ."



## [૩૧] . . . . બેકાર, પણ હિંમતબાજ

**મા**સિક હજારેક રૂપિયાનું ખર્ચ રાખનાર ગિરીશની માસિક દોઢસો રૂપિયાની નોકરી તૂટી ગઇ તેથી કાંઇ તે ગભરાઇ જાય તેમ નહોતું. મહિને દોઢસો રૂપિયા વધુ કમાઇ લેવા એ તો તેને મન રમત વાત હતી. દુકાન, પેઢી કે ગોડાઉન નહિ રાખનાર અને હાથમાં થેલી લઈને બજારમાં ફરી કાપડનો વેપાર કરનારાઓ પણ

કાળા બજારને આશરે રહીને સ્હેજે મહિને હજાર–પંદરસો કૂટી કાઢતા હતા, તો ગિરીશ જેવા પાવરધા માણસને મન તો દોઢસો રૂપિયાની બંધ થએલી આવક ખજૂરાનો એકાદ પગ તૂટી ગયા જેવી નજીવી ખોટ માત્ર હતી.

પણ હવે તેની અમલદારી ચાલી ગઈ હતી, તેની લાગવગ તૂટી ગઇ હતી, તેનો પ્રભાવ ઓછો થઈ ગયો હતો, ગરજાઉઓને નીચોવવાની તક અદૃશ્ય થઇ હતી, એ ખોટ ખરેખર મોટી હતી. મોટા મોટા વેપારીઓ અને ઉદ્યોગપતિઓ ગરજના માર્યા તેને નમન કરતા તે સ્થિતિ હવે રહી નહોતી. આજસુધી માણેલા અમલદારીના કેફની મઝા એકદમ ઊડી ગઇ હતી. એ વસ્તુસ્થિતિનું દુઃખ તેને ઊંડી ઊંડી અકળામણ ઊપજાવતું હતું ખરું.

બીજે દિવસે સવારમાં ખાતાના જૂના સહકારીઓને પૂછગાછ કરતાં તેણે જાણ્યું કે તેની સામે લાંચના અનેક આરોપો તપાસ હેઠળ હતા પણ તજવીજમાં તે પુરવાર થાય તેમ નહોતું. છેવટે તેના સેફ ડિપોઝિટના ખાના ઉપર દરોડો પાડવાનો પોલીસખાતાએ વિચાર કર્યો હતો, પરન્તુ તેના નામે કયાંય ખાતું માલૂમ ન પડવાથી ખાતું કાંઇ કરી શક્યું નહોતું. એ રીતે ગિરીશ અદાલતની તપાસમાંથી બચી ગયો હતો, અને પૂરતા તથા મજબૂત પુરાવાને અભાવે ઉપરી અમલદારે લોકોને અળખામણા બની ગએલા રેશનિંગ ખાતાના એક અમલદારને નાલેશીમાંથી બચાવી લઇને, પોતાના ખાતાને પણ જાહેર નાલેશીમાંથી બચાવી લેવા માટે ગિરીશને નોકરીમાંથી રજા આપીને જ ચલાવી લીધું હતું.

આ બધી ખબર ગિરીશે સાંભળી ત્યારે તે હસીને બોલ્યો : "એમ ન કરે તો બીજું કરે શું ? મને અદાલતમાં ખેંચી જવાથી કોણ સલામત રહેત એ જ પ્રશ્ન હતો ! મને નોકરીમાંથી કાઢી મૂકીને ખાતાએ પોતાના જ હાથની ખસ ટાઢા પાણીએ કાઢી છે !"

પેઢી પર જઈને હવે તેણે વેપારના કામમાં જ ચિત્ત બરાબર આપવા માંડયું. હાથ ઉપરનો માલ તેણે કસીને વેચવા માંડયો અને વધુ માલ મેળવવાની તજવીજ કરવા માંડી, પરન્તુ જોઈતો માલ હવે મળતો નહોતો. સુનીતિચંદ્ર શેઠની મીલમાંથી નિયમ મુજબ આજે દસેક ગાંસડી મળવી જોઈતી હતી, પરન્તુ મીલમાં પુછાવતાં સાફ નકાર સાંભળવા મળ્યો!

બે દિવસ વધુ ગયા અને ગિરીશનો વેપાર મંદ પડી જવા પામ્યો. માલ મળે નહિ, પછી વેપાર ક્યાંથી થાય?

અઠવાડિયાને છેલ્લે દિવસે કાપડ કંટ્રોલ ખાતાનો હુકમ નીકળ્યો કે હવેથી કાપડિયાઓને મીલોમાંથી 'કવોટા' પદ્ધતિથી માલ મળશે અને નવા વેપારીઓને માલ મળી જ નહિ શકે!

ફરીથી ગિરીશ પિતાની સલાહ લેવા ગયો, પણ પિતા પાસે તો પુત્રને ઠપકો આપવા સિવાય બીજું કશું હતું જ નહિ! "નોકરી કરતાં ન આવડી અને વેપાર કરતાં પણ ન આવડયો" એવી પિતાની ટકોર તેણે મૂગે મોઢે સાંભળી લીધી. તારિકા સાથેના ખટરાગની વાત હજી પિતાને કાને પહોંચી નહોતી, નહિતો એક વધુ ટકોર પણ તેને સાંભળવી પડત કે "પરણીને ઘર ચલાવતાં પણ આવડયું નહિ!"

છેવટે કેવળચંદ કાપડિયાએ પુત્રને કહ્યું: "હવે તું તારી કાપડની પેઢી સંકેલી લે અને મારી વાત સાંભળ. સરકાર કાપડની લાઇસેન્સવાળી દુકાનો કઢાવવાની છે, તેમાંની એકાદ દુકાન મંજુલના નામે ચલાવવા મળે એવી તજવીજ કર. ઠરાવેલે ભાવે પરચુરણ કાપડ વેચવાનું મંજુલને ફાવશે, તને નહિ ફાવે, અને નફાના ગાળાનું પ્રમાણ પણ સારું ઠરાવેલું છે એટલે તને નોકરીની આવક જેટલી આવક સહેજે મળી રહેશે."

જથાબંધ કાપડનો વેપાર કરનાર ગિરીશને પરચુરણ કાપડ વેચવાની દુકાન કાઢવાની વાત ગમી નહિ. એવી દુકાનમાંથી પોતાને

મહિને સો–દોઢસો માંડમાંડ મળે તેમાં તેનું શું વળે? બંગલાનું ભાડું અને નોકર–ચાકરમાં જ એટલી રકમ તો પૂરી થઇ જાય! છતાં પ્રકટ રીતે તો એ વિષે પોતે તજવીજ કરી જોશે એમ જ તેણે પિતાને કહ્યું.

અને ગિરીશે તજવીજ કરી પણ ખરી. જો ગિરીશની જગ્યાએ બીજો કોઈ સાધારણ દુકાનદાર હોત તો તેને ધોરણસરનો એવો જ જવાબ મળત કે "અરજી કરો, ફારમ ભરો, પછી રીતસર થશે." પરન્તુ ગિરીશ અનેકનો ઓળખીતો હતો તેથી તેને એવો જવાબ ન મળ્યો. તેને ય અરજી કરવાની સલાહ તો આપવામાં આવી, પણ તે સાથે એક કારકુને ખાનગી રીતે કહ્યું કે દુકાનમાં એક જણનો આઠ આની ભાગ રાખો તો લાઇસન્સ મળે! કોનો ભાગ રાખવાનો છે એ વિષે તો કશી ચોખવટ ન થઈ, પણ બધી વાતનો સાર એ હતો કે એક અમલદારના એક–બે ભત્રીજા, એક સાળો, ત્રણ ભાણેજ એ બધાને કોઈ ને કોઇ દુકાનની ભાગીદારીમાં ગોઠવી દેવાના હતા અને એ બધાયને 'સ્લીપિંગ પાર્ટનર'–કામકાજ કરે નહિ અને ભાગ આપવો પડે એવા ભાગીદારો તરીકે રાખવાના હતા, જેઓ દુકાનમાં મૂડી પણ રોકવાના નહોતા! એમાંના એક ભાગીદારને જો ગિરીશ સ્વીકારી લે તો તેની અરજીને સફળતા મળવાનો પૂરો 'ચાન્સ' હતો! કદાચ એકને બદલે બે દુકાનો જોઇતી હોય અને બે ભાગીદારોની ગોઠવણ થઈ શકે તેમ હોય તો તે માટે પણ 'ચાન્સ' હતો.

તજવીજનું આ પરિણામ જાણીને જો ગિરીશની જગ્યાએ ગોવિંદ હોત તો તે મૂગોમૂગો ચાલી જ નીકળ્યો હોત, પરંતુ ગિરીશ તો સરકારી, અર્ધસરકારી અને બીનસરકારી એવાં બધાં ખાતાંનો ભોમીઓ હતો એટલે તેને એ વાતમાં કાંઇ નવાઇ લાગી નહિ. તેણે અરજીનું ફારમ લીધું અને પુનઃ તેણે પિતાની સલાહ લીધી.

"એક ભાગીદારે તો ભીખ મંગાવી અને વળી બીજી વાર ભાગીદારી કરવાની સલાહ હું આપતો નથી. ભાગીઆ અને અભાગીઆ એ બરાબર." એવી તેને પિતાએ સલાહ આપી.

ગિરીશને એવી નાની દુકાન કરી પેટનું પૂરું કરવાનાં હવાતિયાં મારવાં જ નહોતાં, એટલે આ નિષ્ફળતાથી તેને કાંઇ ખાસ લાગી આવ્યું નહિ કે તે નિરાશ પણ થયો નહિ.

રેશનિંગ ખાતામાં ગિરીશે તનસુખલાલની લાગવગથી નોકરી મેળવી હતી, એટલે નોકરી તૂટી જવાના સમાચાર સાંભળીને તનસુખ પોતાને મળવા આવશે એવી ગિરીશની ધારણા હતી. હવે વળી કાપડની પેઢી બંધ થવા જેવી સ્થિતિ ઊભી થઈ હતી તેથી પણ તનસુખ કાંઇ પૂછગાછ કરવા આવશે એવી ગિરીશની ગણતરી હતી. પરન્તુ એ ધારણા અને ગણતરી બેઉ ખોટાં પડચાં હતાં. તનસુખ બિલકુલ આવ્યો જ નહિ, ગિરીશ અને તારિકા વચ્ચે પડેલી તૂટને સાંધવા જેવી મધ્યસ્થી પણ તેણે કરી નહિ, એ જોઇને તો ગિરીશને બહુ નવાઇ લાગી.

"ગોવિંદભાઇ! તમે જોયું ને? મારી અને તારિકા વચ્ચે તૂટ પડી તે અંગે તનસુખલાલે જરાએ પરવા બતાવી નહિ, નહિતો તે એકાદ વાર પણ મારી પાસે આવત."

"બે ઉશ્કેરાયલાં મનનું સમાધાન સમય પાકયા પહેલાં થઇ શકતું નથી. તનસુખલાલે બધું જાણ્યું તો હશે જ અને તે સમય પાકવાની રાહ જોતા હશે એમ હું ધારું છું."

"એમને હિસાબે તો સમય પાકી ગયો ગણાય. મારી નોકરી તૂટી, ધંધો લગભગ બંધ થયો, હું બેકાર બની ગયો, હવે હું ઢીલો પડચો હોઇશ એવું તે જરૂર માને અને કાંઇ નહિ તો મને શિખામણ આપવા તો અવશ્ય આવે; પણ એ ભાઇબહેન બેઉ કદાચ એમ માનતાં હશે કે હું તેમના પગ ચાટતો જઇશ, અને તેઓ એ અવસરની જ રાહ જોતાં હશે."

"એવાં અનેક અનુમાન થઇ શકે. કદાચ તમારું ઝવેરાત તેમને ત્યાં છે તેની માંગણી કરવા તમે તેમને ત્યાં જશો એવી પણ તેઓ ધારણા રાખી બેઠાં હોય, અને તે વખતે તમારી અને તારિકા બહેન વચ્ચે પડેલી તટ સાંધવાનો યત્ન કરી જોવાનો તેમનો ઇરાદો હોય."

"હા, હા, એમ પણ હોય. હવે હું ગરીબ બની ગયો એટલે દાગીના વટાવીને મારે પેટ ભરવું પડશે અને મને તેની ગરજ પડશે એવી પણ તેમની ગણતરી કેમ ન હોય? પણ તેઓ ખાણ ખાય છે ખાણ! એ દાગીના ખાતર પણ હું તેમને પગે પડવા જવાનો નથી. આફતોથી હું બિલકુલ ડરતો નથી, ગોવિંદભાઇ! નોકરી-ધંધો ખોવાઇ ગયાં પણ મારી હિંમતને કાંઈ મેં ખોઇ નાંખી નથી. લાત મારીને મહિને હજાર રૂપિયા પેદા કરવાની મારામાં હિંમત છે."

"એ ઠીક છે, પણ હું ધારું છું કે તમારે હવે તમારી જીવનની જરુરીઆતો ઘટાડવી જોઇએ, કાંઈ નહિ તો મોટર-બંગલો તો કાઢી નાંખીને ખર્ચમાં કાપકૂપ કરવી જોઇએ." ગોવિંદે સલાહ આપી.

"પહેલાં હું એવી કાપકૂપ કરી શકત, પણ હવે તો નહિ જ. હવે જો હું મોટર-બંગલો કાઢી નાંખું તો હું ભિખારી બની ગયો લેખાઉં, મારી પ્રતિષ્ઠા ઓછી થાય, અને માન-આબરુ ટકાવી રાખ્યા વિના કાંઇ નવો ધંધો હાથ કરી શકાતો નથી. હું તો તમને એમ કહેવા ઇચ્છું છું કે તમે મારાથી છૂટા પડવાનો વિચાર બંધ રાખો. મારો ધંધો બંધ થયા પછી પણ તમને ચાલુ રાખવા અને તમારું વેતન આપવા હું શક્તિમાન છું. તમે હશો તો ભલે નામની પણ મારી પેઢી ચાલુ રહેલી દેખાશે અને પછી તો હું કોઇ પણ ધંધો પકડી લઇશ અને તમે મને ભારે નહિ પડો."

પોતાનો ધંધો-નોકરી બંધ થવાથી જનતામાં પોતાની પ્રતિષ્ઠા ઓછી થઇ જવાનો જે ભય ગિરીશના મનમાં રહ્યાં કરતો હતો

તે ભય તેણે ગોવિંદ સમીપે સ્પષ્ટ રીતે વ્યક્ત કર્યો અને એ પ્રતિષ્ઠા ટકાવી રાખવાના કાર્યમાં ગોવિંદની મદદ માંગી, પણ ગોવિંદને એ વાત કોઇ રીતે રુચે તેમ નહોતું.

તેણે કહ્યું : "ગિરીશભાઈ! મારા અને તમારા જીવનના રાહમાં કેટલું મોટું અંતર છે તે મેં સારી પેઠે જોયું છે. તમે કોઇ પણ રીતે ધન કમાવામાં માનો છો, હું તેમ માનતો નથી. તમે ખર્ચાળ રીતે ભભકાભર્યું જીવન ગાળવામાં માનો છો, હું તેમ માનતો નથી. પ્રતિષ્ઠા વિષેના તમારા ખયાલમાં અને મારા ખયાલમાં પણ વિશાળ અંતર છે. માઠું ન લગાડો તો કહું કે તમારા વેપાર–ધંધા ને નોકરી અંગેની જે માહિતી આજે હું ધરાવું છું તેનો સ્વલ્પ પણ ખયાલ મને પહેલાં આવ્યો હોત તો હું તમારી પેઢીમાં જોડાવાની સાફ ના કહેત. મારી પ્રત્યેનો તમારો અપૂર્વ સદ્ભાવ જ આજસુધી મને અહીં બાંધી રાખી શક્યો છે."

ગિરીશ હસીને બોલ્યો : "મને તમારા કથનથી માઠું લાગે જ નહિ..."

"ગોવિંદભાઈ..." બહારથી કોઇએ બૂમ મારી.

ગોવિંદ તુરત ઊઠ્યો અને જોયું તો બહાર ટપાલી આવેલો. તેણે 'એક્સપ્રેસ ડિલીવરી'નો એક કાગળ ધર્યો તે ગોવિંદે લીધો.

"કોઇનો તાકીદનો પત્ર છે?" ગિરીશે કાંઇક ચિંતાથી પૂછ્યું.

ગોવિંદે પત્ર ફોડ્યો અને ઉખાળીને ઉપર ઉપરથી નજર ફેરવી લઇ જવાબ આપ્યો: "નહિ રે! એવું કશું જ નથી. મુંબઇથી પત્ર આવ્યો છે."

"ત્યારે તો જયમનનો પત્ર હશે...કાગળ તો ખૂબ લાંબો લખ્યો લાગે છે..."

ગોવિંદે જરા હસીને કહ્યું : "એ બધી નવરાશની નિશાની છે ને?"

જેની સાથે ગોવિંદનું વેવીશાળ કરવામાં આવ્યું હતું, તે જ એ જયમન.



## [ ૩૨ ] . . . . . ભાવિ પત્નીનું ઘડતર

ગોવિંદે મલકાતે મુખે જયમનનો લાંબો પત્ર વાંચ્યો, બીજી વાર પણ વાંચ્યો અને પછી તેને પાછો પરબીડિયામાં મૂકી ગજવામાં મૂક્યો. ગિરીશે સહજ પૂછ્યું: "કેમ, કુશળતાના જ સમાચાર છે ને?"

ગોવિંદ બોલ્યો: "પત્ર ઉપરથી કહું તો તેમાં કુશળતાના સમાચાર નથી, જયમનની તબિયત ખરાબ રહે છે, પરન્તુ હું માનું છું કે એકંદરે બધું કુશળ જ છે."

"એનો અર્થ શો? કુશળતાના સમાચાર ન હોવા છતાં તમે કુશળતા શા આધારે માની લો છો?"

"મારા અંતરાત્માનો અવાજ કહે છે કે કુશળતા જ છે." ગોવિંદે જવાબ આપ્યો.

"ગાંધીજીના ચેલાઓનો અંતરાત્માનો અવાજ બહુ જબ્બર લાગે છે!" ગિરીશે ટકોર કરી.

ગોવિંદ સ્મિત કરીને પોતાના ખંડમાં ચાલ્યો ગયો. તેણે એક વાર ફરીથી જયમનનો પત્ર વાંચ્યો:

"શ્રીમાન્ ગોવિંદદાસજી!

"તમે તે કેવા માણસ છો? આ ત્રીજો પત્ર હું લખું છું, પણ તે પહેલાંના મારા બેઉ પત્રોનો જવાબ તમે ખાઇ ગયા છો. તમારા મિત્ર ગિરીશભાઇનાં પત્ની તમને શું ભૂખ્યા રાખે છે કે જેથી તમે મારા પત્રનો જવાબ ખાઇને તમારી ભૂખ સંતોષો છો?

"તમે મોકલેલાં બધાં પુસ્તકો હું વાંચી ગઇ છું. ત્યારપછી તમે સૂચવેલાં બીજાં પુસ્તકો મંગાવીને પણ મેં વાંચી નાખ્યાં, પણ તમારી તરફથી પત્રનો જવાબ જ ન મળે તો પછી બીજાં પુસ્તકો મળવાની તો આશા જ ક્યાં રહી? આ પત્ર તમને હાથોહાથ એટલા માટે જ પહોંચાડવો પડ્યો.

"તમે રેંટિયા ઉપર સૂતર કાંતવાનો આગ્રહ કર્યો અને હું રોજ અર્ધો કલાક કાંતું છું, પરન્તુ તમારું રેંટિયાનું શાસ્ત્ર મને કાંઇ સાચું લાગતું નથી. રેંટિયો કાંતીને જ હું માંદી પડી છું, છતાં નિયમ મુજબ કાંત્યા કરું છું કારણકે મેં તમને વચન આપ્યું છે; પરન્તુ મને તે જરાય ગમતું નથી. રેંટિયાને હાથમાં લઉં છું અને તમે યાદ આવો છો એટલા પૂરતો રેંટિયો મને ગમે છે, પરન્તુ તે ઉપર કાંતવાનું કશાય ઉપયોગનું હોય એમ હું માની શકતી નથી. સૂતરની આંટીઓ તૈયાર થાય છે પરન્તુ તે જળવાતી નથી અને ખોવાઇ કે વેડફાઇ જાય છે. ભાભીએ બે ત્રણ આંટીઓનો નાડાં ગૂંથવામાં ઉપયોગ કર્યો છે તે સિવાય તેનો કશો ઉપયોગ થયો નથી. રેંટિયાથી દેશનો ઉદ્ધાર કેવી રીતે થાય તે તમે જાણો ને ગાંધીજી જાણે, પણ રેંટિયો કાંતવાથી ચિત્તને શાંતિ અને મનને ધીરજ મળે છે એવું જે તમે લખતા હતા તે તો જરાય સાચું નથી. મેં રેંટિયો કાંતવા માંડ્યા પછી મારી તબિયત સારી રહેતી નથી, પછી ચિત્તની શાંતિની વાત જ શી કરવી ?

"તમે કાંઇ કારણ શોધી કાઢીને થોડા દિવસ અહીં ન આવી શકો ? મારે તમારી સાથે ઘણી ઘણી વાતો કરવી છે. પત્રમાં તે હું કેટલુંક લખું ? તમારા પત્રોએ અને તમારી પસંદગીનાં પુસ્તકોના વાચને મારા મનમાં કાંઇ કાંઇ પ્રશ્નો ઊભા કર્યા છે જે બધાનો ખુલાસો તમે અહીં આવો તો જ મળી શકે.

"તમારા છેલ્લા પત્રમાં તમે લખ્યું હતું કે ગિરીશભાઇનાં પત્નીએ પોતાની મોટરની અડફેટમાં એક બાઇને લીધેલી અને તેથી તે બાઇનો પગ પણ ભાગી નાંખેલો, તે ઉપરથી તમને એ ઝડપી વાહન ઉપર બહુ નફરત ઉત્પન્ન થઇ છે. મોટરનો અકસ્માત થયો તેમાં થોડો વાંક પેલી બાઇનો હશે, કંઇક વાંક ગિરીશભાઇનાં પત્નીનો હશે, પરન્તુ તેમાં મોટર ઉપર શામાટે નફરત ઊપજવી જોઇએ તે મને બીલકુલ સમજાતું નથી. આવી તો ઘણી વાતો મારે તમારી સાથે કરવી છે અને તેનું રહસ્ય સમજવું છે.

"આપણે એક બીજાને જોયાને બે વરસ થવા આવ્યાં હશે. એટલા વખતમાં હું તો ખૂબ જ બદલાઇ ગઇ છું, તો તમે પણ બદલાઇ જ ગયા હશો ને ? જેલમાંથી છૂટીને મુંબઇ થઇ વીરમગામ ગયા, તોપણ તમે દર્શન આપવા આવ્યા નહિ, તો હવે તો કાંઇ કારણ શોધી કાઢીને એક વાર જરૂર મુંબઇ આવો. શું સમજ્યા ?

"બીજાં પુસ્તકો વાંચવાં છે, પણ તે ટપાલમાં મોકલશો નહિ. કાં તો સાથે લઇને જ આવવું, અને અહીં આવીને મને હાથોહાથ આપવાં. પણ આ પત્રનો જવાબ તો ટપાલમાં તુરત જ લખજો.

"ભાભીએ તમારી કુશળતા પૂછી છે અને તમને ખૂબ સંભાર્યા છે. તે પણ ઇચ્છે છે કે તમે આવો તો ઠીક, પણ હું તમને આગ્રહ-પૂર્વક તેડાવું છું એ વાત મેં ભાભીને કરી નથી.

"કહો, હવે ક્યારે આવો છો ?

"લી. જીવનભર તમારી જ
"જયમન."

જયમનનું મુંબઇ આવવાનું આમંત્રણ વાંચીને ગોવિંદને ઇચ્છા તો થઇ કે પોતે એક વાર મુંબઇ જાય અને ભાવિ પત્નીને તેના જીવનવિકાસ માટે જે કાંઇ માર્ગદર્શન પોતાથી બની શકે તે કરે, પરન્તુ મુંબઇ જવાનું કોઇ નિમિત્ત તેને હાથ લાગ્યું નહિ. અમદાવાદ તો તે હવે છોડવાનો જ હતો. ગિરીશનો ધંધો બંધ થયો હતો અને પોતે તેની પાસેથી છૂટા થવાની માંગણી પણ કરી હતી. પરન્તુ અમદાવાદ છોડવું એટલે મુંબઇ જ જવું જોઇએ એમ કાંઇ નહોતું. મુંબઇમાં કોઇ ધંધા—નોકરીનું નિમિત્ત પણ નહોતું. અમદાવાદ છોડીને તો પોતે સીધો વીરમગામ જ જઇ શકે; જોકે દેશની પરિસ્થિતિ એવી વણસતી જતી હતી કે વીરમગામમાં પોતા માટે કોઇ ધંધાના નવા સંયોગો ઉત્પન્ન થયા જણાતા નહોતા, અને અમદાવાદમાં તો તે વેપાર, ધંધા અને નોકરોની સ્થિતિ જોઇને ખૂબ ધરાઇ ગયો હતો.

જયમનને નજરોનજર જોઈને, તેની સાથે સારી પેઠે વાતો કરીને અને પોતાની જીવનસખી થવાની યોગ્યતા તેનામાં જોઈને જ્યારે ગોવિંદે તેની ઉપર પોતાની પસંદગીનો કળશ ઢોળ્યો અને તેની સંમતિથી તુલસીદાસે એ કહેણ સ્વીકારીને ગોવિંદનું વેવીશાળ કર્યું ત્યારે જયમન વયનાં ચૌદ વર્ષ પૂરાં કરીને પંદરમા વર્ષમાં વિચરતી હતી, અને કર્વે વિદ્યાલયમાં અભ્યાસ કરતી હતી. માધ્યમિક અભ્યાસ પૂરો કરીને ગોવિંદની સંમતિથી જ તેણે આગળ અભ્યાસ કરવાનું છોડયું હતું અને ઊંચો અભ્યાસ—કોલેજનો અભ્યાસ વિદ્યા-લયમાં ચાલુ રહીને કરવાનો વિચાર માંડી વાળ્યો હતો.

વિદ્યાલયનો અભ્યાસ બંધ કરવાથી જયમન સમૂળગો અભ્યાસ બંધ કરી દે એવી કાંઈ ગોવિંદની ઇચ્છા નહોતી. ગોવિંદની ઇચ્છા જયમન વિદ્યાલયમાં ગયા વિના અભ્યાસ ચાલુ રાખે એવી હતી. તેમ કરવાનાં ગોવિંદ પાસે ખાસ કારણો હતાં. અભ્યાસથી મન અને બુદ્ધિનો વિકાસ થાય છે, પરન્તુ આજનાં વિદ્યાલયો અને કોલેજોના વાતાવરણમાં ઊછરેલી કન્યાઓ અભ્યાસથી મેળવેલા જ્ઞાનની સાથે બીજા જે સંસ્કારો ગ્રહણ કરે છે તે સંસ્કારોની જીવનમાંની ઉપયોગિતા સંબંધે ગોવિંદને આજની ઉચ્ચ કેળવણીના કેટલાક પુરસ્કારકોની સાથે મતભેદ હતો.

'સ્વાશ્રય' એ ગોવિંદનો જીવનમંત્ર હતો, ત્યારે ઊંચી કેળવણી લીધેલી બાળાઓ સ્વાશ્રયી બનવાને બદલે વધુ ને વધુ પરાશ્રયી બનતી હતી એ તેણે જોયું હતું. સ્વચ્છ વસ્ત્રો પહેરવાથી આવતી સુઘડતા તેણે એવી બાળાઓમાં જોઇ હતી, પરન્તુ તેનાથી એ ભુલાતું નહોતું કે એમનાં બધાં વસ્ત્રો ધોબીએ ધોઇ આપેલાં હતાં, કોઇએ સ્વહસ્તે ધોએલાં નહોતાં ! તેઓને સંગીતનું શિક્ષણ આપવામાં આવતું અને તેમનું સંગીતનું જ્ઞાન મેલાવડાઓમાં કે સ્નેહસંમેલનોમાંના ગર-બાઓ, નૃત્યો કે વાદન—ગાનમાં દીપી નીકળતું, પરન્તુ એ બધું હતું સ્વરનું સંગીત; સંગીતનો સાચો ધ્વનિ તેમના જીવનમાં પ્રકટ થવો

જોઇએ તે તો જવલ્લે જ કોઇ વાર જોવામાં આવતો; એટલે સંગીત એ મનોવિલાસનું ઉપકરણ બનતું પણ જીવનને તાલબદ્ધ કરવા માટે ઉપયોગી થતું નહિ. આ કારણે ગોવિંદે જયમનને વિદ્યાલય છોડાવીને ઘર આગળ શીખવા માટેનો અભ્યાસક્રમ પોતે જ ઘડી આપ્યો હતો અને એ અભ્યાસનાં પુસ્તકો પણ તે મોકલતો. જેલમાં તે રહ્યો હતો ત્યારે પણ જયમનના અભ્યાસ ઉપરથી તેણે પોતાની દૃષ્ટિને જરાએ આઘી ખસેડી નહોતી. તે વખતે તે પુસ્તકો મોકલી શકતો નહિ, પણ સૂચવતો જરૂર, અને જે કાંઇ ઊણપ રહેતી તે પોતાના લાંબા પત્રોથી તે પૂરી કરતો તથા એ રીતે પત્નીના જીવનનું ઘડતર કરતો. એ ઘડતર ક્યારે પૂરું થઇ રહે એની કાંઇ ગોવિંદે મર્યાદા બાંધી નહોતી, પરન્તુ તેના નિશ્ચય મુજબ લગ્નને હજી કાંઇ નહિ તો દોઢ–બે વર્ષની વાર હતી, અને તેટલા સમય દરમ્યાન જયમનનો જેટલો વિકાસ થાય તેટલો થવા દેવામાં પોતે કે જયમને જરાએ પ્રમાદ કરવો જોઇએ નહિ.

જયમને મુંબઇ આવવાનું આમંત્રણ આપ્યું હતું પરન્તુ એ આમંત્રણ સ્વીકારી શકાય તેવું કોઇ નિમિત્ત મળે તેમ નહોતું. જયમનને થોડાં નવાં પુસ્તકો મોકલવાં જોઇએ અને પાછો પત્ર લખવો જોઇએ એમ તો તેને લાગ્યું. બીજે દિવસે તે શહેરમાં ‘નવજીવન’ કાર્યાલયનાં થોડાં પુસ્તકો લેવા ગયો, તે વખતે તેને પહેલી જ વાર ખબર પડી કે પુસ્તકોમાં ય કાળું બજાર દાખલ થઇ ચૂક્યું હતું! ‘નવજીવન કાર્યાલય’ ઉપર સરકારે કરેલા પ્રહારમાંથી હજી તેને કળ વળી નહોતી એટલે નવાં પુસ્તકો જૂજ બહાર પડ્યાં હતાં અને જૂનાં પુસ્તકો બજારમાંથી કોઇ કોઇ મળતાં પણ તે કાળા બજારની કીંમતે. સરકાર પુસ્તકોના દર ઉપર અંકુશ મૂકવાનો વિચાર કરતી હતી, પણ હજી અંકુશ આવ્યો નહોતો; અને ગોવિંદ કાળા બજારને ઉત્તેજન નહિ આપવાના નિશ્ચયવાળો હતો, પરન્તુ સરકારી અંકુશ આવે, કીંમતનાં કાળાં બજાર બંધ થાય અને વાજબી કીંમતે

પુસ્તકો મળવા લાગે ત્યાંસુધી વાચન કે અભ્યાસને થોભાવી રાખવાનું કાંઇ બની શકે ? એટલે બધાં બજારોની અવ્યવસ્થિત દશાની સાથે પુસ્તકોના બજારની અવ્યવસ્થા પણ જન્મી હતી, ચાલતી હતી, તેથી ગોવિંદ જેવા ચુસ્ત ગાંધીભક્તને પણ એ બજારને ઉત્તેજન આપવું પડયું !

ગોવિંદે એ પુસ્તકો ટપાલ દ્વારા જયમન ઉપર રવાના કર્યાં. હજી જયમનને કાગળ લખવાનો બાકી હતો, પણ તે કામ તો તેણે વીરમગામ ગયા પછી જ કરવાનું ધાર્યું.

"ગિરીશભાઇ ! કાલે હું વીરમગામ જવા ધારું છું."

"વીરમગામ જવું છે ? ત્યાં જઇને શું કરશો ? કોઇ પણ ધંધો–નોકરી તમને જેટલી સહેલાઇથી અમદાવાદમાં મળી શકશે તેટલી સહેલાઇથી વીરમગામમાં નહિ મળે."

"અત્યારે તો હું વીરમગામ જવા ધારું છું, પછી વળી ફરી વિચાર કરીને અમદાવાદ આવવું પડશે તો આવીશ."

"તમારે આવવું જ પડશે. બેકારી એ બહુ આકરી તપશ્ચર્યા છે. મારો ધંધો–નોકરી બંધ થયાંને હજી તો ગણ્યા ગાંઠ્યા દિવસ જ થયા છે, છતાં મને કીડીઓ ચઢવા લાગી છે. સાજો સારો માણસ નવરો કેમ બેસી રહી શકે ?" ગિરીશે પોતાના અનુભવની વાત કરી.

"સાચી વાત છે. પણ ગિરીશભાઇ ! હવે જે ધંધો હાથમાં લો તે પવિત્ર હોય એવો આગ્રહ રાખજો એવી મારી ખાસ સૂચના છે." ગોવિંદે મિત્ર પ્રત્યેની મમતાથી લાગણીવશ થઇને કહ્યું.

ગિરીશે સ્મિત કરીને કહ્યું: "તમારી સૂચના હિતકર છે, પણ તે કેટલે અંશે વહેવારુ છે તે તો અનુભવી જ કહી શકે. 'રોમમાં રહેનારે રોમન બનીને રહેવું જોઇએ', તેમ આજની દુનિયામાં માણસે સ્વર્ગના દૂત બનીને રહેવું ન જોઇએ, દુનિયાઇ વ્યક્તિ બનવું જોઇએ."

" દુનિયાઇ વ્યક્તિ ન બનનાર શું આજની દુનિયામાં જીવી શકે તેમ નથી ? " ગોવિંદે પ્રશ્ન કર્યો.

" ખોળિયામાં પ્રાણ ટકાવી રાખવા એને જ તમે જીવવું માનતા હો તો એક જંતુ ય જીવી શકે છે; પરન્તુ જીવન તો સિંહનું હોવું જોઇએ, ગોવિંદભાઇ ! "

ગોવિંદ મૂંગો મૂંગો સાંભળી રહ્યો.



## [ ૩૩ ] . . . . . . વતનમાં ડોકિયું

માયાળુ મિત્રની સાથે રહેવાનું, તેને ત્યાં જ જમવાનું, પૂરા આરામવાળી નોકરી, અને પ્રમાણમાં સારો પગાર, એવું બધું છોડીને પોતે વીરમગામ પાછો ફરે એથી પિતાજી અપ્રસન્ન થશે એમ ગોવિંદ માનતો હતો. ગિરીશની પેઢી બંધ થઇ ગઈ, છતાં ગિરીશ કાંઇ ગોવિંદને નોકરીમાંથી છોડવા ઇચ્છતો નહોતો; ગોવિંદ પોતે જ ગિરીશના અપવિત્ર ધંધાને કારણે છૂટો થઈ ગયો હતો, એવું જાણીને તો વળી પિતા પોતાના વેદિયાપણા ઉપર વધુ ચીડાશે એવું પણ ગોવિંદ ધારતો હતો. પિતા અપ્રસન્ન થાય કે ચીડાય, પરંતુ ગોવિંદ તો પિતા સમીપે સ્પષ્ટવક્તા જ થવા ઇચ્છતો હતો અને એ એનો નિશ્ચય હતો.

" એ નોકરી ભલે છોડી, પરંતુ બેકાર બનીને વીરમગામ પાછા આવવાને બદલે ત્યાં જ રહીને કોઇ બીજી નોકરી શોધી લેવી'તી ને " એવું પિતાજી જરૂર કહેવાના. તે વખતે પોતે શું કરવું ? આખા અમદાવાદમાં કોઇ સારો ધંધો જ પોતા માટે છે નહિ એવો જવાબ આપતાં ગોવિંદને સંકોચ થતો હતો. તેમાં તો એવું અભિમાન વ્યક્ત થતું હતું કે અપવિત્ર દુનિયામાં જાણે પોતે એકલો જ પવિત્ર છે !

"ફરીથી રામગરજીને કહીને મીલની કારકુનની નોકરી મેળવી લીધી હોત તો શું ખોટું હતું?" એમ પણ પિતાજી પૂછવાના. પરન્તુ રામગરજીને બારણે ઢૂકવાનું તો ગોવિંદને મન જ થતું નહોતું, અને તેનાં કારણો જરૂર જણાય તો પિતાને કહી સંભળાવવા ગોવિંદ તૈયાર હતો.

પોતાને પુનઃ બેકાર બનીને ઘેર આવેલો જોતાં પિતાજી પ્રસન્ન થવાના નથી, વીરમગામમાં કોઈ નવો ધંધો હાથ કરવા પોતે જતો નથી, તો પછી પહેલાંની પેઠે પાછો બેકારીમાં—આળસુપણામાં દિવસો ગાળવા શું ઘેર પાછો ફરતો હતો?

આવા વિચારો કરતાં કરતાં વીરમગામ સ્ટેશન પણ આવી પહોંચ્યું અને ઘેર જતાં તેના પગ પાછા પડવા લાગ્યા. તેના મનમાં આવ્યું કે ઘેર ન જવું અને સ્ટેશનેથી જ પરભાર્યાં અમદાવાદ પાછા જવું, આ વખતે રામગરજીને ત્યાં નહિ પણ ધર્મશાળામાં ઊતરવું અને ફરીથી એકડેએકથી ધંધાનોકરીની શોધ કરવી. લોકો કહેતા હતા કે દરેક સ્થળે માણસોની બહુ તાણ હોય છે, નોકરી સહેલાઇથી મળે છે, પરન્તુ અમદાવાદથી નીકળ્યા પૂર્વે પોતે થોડી તજવીજ કરી હોત તો ઠીક હતું એમ તેના મનમાં આવ્યું અને તેને થોડો પસ્તાવો થયો. અમદાવાદમાંના બધા વેપાર–ધંધા ઉપર તેને નફરત આવી ગઇ હતી, એ પ્રકારના લાગણીવેડાથી દોરવાઇ જવામાં પોતે અવહેવારુ બન્યો હતો એમ પણ હવે તેને લાગતું હતું.

"કાંઈ નહિ, પિતાજીને કહીશ કે થોડા દિવસ પછી પાછો હું અમદાવાદ જવાનો છું ને બીજી નોકરી શોધવાનો છું; એથી તેમને નાખુશ થવાનું કારણ રહેશે નહિ," એવું મનમાં ધારીને તે ગાડીમાંથી ઊતરી, બેગબિસ્તર ઉપાડી સ્ટેશન બહાર નીકળ્યો.

મહિનાઓ પછી ગોવિંદે આજે વતનના ગામનું સ્ટેશન જોયું. તેણે ચોપાસ નજર કરી. એટલા મહિનામાં દુનિયામાં તો કાંઇ કાંઇ પલટા થઈ ગયા હતા. આંતરરાષ્ટ્રીય અશાંતિ વિજળીની ઝડપે વધી

હતી અને વધી રહી હતી. દેશની સ્થિતિ શત્રુના આક્રમણને ભયે હાલકડોલક બની હતી. યુદ્ધ નજીક આવી પહોંચે ત્યારે પોતે ક્યાં જવું તેની ચિંતામાં લોકો ગામડાંમાં જઈને ખાલી ઘર અને દાણા દૂણીની વ્યવસ્થા કરી આવ્યા હતા. કેટલાંક ગામડાં શહેરીઓના ચેપથી દૂષિત બની રહ્યાં હતાં. પૈસાને જોરે શહેરીઓ ગામડાંમાં ઘી–દૂધ–ખાંડ જેવી વસ્તુઓનો દુકાળ પાડવા લાગ્યાં હતાં. તેમ છતાં શહેરમાં રહી, વેપાર ખેડી, જેટલું મેળવાય તેટલું ધન મેળવી લેવાની તાલાવેલી જે લોકોમાં એકસરખી વ્યાપી રહી હતી તેઓ દિવસે શહેરમાં ધંધો કરી રાત્રે ગામડાને ઘેર પહોંચી જતા અને માનતા કે શહેરમાં રહેનારાઓ ઉપર તોપમારા કે બોમ્બમારાનો જે ભય ઝઝૂમી રહ્યો છે તે ભયમાંથી પોતે વેળાસરની અગમચેતીથી મુક્ત બની ગયા હતા; પોતે કેવા સમયવર્તી અને બીજાઓ કેવા અબૂઝ અથવા સૂઝ વગરના હતા!

વીરમગામનું સ્ટેશન તો તેનું તે જ હતું. પહેલાંના જેવી જ ઉતારુઓની ગીર્દી રહેતી, સામેની હોટેલોની કતારમાં એકસરખી ઘરાકી ચાલ્યાં કરતી અને ખરે બપોરે દારુની મસ્તીમાં ડોલતા મજૂરો પણ સ્ટેશનના કૅમ્પાઉન્ડમાં તેની નજરે પડ્યા. એક સ્થળે તો ચાર–પાંચ જુવાન છોકરાઓ કોઈ બાઈને ઘેરી વળીને કાંઈ કાંઈ ચેન–ચાળા અને મશ્કરી કરતા ઊભા હતા. સામાન ઉપાડીને ઘેર જવા માટે કોઈ મજૂરની શોધ કરતા ગોવિંદની નજર એ ટોળા તરફ ગઈ અને તેણે જોયું કે એક કાખમાં લાકડાની ઘોડીને ટેકે ઊભેલી કોઈ લંગડી જુવાન બાઈ પ્રત્યે કાંઈ અમર્યાદ લાગે તેવી ચેષ્ટા પેલા છોકરાઓ કરતા હતા.

તે કોઈ ગરીબ ભિખારણ હશે એમ ગોવિંદે માન્યું; પણ ના, તેના મુખ ઉપર દૃષ્ટિ પડતાં ગોવિંદે તેને ઓળખી. એ હતી પેલી રૂડી. પણ રૂડી લંગડી ક્યાં હતી? તે કોઈ બીજી બાઈ હશે એમ ગોવિંદને લાગ્યું. એટલામાં તો ઘોડીને ટેકે ચાલતી અને છોકરાંઓથી

ઘેરાયલી એ બાઇ સ્ટેશનના કોમ્પાઉન્ડની બહાર જવા લાગી. દૂરથી એક મુસ્લીમ જુવાને બૂમ મારી: "અબે રૂડકી! મેરી સાથ ચલ! બિર્યાની ખિલાઉંગા ઔર દારૂ ભી પિલાઉંગા!"

ખરેખર, એ રૂડી જ! તે અહીં ક્યાંથી? તે લંગડી કેમ? તેનાં કપડાં ગંદાં અને લઘરવઘર કેમ?

મજૂરને માથે સામાન ઊપડાવીને ગોવિંદ સ્ટેશનના કોમ્પાઉન્ડની બહાર નીકળ્યો અને જે રસ્તે રૂડી તથા પેલા છોકરાઓ ગયા હતા તે જ રસ્તે તેમની પાછળ ચાલ્યો. દરવાજો નજીક આવતાં તેણે જોયું કે રૂડી અને પેલા છોકરાઓ દારુના પીઠા ભણી વળી ચૂકયા હતા અને ફંટાતે રસ્તે થોડી મિનિટ ઊભા રહીને તેણે એ પણ જોયું કે તે બધાં દારુના પીઠામાં જ પેઠાં હતાં. એટલું જોઇને તે પોતાને રસ્તે ચાલતો થયો.

પુત્રને ઘેર આવેલો જોઇને પિતાએ પ્રસન્નતા દાખવી અને તેના કુશળ વર્તમાન પૂછ્યા. પિતા નારાજ ન થાય એવી રીતે ગોવિંદે નોકરી સંબંધી કેટલોક ખુલાસો કર્યો. કાપડના વેપાર ઉપર અંકુશ આવ્યો હોવાની અને નવી કાપડની પેઢીઓને કાપડ મળી શકતું નહોતું એ બાબતની તુલસીદાસને ખબર હતી એટલે પોતે નોકરી છોડીને થોડા દિવસ માટે ઘેર આવ્યો તેથી પિતા નારાજ થયા નથી એ ગોવિંદે જોઇ લીધું. અને જ્યારે ગોવિંદે પોતાની પાસે બચેલા પાંચસોક રૂપિયા પિતાના હાથમાં મૂકયા ત્યારે તુલસીદાસ પ્રસન્ન થયેલા દેખાયા. સારું થયું કે તુલસીદાસે પુત્રને બધો ય હિસાબ પૂછ્યો નહિ, નહિતો રમેશને આપેલા દોઢસો રૂપિયાની વાત ગોવિંદને કહેવી પડત અને તેથી તુલસીદાસ જરૂર ગુસ્સે થાત.

ગોવિંદે જોયું અને જાણ્યું કે અમદાવાદની પેઠે વીરમગામમાં પણ વેપારની સ્થિતિ વધુ બગડી હતી એમ ખુદ વેપારીની દૃષ્ટિથી ન કહી શકાય, કારણકે ઘણી વસ્તુઓનાં કાળાં બજાર મંડાયાં હતાં

અને તેથી વેપારીઓનાં ગજવાં ભરાતાં હતાં, પરન્તુ ગોવિંદની દૃષ્ટિએ વેપાર વધુ અપવિત્ર બન્યો હતો અને તેથી તેની સ્થિતિ બગડી હતી. એક વાર પિતાનો વેપારનો ચોપડો ગોવિંદે જોયો અને ગોવિંદ ચમક્યો. તેને લાગ્યું કે પિતાનો વેપાર દર મહિને સો–દોઢસો રૂપિયાની ખોટ કરતો હતો ! તેણે પૂછ્યું : "દુકાન બરાબર નથી ચાલતી કે શું ?"

"ચાલે છે, ઠીક ચાલે છે, કોંટ્રોલના ભાવ તો માત્ર નામના જ છે. એ ભાવે કોઇ માલ લેતું નથી કે વેચતું નથી."

દુકાન ઠીક ચાલે છે અને ચોપડો ખોટ બોલે છે, તેનો મર્મ હવે ગોવિંદ સમજ્યો. પિતા કાંતો ગિરીશની પેઠે બેવડા ચોપડા રાખતા હશે, અને જો એક જ ચોપડો રાખતા હશે તો તે ખોટો રાખતા હશે. ગોવિંદને કાળા બજારનું, કર–વેરાની ચોરીનું, અને વેપારની અપ્રામાણિકતાનું જાણે આભ ફાટ્યું હોય એમ દેખાતું હતું.

"રામગરજીને કોઇ કોઇ વાર મળતો ખરો કે ?" તુલસીદાસે પુત્રને પૂછ્યું.

"ના, ના, તેમને ત્યાંથી ઉતારો ફેરવ્યા પછી કોઇ વાર મળ્યો નથી. ખાસ કામ વિના શું મળવું ?"

"વચ્ચે એક વાર રામગરજી આવ્યા હતા, તે તારાં વખાણ કરતા હતા. એવા સ્નેહી માણસને મળતા–હળતા રહેવું જોઇએ. કોઇ વાર કામમાં આવે."

ગોવિંદને રૂડી સાંભરી અને તેણે પિતાને પૂછ્યું : "પેલા રામજી ભગતની રૂડી અહીં છે ?"

"હા, અહીં જોઉં છું ખરો કોઇ કોઇ વાર. બિચારી લૂલી થઇ છે."

"શાથી ?"

"એ તો ખબર નથી. કડિયાકામે ગઇ હશે અને પાલખ પરથી પડી ગઇ હશે."

"એ હવે અહીં રહે છે? મેં તેને સ્ટેશન પર જોઈ'તી."

"શી ખબર! એની મા મરી ગઈ એટલે કદાચ અહીં આવી હોય."

એક બે દિવસમાં પૂછપાછ ઉપરથી ગોવિંદે જે કાંઇ જાણ્યું તે એક કરુણાજનક કથની હતી.

રૂડી અમદાવાદમાં પોતાને સાસરે જ રહેતી હતી, એવામાં એક દિવસ તે મોટરની અડફેટમાં આવી, ઇસ્પિતાલમાં પડી અને ખૂબ દવા–દારુ કર્યાં છતાં તેના પગે ખોડ રહી ગઈ. એ લંગડું બૈરું તેના વરને ગમ્યું નહિ એટલે તે પૈસા ખર્ચીને બીજું બૈરું લાવ્યો અને રૂડી ઘરમાં અળખામણી થઈ પડી. લંગડી થવાથી તે હવે કામકાજે જઇને બે પૈસા કમાઇ શકતી નહોતી અને ઘરમાં અણમાનીતી હોઇ હેરાન થતી હતી, એટલે છેવટે રૂડીની મા અમદાવાદ જઇને છેડાછૂટકો કરી રૂડીને ઘેર લાવી હતી.

પણ ત્યારપછી આઠ–દસ દિવસમાં રૂડીની મા માંદી પડી અને મરી ગઇ, ત્યારથી રૂડીના પતનની શરુઆત થઇ. સાસરામાં જ્યારે રૂડીનાં બહુ માન હતાં ત્યારે તે પોતાના પતિની સાથે સાથે દારુ પીવાની લતે ચડેલી, પછી જ્યારે તે અણમાનીતી થઇ ત્યારે એ લત ઘસાઇ ગએલી પણ વીરમગામમાં માતાને ઘેર આવ્યા પછી પાછી એ લત ચાલુ થઇ ગએલી, અને માતાના મૃત્યુ પછી તો તેને જાણે દારુ પીવાનો હડકવા જ હાલ્યો હતો! દારુ પીવાના વ્યસનથી તેના પતનનો પણ આરોવારો રહ્યો નહોતો, અને તે વધુ ને વધુ એફામ બનતી જતી હતી. તેની માતાનાં પડોસીઓ પડોસીદાવે તેને શિખામણ આપતાં, વઢતાં, ધમકાવતાં, પણ રૂડી કોઇને ગણકારતી નહિ. એકાદ વાર ઘેર રાંધી ખાતી અને પછી ગામમાં

ભટકવા નીકળી પડતી તે કોઇ વાર રાત્રે ને કોઇ વાર મધરાત્રે લવારો કરતી કરતી ઘેર આવતી.

રૂડીની માતા પાસે પૈસા હતા, થોડું ઘરેણું હતું, પરન્તુ માતાના મરણ પછી એક જ માસમાં તે હરામખોર માણસોની સોબતમાં બધું ગુમાવી બેઠી હતી અને ખાવા માટે દાણા કે પહેરવા કપડાં જોઇએ તે માટે પણ એ હરામખોરો તરફથી મળતા ભીખના ટુકડા ઉપર જ આધાર રાખતી બની ગઈ હતી.

બહુ બહુ તો આઠ–દસ મહિના પૂર્વે જે છોકરી ઊઘડેલી કળી જેવી નિર્મળ અને નિર્દોષ હતી, તે અત્યારે ગંધાતા કીચડમાં રગદોળાતી બની ગઇ હતી, એ સ્થિતિ કેવળ કરુણા જ નહિ પણ આશ્ચર્ય પણ ઉત્પન્ન કરે તેવી હતી. પતનનો વેગ આટલો ઉગ્ર બની શકતો હશે તેનો ગોવિંદને ખયાલ નહોતો, પરન્તુ અત્યારે તે રૂડીની પતિત સ્થિતિને નજરોનજર જોતો હતો અને તે ખયાલ તેને આવતો હતો.

એ પતિતા બાળા ઉપર સ્વાભાવિક રીતે જ ગોવિંદને લાગણી થઇ આવી. એ સ્થિતિમાંથી તેનો ઉદ્ધાર થઇ શકે ખરો કે નહિ તે વિષે તેણે પોતાના મનને પૂછી જોયું, પરન્તુ મન કહેવા લાગ્યું કે એનો ઉદ્ધાર કરવાનો વિચાર કર્યા પહેલાં, તેના પતનના ઊંડાણનો તાગ લાવ્યા વિના શી ખબર પડશે ?

આ જ હેતુથી એક વાર સવારના પહોરમાં ગોવિંદ રામજી ભગતનું ઘર પૂછતો–પૂછતો રૂડીને ઘેર જઇ ચડયો. રૂડી તે વખતે ચૂલો સળગાવતી હતી.

  

# [ ૩૪ ] . . . . પતનના મૂળની ઝાંખી

**ની**ચી ઓસરીનું પગથિયું ચડતાં ગોવિંદ બોલ્યો : " રૂડી ! શું કર છ ?"

" આ રહી. " કહેતાં રૂડીએ ડોકું લંબાવી ઓરડામાંથી બહાર નજર કરી. તેણે ગોવિંદને જોયો અને ઓળખ્યો. તત્ક્ષણ તેને રામગરજીના મંદિરમાંથી જતાં જતાં પાછું વાળીને ગોવિંદ ભણી જોએલું તે સાંભર્યું. તેને એક કમકમું આવી ગયું અને તત્ક્ષણ ઊભી થઇને તે બોલી: " આવો ગોવિંદભાઇ ! તમે અહીં ક્યાંથી ?"

દિવાલને ટેકે ટેકે ખોડંગતી તે બહાર આવી એટલે ગોવિંદ બોલ્યો : " બે ત્રણ દિવસથી હું આવ્યો છું, અહીં આવ્યા પછી ખબર પડી કે તારી બા ગુજરી ગઇ છે અને તને પગે કાંઇ ઇજા થઇ છે."

" હા ભાઇ ! જુઓને ! કાખઘોડીનો ટેકો હોય તો જ મારાથી હીંડાય છે."

" પણ તને વાગ્યું શાથી ?"

" એનું સત્યાનાશ જાય, એક રાંડ શેઠાણી મોટર હાંકતી'તી, તેણે મને હડફેટમાં લીધી ને મારો પગ ભાગ્યો. મહીનો ઇસ્પિતાલમાં રહી, તો ય પગે ખોટ રહી ગઇ."

" ત્યારે એલિસબ્રીજમાં એક બાઇનો પગ ભાગેલો તે તું જ ?" તારિકાએ નીપજાવેલો અકસ્માત ગોવિંદને તત્ક્ષણ સાંભરી આવ્યો.

" હા, તે હું જ. તમને ક્યાંથી ખબર ?"

" હું એલિસબ્રીજમાં રહેતો'તો એટલે મારા સાંભળવામાં આવેલું. ત્યારે હવે તું સાસરે રહેતી નથી..."

" મૂઓ એ, તેણે બીજું બૈરું કર્યું અને છેડો ફાડી આપ્યો."

" ઠીક ઠીક, તું હવે નીચે બેસ." એમ કહી ગોવિંદ નીચે

બેઠો અને રૂડી ઉંબરામાં બેઠી એટલે ગોવિંદે આગળ પૂછ્યું : " હવે તું અહીં શું કરે છે ? "

" કશું ય નહિ. મારાથી મહેનત મજૂરી થઇ શકતી નથી, એટલે માંગી ભીખીને ખાઉં છું. "

" જૂઠું ન બોલ, તારી પાસે પૈસા હતા તે કંઇ આટલા વખતમાં ખૂટી ન જાય. તારે ભીખ શા સારુ માંગવી પડે ? "

રૂડી લાજની મારી નીચું જોતી બોલી : " પૈસા તો વપરાઇ ગયા, ગોવિંદભાઇ ! "

" મેં સાંભળ્યું છે કે તને ખોટી લત લાગી છે. મેં તને એક વાર હલકા માણસોની સાથે દારુના પીઠામાં જતી નજરોનજર જોઇ છે. બોલ, સાચું કે નહિ ? "

રૂડી નીચું જોઇ રહી અને કશું ન બોલી.

" તારી નાની ઉંમર, હજી જાણે ગઇ કાલે જ તું પરણીને સાસરે ગઇ, અને આજે તો તારી આવી દશા ! તને કાંઇ વિચાર પણ થતો નથી ? "

રૂડી અવાક્ જ રહી. ગોવિંદ તેના મ્હોં સામે જોઇ રહ્યો. તેની આંખોમાં શરમ હતી તે તેણે જોયું અને તેને આશા ઉત્પન્ન થઇ કે તેને સીધે માર્ગે વાળવાનો યત્ન જો પોતે કરે તો તેથી તે નિષ્ફળ નહિ જાય. તેણે મમતાથી કહ્યું: " જો રૂડી, હું તારો ભાઇ છું, રામજી ભગતની દીકરી આવું કરે તેથી મારું મન દુ:ખાય, તેટલા માટે હું તને પૂછું છું તેના સાચા જવાબ તું આપીશ કે નહિ તે મને કહે."

" તમારે શું પૂછવું છે ? "

" મારે એ જાણવું છે કે તને દારુની લત કેમ લાગી ? "

" એવું શું પૂછતા હશો ગોવિંદભાઇ ? એમાં વળી જાણવા જેવું શું છે ? " રૂડીએ આંખોને ઊંચી કરીને પાછી નીચી ઢાળી દીધી.

" બાર મહિના પહેલાં તું કાચી-કુંવારી છોડી હતી, આજે તું

હરામખોરોની સાથે ભટકતી થઇ ગઇ, તો તને એવો ગુરુ કયો મળ્યો કે જેણે તારી આવી દશા કરી ?"

રૂડીએ કશો જવાબ આપ્યો નહિ, એટલે ગોવિંદે પૂછ્યું : "તું સાસરે ગયા પછી દારુ પીતાં શીખી, ખરું ને ?"

રૂડીએ ડોકું ધુણાવી હા કહી.

"તો પછી તારા વર ભગાએ જ તને દારુ પીતાં શીખવ્યું હોય."

"બીજું કોણ શીખવે ?"

"અને ભગાએ તને છોડી પણ તારી દારુની લત છૂટી નહિ ! તું રોજ રોજ દારુ પીતી હોઇશ."

રૂડીની વાચા ફૂટી: "હોવે, રોજ મીલમાંથી અમે છૂટીએ અને ભગો મને સીધી પીઠામાં લઇ જાય ને દારુ પાય. પહેલાં તો મને એ ગમતું નહિ, પણ પછી ટેવ પડી ગઇ; કોઇ કોઇ વાર તો મારા સસરા અને અમે પીઠામાં ભેગાં થઇ જતાં !"

"એમ ? તારા સસરાય તને કે પોતાના દીકરાને વારે નહિ ?"

"પોતે ય ખૂબ ઢીંચે, પછી શાના વારે ? અને પૈસાની કાંઇ તાણ હતી ? મહીને ત્રણસો રૂપિયા પગારના ઊતરતા. મને તો ત્યાં બહુ જ મઝા હતી ગોવિંદભાઇ, પણ સત્યાનાશ જજો પેલી મોટર-વાળીનું, તેણે જ મારો અવતાર બગાડ્યો."

"એમાં કોઇનો વાંક નથી. વાંક તારો પોતાનો છે. માણસ લંગડું થાય એથી કાંઇ એનો અવતાર બગડી જતો નથી."

"એમ કેમ કહો છો ગોવિંદભાઇ ? મારા પગે ખોટ આવી એટલે જ ભગાએ મને કાઢી મૂકી, નહિતર એ મને બહુ જ સારી રીતે રાખતો'તો."

"ભગાએ તને કાઢી મૂકી, પણ તારામાં તારાપણું હોત તો તું માને ઘેર આવીને સુખે રોટલો રળી ખાત નહિ ? એ પોતાપણું ભગાએ ખોવડાવ્યું અને તેં ખોયું. પહેલો વાંક તારો અને બીજો

વાંક ભગાનો, અને ત્રીજો વાંક કોઇનો ગણવો હોય તો તે ત્રણુસો રૂપિયાની છનાછનનો. એ વાત હવે મૂક. હું કહું છું કે તારે હવે સુખી થવું છે કે આમ ભીખી ખાવું છે ?"

"હું સુખી થઉં એવું કાંઇ કરો તો તમારો પાડ......પણુ હું આ વીરમગામમાં તો કોઇના ઘરમાં નહિ બેસું."

ગોવિંદને હસવું આવ્યું. ધણીના ઘરમાં બેસીને જ બૈરું સુખી થઇ શકે એવી રૂઢ માન્યતામાં ઊછરેલી રૂડી બીજો વિચાર પણુ શાનો કરી શકે ? અને વીરમગામમાં તેની ચાલચલગતથી જાણીતો કોઇ પુરુષ રૂડીને ઘરમાં બેસાડે પણુ શાનો ?

ગોવિંદે કહ્યું: "હું તને કોઇના ઘરમાં બેસવાની વાત નથી કહેતો. તું અપંગ થઇ છે એટલે જો હું તને અપંગાશ્રમમાં મૂકી આવું તો તું ત્યાં રહીશ ?"

"એ આશરમ કેવું હોય ? ત્યાં શું કરવાનું હોય ?"

"એ આશ્રમમાં બધાં અપંગ માણુસોને આશ્રય મળે છે. ત્યાં તેમનાથી જે કાંઇ બની શકે તે કામ તેમને સોંપવામાં આવે છે અને તેના બદલામાં રહેવાનું, ખાવાનું અને કપડાં મળે છે. કોઇ માંદું પડે તો તેમની સારવાર થાય છે. કામ મજૂરીના જેવું નથી હોતું પણુ અપંગથી નીપજી શકે તેવું હોય છે અને માણુસને પૂરતો આરામ મળી શકે તેવી વ્યવસ્થા પણુ હોય છે."

"એવું આશરમ કયાં છે ?"

"અમદાવાદમાં છે..."

"બીજે કયાંય નથી ?"

"સુરતમાં છે, મુબઇમાં છે."

"તો અમદાવાદ વિના બીજે કયાંય મને તમે મોકલો તો હું ત્યાં રહું...પણુ ત્યાં મને નહિ ગોઠે તો ?"

"ત્યાં બીજાં પણુ તારા જેવાં હોય તેમની સાથે હળતાં મળતાં થઇ જઇએ તો કેમ ગોઠે નહિ ? પણુ હા, તારે આ દારુની લત અને

ભટકવાની ટેવ છોડી દેવી જોઈશે, અને એકાદ મહિનો હું બરાબર જોઈશ કે તેં એ બધી કુટેવો છોડી છે ત્યારપછી હું તને આશ્રમમાં મૂકવા આવીશ." ગોવિંદે ચોખવટ કરી.

"ભલે, હું જઈશ."

"જો, આજથી હવે તારે ક્યાંય ભટકવું નહિ, અને તારા લુચ્ચા સોબતીઓ આવે તો તેમને ઉંબરે ચડવા દેવા નહિ."

"હોવે. પણ ગોવિંદભાઈ! ઘરમાં ચાર દી' ચાલે એટલી ખીચડી ય નથી." રૂડીએ ઓશિયાળું મ્હોં કરીને કહ્યું.

ગોવિંદે દસેક રૂપિયાની નોટ કાઢવા ગજવામાં હાથ નાંખ્યો, પણ તેને સાંભર્યું કે રૂડીને રોકડા પૈસાની મદદ કરવી એ ઠીક નથી. તેણે ગજવામાંથી ખાલી હાથ બહાર કાઢીને કહ્યું: "હું બજારમાંથી તારે માટે પંદરેક દિવસ ચાલે એટલું સીધું મોકલું છું, પછી કંઈ ફીકર છે?"

"તો બસ."

રૂડીએ સંતોષ બતાવ્યો એટલે ગોવિંદ ત્યાંથી ચાલ્યો ગયો.

બજારમાંથી આટો, દાળ, ખીચડી, મીઠું-મરચું અને તેલ એટલાં વાનાં તેણે તુરત મોકલી આપ્યાં અને તેણે સંતોષ અનુભવ્યો કે એક પતિત થતા માનવીને તેણે અધવચથી ઝીલી લઈને ગર્તામાંથી બહાર કાઢવાનો પ્રશસ્ય યત્ન કર્યો છે.

ચાર-પાંચ દિવસ સુધી ગોવિંદને રૂડી ભટકતી દેખાઈ નહિ, પણ ત્યારપછી એક સાંજે તેણે તેને દૂરથી એકલી ચાલી જતી જોઈ. દુકાન પરથી ઊઠીને તે તેની તરફ ચાલ્યો અને નજીક પહોંચતાં જ તેને દારૂની છાક આવતી લાગી. તેણે રૂડીને થોભાવીને પૂછ્યું: "રૂડી! ક્યાં જઈ આવી?" તે કશુંય બોલી નહિ, ક્ષણભર થોભી અને મૂગી મૂગી ચાલી ગઈ.

ગોવિંદ નિરાશ થઇ ગયો, અને દુકાન પર પાછો ફર્યો. તુલસીદાસે કહ્યું: "એ છોડી બહુ હલકી પાયરી પર ઊતરી પડી છે; તેં એને શું પૂછ્યું ?"

"પૂછવાનું તો કશું જ હતું નહિ અને એણે કશો જવાબ પણ આપ્યો નહિ. મારા મનમાં હતું કે હું એને મુંબઇ કે સુરતના અપંગોના આશ્રમમાં પહોંચાડું કે તેનું કાંઇક કલ્યાણ થાય અને સીધે રસ્તે ચડે. પણ એ સુધરે તેમ લાગતું નથી."

"એ હલકો વરણ એમ સુધરે જ નહિ."

"એમાં વરણ–બરણનું કાંઇ જ કારણ નથી. એનો બાપ રામજી ભગત કાંઇ ખરાબ માણસ નહોતો, એની માય સારી હતી, પણ આ છોડી અમદાવાદમાં પરણીને ગઇ ત્યારપછી જ બગડી ગઇ. ત્યાંના મજૂરીયા લોકોનું વાતાવરણ બહુ ખરાબ છે."

"ત્યાંના મજૂરોનું મહાજન તો બહુ જાગતું કહેવાય છે ને?"

"પણ મહાજન કેટલુંક કરે? મજૂરોને સારી પેઠે રોજી મળે એટલું જ તે કરી શકે છે, પરન્તુ એ રોજીનાં નાણાંનો સારો ઉપયોગ તેઓ કરે એટલું કરવામાં હજી તે સફળ થયું નથી. તેની પાસે યોજનાઓ ઘણી છે પરન્તુ યોજનાઓનો અમલ કરવા જેવી દેશની સ્થિતિ જ ક્યાં છે? અને સરકારને યુદ્ધ જીતવાની તાલાવેલી લાગી છે એટલે બીજી કોઇ દિશામાં તે ધ્યાન આપતી નથી. પણ સરકાર તરફની આશાય નકામી છે, તેને માત્ર રાજ્ય કરવું છે, શાસન ચલાવવું છે, પછી શાસન હેઠળના લોકો માણસ રહે કે પશુ બને તેની તેને પરવા નથી."

"લડાઇ પૂરી થશે એટલે ગાંધીજીનું રાજ્ય આવશે એમ લોકો કહે છે, તે વખતે આ બધા મજૂરોને ગાંધીજી સુધારી શકશે ખરા?"

"ગાંધીજી સુધારવા મથે તેવા છે, પણ સુધારી શકશે કે કેમ એ માટે મને શંકા છે. કેટલી હદ સુધી કોકડું ગુંચવાઇ ગયા પછી

ગાંધીજીના હાથમાં રાજ્ય આવશે તેની આજે શી ખબર પડે? પણ એટલું નક્કી કે કોકડું ગમે તેટલું ગૂંચવાઇ ગયું હોય, પણ તેને ઉકેલવામાં ગાંધીજી નિરાશ થાય તેવા નથી."

અને તુલસીદાસ જો સમજી શકે તેમ હોત, તો ગોવિંદે પોતાનું પ્રવચન આગળ લંબાવ્યું હોત અને આજની દેશની દુઃસ્થિતિના મૂળમાં પરદેશી રાજ્ય કેવી કામગીરી બજાવી રહ્યું છે તે બધું તે પિતાને સમજાવત. તે વધુ બોલ્યો નહિ પણ તેની વિચારમાળા તો એ જ દિશામાં ફર્યા કરી, અને તે ફરતી અટકી તારના સિપાઇએ આવી તેના હાથમાં મૂકેલા એક પીળા પરબીડિયાથી.

ગોવિંદે સહી કરીને એ પરબીડિયું લીધું અને તુરત ફોડીને વાંચ્યું. તેમાં ગંભીર સમાચાર હતાઃ "જયમન ખૂબ માંદી છે અને તમને ઝંખે છે, માટે તુરત આવો."

"કોનો તાર છે?" તુલસીદાસે પૂછ્યું.

"જસુભાઇનો. મને ઉતાવળે બોલાવે છે. તેમની બહેન માંદી છે."

"કોણ, જયમન માંદી છે?"

"હા."

તુલસીદાસની આંખો વિકસી. તે મનમાં બોલ્યાઃ "એ જસુભાઇ ખરા, અને જયમન પણ ખરી! કુંવારી બહેનની માંદગીને કારણે કુંવારા બનેવીને તાર કરીને બોલાવનાર એ તે પાટીદાર છે કે પારસી?"

"ત્યારે હું આજે મેલમાં જ જઉં?" ગોવિંદ બોલ્યો.

"જેવી તારી મરજી." એ સિવાય બીજો કયો જવાબ એ પિતા જુવાન દીકરાને આપી શકે?



## [ ૩૫ ] . . . . . જયમનની માંદગી

વીરમગામ આવીને ગોવિંદે જયમનના પત્રનો જે જવાબ લખ્યો હતો, તેમાં તેણે જયમનનું મુંબઇ આવવાનું આમંત્રણ સ્વીકાર્યું નહોતું. જયમનની ઇચ્છાને માન આપીને મુંબઇ જવાની ગોવિંદની ઇચ્છા તો હતી, પરન્તુ કોઇ જ કારણ મળ્યા વિના એમ કુંવારે સાસરે જવું એ ગોવિંદને ઇષ્ટ લાગ્યું નહિ. પરન્તુ ત્યારપછી જયમનની માંદગી વધી અને નિમિત્ત ઉપસ્થિત થયું, જયમનના ભાઇનો જ તાર આવ્યો એટલે ગોવિંદને મુંબઇ ગયા વિના ચાલ્યું નહિ.

સેંડહર્સ્ટ રોડ પરના જસુભાઇના નિવાસસ્થાનનો દાદર ચડીને ગોવિંદે દિવાનખાનામાં ડોકિયું કર્યું તો સૌથી પહેલાં જયમને જ તેનું દર્શન કર્યું અને તુરત દોડીને તે રસોડમાં પેસી ગઈ! ગોવિંદ ખૂબ આશ્ચર્ય પામ્યો. તેણે તો ધાર્યું હતું કે જયમન બિછાનાવશ હશે, કદાચ પોતે પહોંચશે તે જ વખતે ડાક્ટર આવ્યો હશે અને તેની તબિયત તપાસતો હશે; જસુભાઈ, તેની પત્ની જશોદા અને બીજાંઓ તેના બિછાનાને ઘેરી વળ્યાં હશે અને ઘરના સંકટ-ગ્રસ્ત વાતાવરણમાં પોતે કાંઇક મદદગાર બનવા જઇ પહોંચશે તેથી તેમને બધાંને આશ્વાસન મળશે. પણ તેણે જોયું કે જયમન બિછાનાવશ નહોતી, એટલું જ નહિ પણ હરિણીની પેઠે દોડી જાય એટલી શક્તિ ધરાવતી હતી! ત્યારે શું ખોટો તાર કરીને જ પોતાને બોલાવવામાં આવ્યો હતો? જયમન તો કદાચ એવું કરે, પરન્તુ જસુભાઇ પણ એ કાવતરામાં શામેલ થયા?

" આવો ગોવિંદદાસ!" કહેતી જશોદા સ્મિત કરતી રસોડામાંથી બહાર આવી: " મેલમાં જ આવ્યા ને? તાર કર્યો હોત તો કોઇને સામું સ્ટેશન પર મોકલત."

" હું મુંબઇથી છેક અજાણ્યો નથી એટલે તાર કરવાની મને જરૂર ન જણાઈ..."

ગોવિંદ આગળ બોલે તે પહેલાં જસુભાઈ સ્નાનગૃહમાંથી બહાર નીકળીને હસતા હસતા બોલ્યાઃ "આવી પહોંચ્યા ગોવિંદદાસ? ઠીક કર્યું. તમારા પિતાજી ખુશીમાં છે?"

"બધાં ખુશીમાં છે." ગોવિંદ પૂછવા જતો હતો કે જયમનની કઈ માંદગીને કારણે પોતાને તાર કરીને તેડાવવામાં આવ્યો છે; પરન્તુ તે પૂછે તે પહેલાં તો જસુભાઈએ નોકરને બૂમ મારીઃ "અરે રામા! ગોવિંદદાસ માટે ચાહ નાસ્તો તો લાવ!"

"હું ચાહ પીતો નથી, અને હજી બધાં નિત્યકર્મ બાકી છે." ગોવિંદે કહ્યું.

તુરત રામાએ લાવીને ગોવિંદના હાથમાં દાતણ આપ્યું, પાણીનો લોટો આપ્યો, સ્નાનગૃહમાંથી ભીંજાએલાં કપડાં બાજુએ મૂકી ટુવાલ–સાબુ–ગરમ પાણીની વ્યવસ્થા કરી, અને અર્ધોએક કલાકમાં ગોવિંદ નિત્યકર્મથી પરવારીને દિવાનખાનામાં આવી બેઠો કે તુરત જશોદાએ પૂરીની તાસક, અથાણું અને દૂધનો પ્યાલો લાવીને મેજ પર મૂકર્યાં.

જસુભાઈ દેખાયા નહિ એટલે તે કયાંક બહાર ગયા હશે એમ ગોવિંદે માન્યું. જશોદાએ સામેની ખુરશી પર બેસતાં કહ્યુંઃ "જયમન બહેનને પહેલાં ચક્કર આવતાં, પણ પછી તો હિસ્ટીરિયા આવવા લાગ્યો એટલે અમે ગભરાયાં. ત્રણ–ચાર દિવસથી તો રોજ એકાદ વાર તાણ આવી જાય છે."

"કોની દવા કરો છો?"

"દવા તો ડાકટરની લાવીએ છીએ, અને ત્રણેક ડાકટરની સલાહ લીધી. આમ જુઓ તો શરીર સાજું–સારું, નખમાંય રોગ શોધ્યો ન મળે, પણ જ્યારે તાણ આવે ત્યારે એવું લાગે કે જાણે હમણાં જીવ નીકળી જશે."

"તો પછી ડાકટર દર્દનું કારણ શું કહે છે?"

"ડાક્ટર કહે છે કે હિસ્ટીરિયા મોટે ભાગે એક જાતનું માનસિક દર્દ છે. મનમાં કાંઈ ચિંતા, ખેદ, ઉપાધિ જેવું હોય ત્યારે મનની નબળાઈ જોર કરે અને તાણુ આવે."

"તો ઘરમાં કાંઇ કંકાસ પેઠો હશે !" ગોવિંદે દૂધને પ્યાલો ખાલી કરીને નીચે મૂકતાં કહ્યું.

જશોદા હસીને બોલી: "અમારા ઘરમાં કંકાસ ? એ શું બોલ્યા ગોવિંદદાસ !"

"આપણી કોમમાં નણંદ-ભોજાઇ વચ્ચેના કંકાસ એટલા બધા જાણીતા છે કે સહેજે એવું કાંઈ કારણ કલ્પનામાં આવ્યા વિના રહે નહિ."

"જુઓ !" જશોદાએ હસીને કહ્યું: "તમે તો પાછો મારા પર વાંક ઢોળ્યો ! અમારી વચ્ચે કોઇ વાર કંકાસ થયો નથી."

"તો પછી ચિંતા ને ખેદ શા કારણે હોય ?" ગોવિંદે પૂછ્યું.

"અમને તો કાંઇ સમજ પડતી નથી, પણ એક ડાક્ટરનો એવો મત પડ્યો છે કે જયમન બહેન બહુ વાંચ્યા કરે છે તે બંધ કરાવી દો, તો તબિયત સુધરશે."

"તો વાંચવાનું હમણાં બંધ રખાવો; અને જરૂર જણાય તો વતનમાં જઇને થોડા દિવસ ખુલ્લી હવામાં રહો." ગોવિંદે સલાહ આપી.

"એ પણ ઠીક છે; તમે હવે આવ્યા છો એટલે બધાં મળીને કાંઇ નક્કી કરીશું." એમ કહેતી જશોદા ઊઠી. તેણે ખાલી તાસક પ્યાલો મેજ પરથી ઉપાડી લીધાં અને તે પાછી રસોડામાં ચાલી ગઈ.

રાત્રે ટ્રેનમાં સખ્ત ગીર્દી હતી તેથી ત્રીજા વર્ગની મુસાફરીમાં ગોવિંદથી આંખ પણ મીંચી શકાઇ નહોતી. ભોજન પછી તેણે સારી પેઠે ઊંઘ કાઢી. પછી તે બહાર ફરવા નીકળી પડ્યો, અને સાંઝે જસુભાઇની બજારગેટ સ્ટ્રીટની દુકાને ગયો. ઘડિયાળો, ફાઉન્ટન પેનો અને બીજી મૂલ્યવાન નોવેલ્ટીઝની દુકાન જસુભાઇ ચલાવતા હતા.

બીજે દિવસે જશોદાએ ગોવિંદને કહ્યું કે "કાલે જયમન બહેને ચોપડી પણ ઉઘાડી નથી અને આરામ જ લીધો છે એટલે બિલકુલ તાણ આવી નથી."

ગોવિંદના મ્હોંમાં સ્મિત ફરક્યું અને તે બોલ્યોઃ "બહુ સારી વાત!"

"કેમ હસ્યા?" જશોદાએ પૂછ્યું.

"હસું નહિ ત્યારે શું કરું? તમે મને તાર કરીને બોલાવ્યો અને હું તો ધારતો હતો કે જયમનની માંદગીને કારણે મને તેની સેવા–ચાકરી કરવાની તક મળશે; અને અહીં તો હું આવતાંની સાથે જ માંદગી દફે થઇ જવા પામી છે! હવે મારે અહીં વધુ વખત રોકાવાની જરૂર રહી નથી." ગોવિંદે ઠાવકાઇથી જવાબ આપ્યો.

"તમારા મનમાં કદાચ એમ આવ્યું હશે કે અમે ખોટો તાર કરીને તમને બોલાવ્યા, ખરું ને?"

"નહિ, નહિ, એવી ચમત્કારિક માંદગી માણસોને આવતી હશે, પણ મને તેનો અનુભવ નહિ, એટલે હું એમ કહું છું." અને ગોવિંદ ફરી હસ્યો.

બપોરે જમીને ગોવિંદ જરા વામકુક્ષી કરી રહ્યો હતો ત્યારે તેણે જશોદાનું કથન સાંભળ્યુંઃ "જયમન બહેન! હવે સાંઝે મારાથી નહિ રાંધી શકાય. હું હરકોરને રાંધવા તેડી આવું."

જયમન બોલીઃ "હું રાંધીશ."

"ના બા, તમને રાંધતાં રાંધતાં કદાચ તાણ આવે તો દાઝી જાઓ ને!" એમ કહીને જશોદા હરકોરને તેડવા ગઇ. હરકોર જશોદાની માસીની દીકરી એક વિધવા હતી.

કેટલીક વારે દિવાનખાનાનો દરવાજો બંધ કરીને ગોવિંદ સૂતો હતો તે ખંડમાં જયમને ડોકિયું કર્યું. ગોવિંદ જાગતો હતો. જશોદા બહાર ગઇ હતી તે તે જાણતો હતો. રામો ચાલીમાં ચલમ પીતો આડો પડ્યો હતો, એટલે ઘરમાં એકાંત હતી. લાંબા લાંબા પત્રો

લખતી અને પોતાનું દર્શન કરવા માટે આમંત્રણ આપી ચૂકેલી જયમન કાંઇ છાની રહે તેવી નહોતી, એટલે તેણે ડોકિયું કર્યું તે જ વખતે પથારીમાંથી બેઠા થતા ગોવિંદે પૂછ્યું: "કેમ, દર્દ તો હવે મટી ગયું ને?"

"તમને મશ્કરી કરવાનું સૂઝે છે!"

"નહિ, નહિ, કેટલાંક દર્દો એવાં હોય છે કે જે વૈદ્ય નજરે પડતાં જ નાસી જાય, પણ હું વૈદ્ય નથી એની તારા બિચારા દર્દને ખબર નથી!"

"હવે બીજો કાંઇ આરોપ મૂકવો છે?"

"હું આરોપ મૂકું છું?"

"ત્યારે બીજું શું? તમારા મનમાં એમ જણાય છે કે જાણે હું હિસ્ટિરિયાનો ઢોંગ કરું છું."

"નહિ, નહિ, જયમન!" ગોવિંદ પ્રસન્નતા ધારણ કરતો બોલ્યો: "હું એમ નથી માનતો, પણ હું એમ તો જરૂર માનું છું કે મારાં દર્શન કરવાની અધીરાઇએ તારા મગજમાં તોફાન મચાવી મૂક્યું હોવું જોઇએ, ખરું ને?"

જયમન હસી. તેણે ઊંબરામાં બે ડગલાં આગળ ભર્યાં અને ખૂણે પડેલી ત્રિપાઇ ઉપર હાથ ટેકાવીને ઊભા રહેતાં કહ્યું: "હવે જવાની ઉતાવળ ન કરશો."

"પણ અહીં મારું કામ શું છે?"

"ઘણું કામ છે. મારે તમારી સાથે ખૂબ વાતો કરવી છે."

"વાતો માટે તો કલાક–બે કલાક પૂરતા થઈ પડે, અને અત્યારે એકાંત છે, તો આપણે પેટ ભરીને વાતો કરી લઇએ."

"નહિ બસ, હમણાં તમારે અહીં રહેવાનું છે. જવાની વાત કાઢશો જ નહિ."

"આવો ઓર્ડીનન્સ તો મુંબઇનો ગવર્નર પણ કાઢી શકતો નથી."

" પણ ગવર્નર જનરલ તો કાઢી શકે છે ને ? તો માની લો કે હું ગવર્નર જનરલ છું ! "

" તો પછી મારું સ્થાન કયું ? "

" હિંદી વજીરનું. "

" હિંદી વજીરની સલાહ કે સંમતિ વિના ગવર્નર જનરલ પણ ઓર્ડીનન્સ કાઢી શકતો નથી. "

" પણ હિંદી વજીર તો છે અદૂકદદૂકીયો ! વડા પ્રધાનની પરવાનગી વિના તે દિલ્હીના ગવર્નર જનરલને અડાવી શકતો નથી, અને એ વડો પ્રધાન કહે છે કે તમારે હમણાં મુંબઈ છોડવાનું નથી."

" એ વડો પ્રધાન વળી ક્યાંથી ફૂટી નીકળ્યો ? "

" એ તમને નહિ દેખાય; એ તો છૂપી રીતે દોરીસંચાર કરે છે !"

" એમ ? " ગોવિંદ જરા વિચારમાં પડયો અને જયમન મૃદુમૃદુ હસી રહી. ગોવિંદને પહેલાં તો એ વડો પ્રધાન દેખાયો નહિ પણ જયમનના માર્મિક હાસ્યના પ્રકાશમાં છેવટે ગોવિંદે તેને પકડી પાડયો : " ઠીક, ઠીક ! એ વડો પ્રધાન કેવળ મનસ્વી લાગે છે, અને જાણે સરમુખત્યારી જ ચલાવે છે, પરન્તુ તેણે સમજવું જોઇએ કે એમ કરવાથી હિંદી વજીર હલકો પડી જશે, સમાજમાં તેની પ્રતિષ્ઠા નહિ રહે, અને લોકોમાં તેની વિચિત્ર સ્થિતિ બની જશે. "

" કાંઇ ફિકર નહિ, એ બધી વાતોને વડો પ્રધાન સંભાળી લેશે...હવે કહો, અમદાવાદથી તમે પાછા વતનમાં કેમ જતા રહ્યા ? "

" મારા એક મિત્રની પેઢીમાં હું મુનીમ હતો તે તું જાણે છે. તેની પેઢી બંધ થઇ ગઇ એટલે હું છૂટો થઇ ગયો. "

" એટલે હવે તમારે નવી નોકરી કે ધંધો શોધવાનાં રહ્યાં. "

" હાસ્તો. "

" ભાઇ કહે છે કે તે માટે મુંબઈમાં સગવડ થઇ શકશે. "

" કદાચ ગવર્નર–જનરલના ઓર્ડીનન્સની પૂર્વ ભૂમિકા એ જ હશે ! "

"ના, ના, એવું કશું નથી." જયમને મંદ સ્મિત કરતાં કહ્યું: "પણ તમને વતનમાં મનમાનતો ધંધો મળી શકયો નહિ, અમદાવાદમાં કાંઇ ઝાઝું ફાવ્યું હોય એમ લાગ્યું નહિ, એટલે એક વાર ભાઇએ વાતની વાતમાં કહેલું કે અત્યારે મુંબઇમાં પૈસા કમાવા માટે કોઈ પણ ધંધો ચલાવવામાં કશી ખાસ તકલીફ હોતી નથી, એટલે એ વિષે તે તમને પત્ર લખવાના હતા."

"એમાંય કદાચ વડા પ્રધાને દોરીસંચાર કર્યો હોય!"

એ સાંભળીને જયમન ખૂબ હસી અને બોલી: "નહિ, નહિ, એવો કશો દોરીસંચાર થયો નથી. વડો પ્રધાન પોતાના અધિકારક્ષેત્રની બહાર જાય એટલો મનસ્વી નથી."

"વા...રુ, પણ જો જયમન! ધંધા–નોકરીની બાબતમાં જસુભાઇ મને કદાચ વિચિત્ર માણસ જ માનશે. તે મને પૂછશે તો હું તેમની સાથે એ વિષે વાતચીત કરીશ, અને મને ફાવે તેમ હશે તો હું મુંબઈમાં રહેવાની આનાકાની નહિ કરું; પરન્તુ ધન કમાવું એ જ મારા જીવનનો મુખ્ય આશય નથી, એ તો તું જાણે છે."

"ત્યારે ધંધો–નોકરી શામાટે કરવાં જોઇએ?"

"માત્ર જનતાની વ્યાવહારિક સગવડો જાળવવા માટે અને તે સાથે પોતાના ઉદરપોષણની જોગવાઈ કરી લેવા માટે."

"બધાય એમ જ કરે છે ને!"

"ના, બધા એમ નથી કરતા. અત્યારે તો કેટલાક લોકો ઉદરપોષણ કરતાં પચીસ–પચાસગણું ધન મેળવી લે છે, જ્યારે કેટલાક ઉદરપોષણ પણ ન થઈ શકે એટલું જ પ્રાપ્ત કરી શકે છે."

"ત્યારે તમે શું કરવાના?"

"હું મારા કામ, મહેનત કે વેપારમાંથી એટલું જ લઉં કે જેટલાની મને મારા ઉદરપોષણ માટે જરૂરીઆત હોય; તેથી વધારે હું લઉં નહિ, કે ઓછાથી ચલાવી લઉં નહિ."

"ઉદર ભરવા ઉપરાંત માણસને બીજી ઘણી જરૂરીઆતો હોય છે..."

"વાજબી જરૂરીઆતોની અવગણના હું ન જ કરું."

"ઠીક વાત છે. પણ મારી મુદ્દાની વાત ધ્યાનમાં રાખજો. તમારે માટે ધંધા–નોકરીની કાંઈ મનમાની ગોઠવણ થાય તો ભલે, અને ન થાય તોપણ હમણાં તમે પાછા જવાની વાત ન કરશો."

"એનું કારણ શું? વિનાજરૂરે હું અહીં બેસીને રોટલા ટીચું તે કાંઇ વાજબી છે?"

"વિનાજરૂર કેમ? મારે તમારી સાથે ખૂબ વાતો કરવાની છે એ શું જરૂરીઆત નહિ?"

ગોવિંદ હસ્યો: "એ તે કાંઈ જરૂરીઆત કહેવાય? અને એ જરૂરીઆત તો કલાક–બે કલાકમાં પૂરી થાય. એમ હું કાંઈ નકામો બેસી રહી શકું નહિ."

જયમનનું મ્હોં પડી ગયું. ગોવિંદે તેના વદન ઉપર થએલો ફેરફાર જોયો. તે કાંઇ બોલવા જતી હતી, એટલામાં કોઇએ બારણું ખખડાવ્યું અને તે ચમકીને બારણું ઉઘાડવા દોડી.

જશોદા હરકોરને તેડીને આવી હતી.

ગોવિંદ બહાર ગયો અને રાત્રે જસુભાઇની સાથે સાથે પાછો ફર્યો ત્યારે તેણે સમાચાર જાણ્યા કે અર્ધો કલાક પહેલાં જયમનને સખત તાણ આવી હતી.



## [ ૩૬ ] . . . . . . . કાગળનો વેપારી

જયમનને પોતે અપ્રસન્ન કરી હતી તેનું પરિણામ તત્કાળમાં આવું આવશે, જયમનની મનોવેદના એકદમ ઉપડી આવશે એવી ગોવિંદને કલ્પના નહોતી. બે દિવસ સુધી જયમનની તબિયત ચિત્તની પ્રસન્નતાને લીધે સારી રહી અને તે જરા અપ્રસન્ન થતાં જ તેને તાણ આવી એવું જોઇને ગોવિંદને ચિંતા થઇ. મનોવેદના કે માનસિક ઉદ્વેગ હિસ્ટિરિયામાં કારણીભૂત હોય છે એવું ગોવિંદ જાણતો

હતો અને જયમનના તાજા માનસિક ઉદ્વેગનું કારણ પણ તે જાણતો હતો. તેના દિલમાં લાગણી ઊભરાઇ અને જયમનને અપ્રસન્ન થવાનું કારણ ઉપસ્થિત ન થવું જોઇએ એમ તેને લાગ્યું.

પોતાના દર્શન માટે અત્યંત આતુર એવી જયમન પોતા પ્રત્યે અસાધારણ પ્રેમ ધરાવતી હોવી જોઇએ એ માટે ગોવિંદને શંકા રહી નહિ. એ પ્રેમનું ઊંડું કારણ શું હોય? પોતે દેશસેવાભાવી છે, સાદું અને પવિત્ર જીવન ગાળે છે, કાંઇક ભણેલો પણ છે, એ કારણે જયમનનો પ્રેમભાવ આટલા વેગથી ઊછળતો હશે શું? પોતે કાંઇ ખાસ સ્વરૂપવાન નથી, મોટો ધનસમૃદ્ધિવાળો નથી, કોઇ અમલદાર નથી, દેશભક્ત તરીકેની નામનાવાળો નથી, એ બધું જાણનારી જયમનનો અપૂર્વ પ્રેમ શાને આભારી હશે? પોતે તેનો ભાવિ પતિ છે, એ પતિ પત્નીની ભક્તિનો અધિકારી છે, પતિમાં ગુણવત્તા હોય કે ન હોય છતાં પત્નીએ તો તેના પર પ્રેમ ઢોળવો જ જોઇએ, એવી સમજથી શું જયમન પોતા પર આવી પ્રેમવૃષ્ટિ કરતી હશે? માનવીના જીવનમાં પ્રેમરૂપ 'વડો પ્રધાન' શું આટલી મોટી લાગવગવાળો હશે? તેનો દોરીસંચાર શું આ રીતે જ જીવનવ્યાપી બનતો હશે?

આ વિચારે ગોવિંદને પણ પ્રેમથી આર્દ્ર બનાવ્યો. અત્યારસુધી જયમન પ્રત્યે ગોવિંદનો ગુણાનુરાગ હતો, એ ગુણાનુરાગની પાછળ ગોવિંદના ચિત્તનો વ્યાપાર ચાલતો હતો; હવે તેના હૃદયનો વ્યાપાર શરૂ થયો અને જયમનના પ્રેમની વૃષ્ટિના સીકરથી એ હૃદય દોલાયમાન થવા લાગ્યું.

બીજા ચાર દિવસ સુધી ગોવિંદે ઘેર પાછા ફરવાનું નામ જ ન લીધું અને જયમનના ચિત્તની પ્રસન્નતાએ તેના દર્દને ઊભરાવા ન દીધું. પાંચમે દિવસે સાંજે જસુભાઇએ તેને કહ્યું: "ગોવિંદદાસ! તમે અમદાવાદની નોકરી છોડી દીધી છે, એટલે હું તમને કહું છું કે જો તમારે મુંબઇમાં બિઝનેસ કરવું હોય તો એક સરસ ચાન્સ મારા હાથમાં આવ્યો છે."

" પૈસા કેટલાક રોકવા પડે તેમ છે ? "

" પચીસેક હજાર રૂપિયા જોઇએ, પરન્તુ અત્યારે સામટી રકમ ન આપીએ તો ચાલી શકે તેમ છે. જુઓ, એક કાગળ–સ્ટેશનરીની તૈયાર દુકાન છે. એક પંજાબી વેપારી તે કાઢી નાંખીને દેશમાં જવા ઇચ્છે છે. શરુઆતમાં તેને પાંચેક હજાર આપવા પડે તેમ છે, અને એટલી જોગવાઇ તમારાથી ન બની શકે તેમ હોય તો હું વળ કાઢી આપીશ. પછી જેમ જેમ માલ વેચાતો જાય તેમ તેમ રૂપિયા આપવાના અને બે માસમાં પૂરા કરવાના. બે માસ પછી જો કંઇ રકમ બાકી રહે તો ચાર ટકાનું વ્યાજ આપવાનું. બોલો, છે વિચાર ? "

" લાગે છે તો સારો સોદો. પણ મને કાગળના વેપારનો બિલકુલ અનુભવ નથી. કાપડનું હું કાંઇક જાણું પણ કાગળનું તો બિલકુલ નહિ. " ગોવિંદે જવાબ આપ્યો.

" દુકાનનો જુનો નોકર છે તે બધું જાણે છે અને મારા પરિચયવાળો છે. તેણે જ મને આ વાત કહી છે અને તે નોકરીમાં ચાલુ રહેશે. પછી તમારે મુંઝાવાનું નહિ રહે. દુકાનનો બીજો ઘરાક તૈયાર છે, પણ તમારો વિચાર મને આવ્યો એટલે મેં તેને અટકાવ્યો છે. "

" કાગળમાં ય કંટ્રોલ ચાલે છે. "

" હા, પરન્તુ દસ ટકા નફો તો સરકારે બાંધી આપેલો છે, એટલે દુકાનનું ખર્ચ નીકળતાં સારો નફો મળે તેમ છે. વળી દુકાનના માલની જે આંકણી કરવામાં આવી છે તે પડતર ભાવની છે. એટલે તમારો નફાનો ગાળો ઓછો નહિ થાય. "

" ઠીક છે, પણ મને હજી વિચારવાનો વખત જોઇશે. "

જસુભાઇ મંદ હસીને બોલ્યા : " તુલસીદાસ પટેલને પુછાવવું છે ? પણ એમ તો ત્રણ–ચાર દિવસ જાય અને એટલો વખત પેલો માણસ થોભે તેમ નથી. "

"નહિ, પિતાજીને પૂછવાની મને કાંઇ જરૂર જણાતી નથી. તેમને કાંઇ મુંબઇના વેપારની માહિતી હોય નહિ; પણ મને વિચાર કરવાને થોડો વખત જોઇશે."

"ભલે, કાલ સાંઝસુધીમાં વિચાર કરી લેજો."

ગોવિંદને જે વિચાર કરવાનો હતો તે એ જ કે પોતે જો મુંબઇમાં ધંધે વળગે તો પોતે કાંઇ સાસરામાં લાંબો વખત રહી શકે નહિ; પોતે જુદું નિવાસસ્થાન રાખવું જોઇએ અને લોજમાં જમવાનું રાખવું જોઇએ. પોતે મુંબઇમાં રહે તેથી જયમન પણ પ્રસન્ન રહે, તેનું દર્દ મટે અને તેની ઇચ્છા પણ એવી હતી કે પોતે મુંબઇમાં ધંધો–નોકરી કરે, એ ગોવિંદ જાણતો હતો. જયમન સાથે એકાંત સાધીને વાતચીત કરવાની તક તેને જોઇતી હતી, અને સામી બાજુએથી એવી તક જયમન પણ શોધી રહી હતી.

બીજે દિવસે સવારમાં જશોદા રસોડામાં હતી, જસુભાઇ સ્નાનગૃહમાં હતા, તે જ વખતે જયમન આમ–તેમ જોતી એકદમ ગોવિંદ પાસે આવી અને ધીરેથી બોલી : "ભાઇએ તમને કાગળની દુકાન કરવા કહ્યું તેની તમે ના કહેશો નહિ."

"હું જાણું છું કે તું એ જ કહેવાની છે, અને તને પ્રસન્ન જોવા હું આતુર છું એટલે મુંબઇમાં રહેવા માટેનો ધંધો હું સ્વીકારવા ય તૈયાર છું. પણ પછી કાંઇ હું તમારા મહેમાન તરીકે અહીં ન રહી શકું, અને બીજે ક્યાંય ઓરડી મેળવવી એ આજકાલ મુંબઇમાં અશક્ય બની ગયું છે, એ મોટી મૂંઝવણની વાત છે."

"એ બધું થઇ પડશે."

"પણ કેવી રીતે થઇ પડશે ? શું મારે જસુભાઇને એમ કહેવું કે તમે જેમ મને ધંધો શોધી આપો છો તેમ ઓરડીય શોધી આપો ?"

"અહીં રહેવામાં વાંધો શો ?"

"ગાંડી ! કુંવારે સાસરે હું મહિનાઓ સુધી પડ્યો રહું એ તે કાંઇ વાજબી છે ?"

"અને પરણો તો પછી વાંચો નહિ ને ?"

ગોવિંદ હસ્યો. જયમન પણ હસી. ગોવિંદે પૂછ્યું : "તને પરણવાની બહુ ઉતાવળ છે કે શું ?"

"બિલકુલ નહિ, પરન્તુ મારી નજર સામે તમે રહ્યા કરો, એ મને બહુ ગમે છે." એમ કહેતાં જયમને શરમથી નીચું જોયું. રસોડામાં થએલા અવાજથી તે જરા ચમકી અને તેણે બારણા બહાર જોયું. કોઇ આવતું નહોતું, સ્નાનગૃહ ભીંજડવાનો એ અવાજ નહોતો.

"તને એ ગમે છે અને તારું દર્શન મને પણ ગમે છે, પરન્તુ આપણી બ્રહ્મચર્યની ટેક સાંભરે છે ને ?"

"હોવે ! બ્રહ્મચર્ય તો લગ્ન કરીને પણ કેમ પાળી ન શકાય ? પણ તમે જવાની કે જુદા રહેવાની વાત ન કરશો... સમજ્યા ને ? હું જઉં છું..." કહેતી જયમન હરિણીની ચપળ દૃષ્ટિથી આમ જોતી–તેમ જોતી ઓરડાની બહાર ચાલી ગઇ.

પ્રેમ અને પતિભક્તિના આદર્શની પૂજારિણી સમી જયમન તે વખતે ગોવિંદને બહુ આકર્ષક અને આનંદોત્પાદક લાગી. જયમનનો સહવાસ મધુર અને રોચક જ થઇ પડે એ વિષે ગોવિંદને શંકા ન રહી. એવી જયમનનું સામીપ્ય તેને પણ ગમ્યું, અને મુંબઇમાં કરવાનો ધંધો એ સામીપ્ય માટે પરસ્પર કેટલો ઉપયોગી હતો તે સમજાતાં તેણે જસુભાઇને કાગળની દુકાન ખરીદી લેવાની સ્પષ્ટતાથી હા કહી દીધી.

બીજે દિવસે દુકાનનો સોદો થઇ ગયો અને જસુભાઇએ પાંચ હજારની રકમ શરુઆતમાં ભરી દીધી. ગોવિંદે પિતાને એ બાબતનો વિગતવાર પત્ર લખ્યો અને રૂપિયા પાંચ હજાર મોકલી આપવા જણાવ્યું. ગોવિંદ મુંબઇમાં વેપારધંધે ચડે એ વાત તો તુલસીદાસને ગમી. સાળો પોતાના બનેવીને ધંધે ચડાવે એમાં કાંઇ તે ઉપકાર કરતો નથી એવી એ પાટીદાર પિતાની સમજ હતી. એટલે "હમણાં રૂપિયાની સગવડ બની શકે તેમ નથી, તો જસુભાઇને કહેવું કે

તુરતમાં તમે જોગવાઇ કરી આપો, પછીથી મારા પિતાજી સગવડે હુંડી મોકલી આપશે" એવો જવાબ તેમણે ગોવિંદને લખી મોકલ્યો. અને જ્યારે ગોવિંદે એ જવાબ જસુભાઇને જણાવ્યો ત્યારે તે હસીને બોલ્યાઃ "એ તો હું જાણતો જ હતો, ગોવિંદદાસ ! પાટીદારની ન્યાત કાંઇ મારાથી અજાણી ન હોય. પણ કશી ચિંતા નહિ. એ સગવડ અત્યારે તો અહીં કરી જ છે, અને તમારા પિતાજી સગવડ કરી શકે ત્યાંસુધી ચલાવી લેવામાં મને કશો વાંધો નથી."

જસુભાઇની ઉદારતા માટે ગોવિંદના મનમાં માન ઊપજ્યું, પણ જસુભાઇનો એક ઉદ્દગાર તેને બહુ ખટકવા લાગ્યો. 'પાટીદારની ન્યાત કાંઇ મારાથી અજાણી ન હોય' એ ઉદ્દગારમાંથી એવું સૂચન થતું હતું કે પાટીદાર કોમમાં જમાઇઓ હમેશાં સસરા ઉપર બોજા રૂપ જ હોય છે તેવો બોજો ગોવિંદ જેવા બનેવીદ્વારા જસુભાઇ ઉપર પડ્યો હતો. એક રીતે જોતાં જસુભાઇની એ ટીકા સાચી હતી. ગોવિંદ જાણતો હતો કે પાટીદાર કોમમાં જમાઇઓ કેવા લાડકા હોય છે અને છોકરીઓ માટે જમાઇઓ મેળવતાં એ કોમનાં સારાં સારાં કુટુંબોને પણ કેટલા પૈસાનું પાણી કરવું પડે છે. કુળવાનશાહીનું ઉગ્રમાં ઉગ્ર સ્વરૂપ ગુજરાતમાં તો પાટીદાર કોમમાં જ વર્તે છે. જમાઇ અને વહેવાઇનાં ગજવાં રૂપિયે ભરવામાં આવે ત્યારે જ પાટીદારની છોકરીનું વેવીશાળ અને લગ્ન થઇ શકે. અને લગ્ન થયા પછી પણ જમાઇના લાડકાવેડાનો પાર રહે નહિ; એટલે વખતોવખત પુત્રીના પિતાને તો જમાઇ વહેવાઇને નાણાંથી, દાગીનાથી કે કપડાંથી રીઝવવા જ પડે ! તુલસીદાસ પટેલ પણ એવા જુનવાણી વહેવાઈ બન્યા હોત, પરન્તુ ગોવિંદ પાસે તેમનું એ જુનવાણીપણું ચાલી શક્યું નહોતું, એટલે તેમણે વેવીશાળ કરતી વખતે જસુભાઇ પાસેથી કાંઇ રકમ પડાવી નહોતી; પરન્તુ જસુભાઈ માનતા હતા કે લગ્ન વખતે તો તુલસીદાસને પૈસાથી રીઝવ્યા વિના ચાલવાનું નથી. પાંચ હજાર રૂપિયાની રકમ જસુભાઈએ ગોવિંદના વેપાર માટે ધીરી

હતી તે રકમ પણ વહેલી મોડી લગ્નની પરઠણમાં હોઇઆં થશે એવી જસુભાઇની માન્યતા સ્વાભાવિક પણ હોય. જસુભાઇ એવું સ્પષ્ટ બોલ્યા નહોતા, પરન્તુ તેમના ઉદ્‌ગારમાંથી ગોવિંદને એવી ગંધ આવ્યા વિના રહી નહિ.

રૂપિયા ભરાઇ ગયા, દુકાનનો કબજો લેવાયો, દુકાન જૂના સ્વરૂપમાં ચાલવા લાગી અને ગોવિંદ હિસાબ સંભાળવા લાગ્યો. દુકાનનો મુખ્ય ગુમાસ્તો રામદાસ બધો વેપાર સંભાળતો અને ગોવિંદ ધીરે ધીરે વેપારમાં માહિતગાર થવા લાગ્યો. પંદરેક દિવસના વકરામાં પાંચ હજાર રૂપિયા આવ્યા એટલે પહેલી તકે ગોવિંદે એ રકમ જસુભાઇના હાથમાં મૂકી દીધી અને કહ્યું: "મારા પિતાજીને કદાચ નાણાં મોકલતાં વાર થાય, એટલે આ રકમ તમે મારે ખાતે જમા કરી નાંખો."

જસુભાઈ હસીને બોલ્યા: "નાણાંની એટલી બધી શી ઉતાવળ છે ગોવિંદદાસ? તમે વકરામાં આવેલાં નાણાં મને આપશો તો પછી બીજો માલ ખરીદ કેવી રીતે કરશો અને વેપાર કેવી રીતે ચાલશે?"

"મારા પિતાજી પૈસા મોકલશે, એટલે પછી નાણાંની છૂટ થઇ જશે. અત્યારે તો આ રકમ તમે પાછી જ સ્વીકારી લો, એવી મારી ઇચ્છા છે."

"ભલે એમ કરીશ."

"હવે મારી એક બીજી વિનંતિ છે. હું ધંધે ચઢ્યો છું, વેપાર ઠીક ચાલશે એમ લાગે છે, એટલે હવે મારે અહીં નહિ પણ બીજે ક્યાંય રહેવું જોઇએ; હું મુંબઇનો બહુ ભોમિયો નથી, એટલે એકાદ રૂમ મને ક્યાંકથી મેળવી આપો."

આ સાંભળીને જસુભાઇ ખડખડ હસી પડ્યા અને બોલ્યા: "જુદી રૂમ લઇને શું તમે હાથે રાંધશો?"

" નહિ, લૉજમાં જમીશ. "

" હું મુંબઇમાં હોઉં અને તમે લૉજમાં જમો એ તે કાંઈ ચાલે ? જાઓ, જાઓ, એ પંચાત મૂકી દો. "

" નહિ જસુભાઇ ! એ મને ગમતું નથી. "

" અમદાવાદમાં તમે તમારા મિત્રને ત્યાં મહિનાઓ સુધી રહ્યા અને જમ્યા તે ગમ્યું, અને તમે તમારા સાળાને ઘેર જમો એ નહિ ગમે ? જાઓ, જાઓ, ગાંડા ન થાઓ ! હા, લગ્ન થઇ ગયું હોય તો હું તમને બેલાશક જુદા રહેવાની પરવાનગી આપું."

" તમારી એ મમતા મને ભારરૂપ લાગે છે, જસુભાઇ ! "

જશોદા બાજુના ખંડમાં રહી રહી એ બધું સાંભળતી હતી, તે હવે એકદમ બહાર આવી અને માથે જરા આધું ઓઢીને બોલી: " એ ભાર ઓછો કરવો હોય તો હવે લગ્ન જ કરી નાંખોને ! અમારી કાંઇ ના નથી, તૈયાર જ બેઠાં છીએ."

જસુભાઇએ ટાપસી પૂરી: " વાત તો સાચી છે ગોવિંદદાસ ! તમારી મરજી હોય તો અહીં જ લગ્નકાર્ય પખવાડીયામાં પતી જાય તેમ છે......"

ઓરડામાં ઊભી ઊભી આ વાર્તાલાપ સાંભળતી જયમનના હૃદયના ધબકારા વધી રહ્યા હતા; અને જાણે ગોવિંદ તે ધબકારા સાંભળતો હોય અને પોતે ના કહેશે તે સાથે જ જયમનને એકદમ તાણુ આવશે એવી કલ્પના કરતો હોય, તેમ કશો જવાબ આપ્યા વિના મૂગો જ બેસી રહ્યો.



## [ ૩૭ ] . . . . . . . ગોવિંદ પરણે છે

લગ્ન માટેનું જશોદા અને જસુભાઇનું સૂચન ગોવિંદના ચિત્તમાં રમણ કરવા લાગ્યું, તેનાં તેની પાસે કારણો હતાં. હવે પોતે મુંબઇમાં ધંધે ચડ્યો હતો અને લાંબો વખત પોતે કુંવારા સાસરામાં રહે એ સારું ન દેખાય એ તો તે જયમનને કહી પણ ચૂક્યો હતો; એટલે પોતે જુદાં રહેવું જોઇએ, પણ જસુભાઇ પોતાને લોજમાં જમવા દેવાની સાફ ના પાડતા હતા, એટલે જુદા રહેવામાં તેની સામે મૂંઝવણ ઊભી થઇ હતી. જુદાં રહેવું હોય તો પરણ્યે જ છૂટકો હતો ને?

જયમનના જ આગ્રહથી તેણે મુંબઇમાં ધંધો કરવાનું અને રહેવાનું સ્વીકાર્યું હતું. જયમનની દૃષ્ટિથી દૂર થતાં ગોવિંદ જોતો હતો કે જયમનને તાણ આવતી હતી. તે બહુ 'સેન્સીટિવ'–લાગણીશીલ છોકરી હતી, તેનું જ એ પરિણામ હશે ને? હા, જયમનનું સામીપ્ય ગોવિંદને ગમતું હતું, પરન્તુ બેઉને જો એવો સહવાસ ઇષ્ટ હોય તો બેઉએ પરણી લેવું એ જ સરળ માર્ગ હતો ને?

પણ એ તો પોતે લીધેલી ટેક તોડવાની વાત થઇ! હા, પોતે પચીસ વર્ષ થતાં સુધી નહિ પરણવાની અને જયમને અઢાર વર્ષ થતાં સુધી લગ્ન નહિ કરવાની ટેક ધારણ કરી હતી, પણ એ કાંઇ કોઇ દેવ–દેવતા સમક્ષ લીધેલી પ્રતિજ્ઞા નહોતી, માત્ર પોતાના મનની માની ટેક હતી; એવી ટેક સંયોગવશાત્ તોડી શકાય. ગાંધીજી પણ સોમવારના મૌનની પ્રતિજ્ઞા સંયોગવશાત્ કોઇ વાર ક્યાં તોડતા નથી?

અને ટેકનો આશય તો બ્રહ્મચર્ય પાળવાનો જ હતો. જયમન લગ્ન પછી બ્રહ્મચર્ય પાળવામાં સંમત હતી, પછી ટેક તૂટી જવાનો સંભવ ક્યાં રહેતો હતો?

આ વિચારસરણીમાં પોતાની કાંઇ ભૂલ તો થતી નથી ને? એવી શંકા કોઇ કોઇ વાર ગોવિંદના મનમાં થઇ આવતી, પરન્તુ જયમનનો પોતા પરનો પ્રેમ જોઇને તેની શંકા ઓગળી જતી હતી. એ પ્રેમમૂર્તિને નિરાશ નહિ કરવા માટે પણ હવે પોતે લગ્નમાં વિલંબ ન કરવો જોઇએ અને જસુભાઇનું સૂચન સ્વીકારી લેવું જોઇએ એમ તેના મનમાં થતું હતું.

લગ્ન કરી લેવાના વિચાર તરફ તેનું મન ઢળતું હતું, અને તેનાં કારણો પણ હતાં. એ બધાં કારણોમાં સૌથી મહત્ત્વનું કારણ કયું હતું તેનો જ્યારે ગોવિંદ વિચાર કરતો હતો ત્યારે તેના મનની સ્થિતિ ચમત્કારિક બની જતી. તેને એકકે કારણમાં એટલું બધું મહત્ત્વ જણાતું નહોતું કે જેથી તુરતમાં લગ્ન કરવાનું કેવળ અનિવાર્ય લેખાય. ત્યારે શું એ બધાં કારણોનું સંગઠિત બળ તેને લગ્ન કરવા પ્રેરી રહ્યું હતું?

"જયમનના પ્રેમનો આવેગ જ મારા હૃદયના પ્રેમને આકર્ષી રહ્યો હોવો જોઇએ" એવો વિચાર આવતાં જયમને જેને 'વડા પ્રધાન' તરીકે ઓળખાવ્યો હતો તે પ્રેમની વ્યાપકતાના વિચારે તે ચડી ગયો.

અને એક દિવસે સવારે તેણે જસુભાઇને લગ્ન માટે સંમતિ આપી દીધી.

જસુભાઇએ લગ્નના દિવસ અંગેની પ્રાથમિક તજવીજ કરીને તુલસીદાસ પટેલને લખ્યું અને તે સાથે જણાવી દીધું કે લગ્ન મુંબઇમાં કરવાનું રાખ્યું છે, તો તેમણે અને તેમનાં બીજાં સગાંઓએ મુંબઇ આવવાની ગોઠવણ કરવી. મુંબઇમાં તેમના ઉતારા વગેરેની બધી વ્યવસ્થા પોતે કરશે એવું પણ જસુભાઇએ જણાવ્યું હતું.

ગોવિંદ વધુ રાહ જોવડાવ્યા વિના લગ્ન કરવા સંમત થયો છે એ જાણીને તુલસીદાસને આનંદ થયો. તેમને મોટી જાન લઇને વહેવાઇને આંગણે જવાનો ઉમંગ હતો, તે ઉમંગ આ રીતે પાર

પડે તેમ નહોતું, પરન્તુ લગ્ન અંગે વરપક્ષના ઉતારા વગેરેનો બધો બંદોબસ્ત જસુભાઇએ કરવાનું માથે લીધું હતું અને પોતાને મોટા ખર્ચમાં ઊતરવું પડે તેમ નહોતું, એટલે એ વાત તેમને ગમી. તેમની પુત્રી જમનાએ પૂછ્યું: "હેં બાપુજી! ગોવિંદભાઈ અહીં આવશે અને પછી આપણે જાન લઇને મુંબઇ જવાનું?"

"ના, બહેન! જોને, આજકાલ ટ્રેનમાં ગીર્દીનો પાર રહેતો નથી, ટિકિટો મળતી નથી અને ટિકિટો મળે છે તોય ઉતારુઓ ગાડીમાં બેઠા વિના રહી જાય છે, એટલે જાન લઈ જઇએ તો હેરાનગતિનો પાર ન રહે. એ તો આપણે અને પેટલાદથી આપણાં કુટુંબીઓ બધાંય મુંબઇ જઇશું, ત્યાં કોઇ વાડીમાં રહીશું, ત્યાં જ માંડવો નાંખીશું અને ત્યાંથી જાન જસુભાઇને ત્યાં લઇ જઇશું."

"એમ થતું હશે ખરું?"

"એ તો જેવો વખત હોય તેવાં વાજાં વગાડવાં પડે. જસુભાઇ દેશમાં આવીને લગ્ન કરતા હોય તો ઘણું સારું, પણ તેમનું મન મુંબઇમાં લગ્ન કરવાનું હોય તો આપણાથી કાંઇ ના કહેવાય? જાન લઇ જવાનું આ લડાઇના વખતની મુસાફરીની હાડમારીમાં ન બને તો ચલાવી લેવું પડે."

"પછી ભાઇને અને જયમન ભાભીને લઇને આપણે અહીં આવવાનું?"

"હાસ્તો!"

ગોવિંદે પરણવાની હા કહી હતી, અને પોતાને લગ્ન અંગે મોટા ખર્ચમાં ઊતરવું પડે તેમ નહોતું, એ બે વાતો એવી હતી કે જે તુલસીદાસને ઉમંગથી મુંબઇ જવાને તૈયાર કર્યાં વિના રહે નહિ.

તુલસીદાસ પટેલની સંમતિનો પત્ર આવતાં જ જસુભાઇના ઘરમાં આનંદ છવાઈ ગયો અને લગ્ન માટેની તડામાર તૈયારીઓ શરુ થઇ ગઇ. સૌથી મોટી તૈયારી તો કપડાંની જ હોય, પરન્તુ ગોવિંદ જોતો હતો કે જસુભાઇ કપડાં કરતાં જમણ અંગેની તૈયા-

રીઓ વધુ ગંભીરતાથી કરવા મંડી ગયા હતા. આમ તો કન્યા માટેનાં કપડાંનો પ્રશ્ન પણ મૂંઝવે તેવો હતો, કારણકે જયમન માટે સુતરાઉ ને રેશમી બધાં કપડાં ખાદીનાં જ કરવાનાં હતાં, પરન્તુ એ કામ જશોદા અને જયમને ઉપાડી લઇને જસુભાઇને એ ચિંતામાંથી મુક્ત કર્યા હતા, અને તેથી જસુભાઇએ ઓછામાં ઓછા ત્રણુસો માણુસોના જમણુ માટેની તૈયારી કરવા માંડી હતી.

ગોવિંદે પૂછ્યું : "જસુભાઇ! આ તમે શું કરો છો? પચાસથી વધુ માણુસ જમાડવાની બંધી છે, રેશનના દિવસો ચાલે છે, એ વખતમાં આટલો મોટો જમણુવાર કરવાની જરૂર શી?"

જસુભાઇ હસીને બોલ્યા: "એ તમે ન સમજો. દેશમાં લગ્ન કરીએ તો ટંકે ત્રણુસો માણુસ જમે, અને અહીં ત્રણુસો માણુસોને એક ટંક પણુ ન જમાડું તો મારું કેટલું ખોટું દેખાય? ન્યાતીલાઓ તો અહીં ગણ્યાગાંઠ્યા આવે, પણ મારા સ્નેહી–સંબંધીઓને પણુ આ ટાણે હું જમવા ન નોતરું?"

અને એ ત્રણુસો માણુસોના એક ટંકના જમણુવારથી જ ક્યાં પતી જાય તેમ હતું? તુલસીદાસ પટેલ અને તેમનાં સગાં આવવાનાં તેમને માટે પણુ સીધા–સામાનનો બંદોબસ્ત જસુભાઇને જ કરવાનો હતો. પોતાને આંગણે આવેલા મહેમાનો રહે ત્યાંસુધી તેમને જમાડવા પડે તેમ હતું. એટલું બધું સીધું કાંઇ ઘરમાં થોડું જ હોય?

જસુભાઇએ વેળાસર બે વાડીઓ ભાડે રાખી લીધી. લગ્નો પણુ એટલાં બધાં થતાં હતાં કે જોઇતે દહાડે વાડી મળવી મુશ્કેલ થઇ પડે, એટલે વાડીઓના મુનીમોને લાંચથી ખુશ કરીને જસુભાઇએ વાડીઓ મેળવી હતી. બેઉ ઠેકાણે જોઇતાં વાસણુ–કુસણુ, મંડપની સામગ્રી અને શણુગાર, ઓઢવા–પાથરવાનાં ગાદલાં–ગોદડાં, ફર્નીચર અને બીજી વસ્તુઓ, એ બધું સંભારી–સંભારીને એકઠું કરવાની તકલીફ કેટલી મોટી હતી તે જોઇને ગોવિંદને એક પ્રકારનો વિષાદ પેદા થતો હતો. એક લગ્નના સામાન્ય પ્રસંગને પણુ સમાજે

કેટલો મોટો, મુશ્કેલીભર્યો અને ખર્ચાળ બનાવી મૂક્યો છે તેનો જ્યારે ગોવિંદને ખયાલ આવતો, ત્યારે તેને સંકોચ થતો હતો, અને લાગતું હતું કે દેશના આવા વિષમ કાળમાં પોતે લગ્ન કરવાની હા પાડી એ જ એક ભૂલ થઇ હતી ! પણ એ ભૂલ હવે સુધારી શકાય તેમ નહોતું. તૈયારીઓ તડામાર ચાલતી હતી, જસુભાઇ તે અંગે છૂટે હાથે ખર્ચ કરી રહ્યા હતા, કાળા બજારનો, નફાખોરીનો, લાંચ–રુશ્વતનો અને કાયદાભંગનો આશ્રય લઇને પણ લગ્ન રૂડી રીતે કરવાનો જસુભાઈનો અને તેમના કુટુંબનો ઉમંગ એટલો બધો હતો કે ગોવિંદને અણગમતી ઘણી વસ્તુઓને આંખો મીંચીને ગળી જવી પડતી. માત્ર તે એટલાથી જ સંતોષ માનીને ચલાવી લેતો હતો કે પોતાને હાથે એમાંનું કોઈ ગેરવાજબી કાર્ય થતું નથી.

લગ્નનો દિવસ આવી પહોંચવાને અઠવાડિયું રહ્યું અને તુલસીદાસ પટેલ, તેમની પુત્રી જમના, પેટલાદનાં કુટુંબી જનો ઇત્યાદિનું બનેલું પચીસેક માણસોનું મંડળ મુંબઇ આવી પહોંચ્યું. ગોવિંદને પિતાને કહેવાનું મન તો થયું કે "આટલા બધા દિવસ અગાઉથી આટલા બધા માણસો સાથે તમે આવ્યા છો, તો એ બધાની વ્યવસ્થા જસુભાઇને માટે કેટલી બધી મુશ્કેલીભરી થઇ પડશે ?" પણ જસુભાઇએ તો વહેવાઇનો એટલા ઊમળકાથી સત્કાર કર્યો અને આનંદના ઉદ્‌ગારથી તુલસીદાસ પટેલને વધાવી લીધા કે ગોવિંદથી કશું બોલાયું જ નહિ. જસુભાઇ તો માનતા હતા કે પટેલ પચાસ માણસોનો કાફલો લઇને આવશે, જ્યારે આવ્યા હતા માત્ર પચીસ માણસ; એટલે જસુભાઈએ કરેલી વ્યવસ્થા કોઈ રીતે ઊણી પડે તેમ નહોતું.

લગ્નને દિવસે બેઉ ટંક જસુભાઇને માંડવે સો–સો માણસો જમ્યા, બીજે દિવસે મોટો શિખંડ–પુરીનો જમણવાર હતો તે વખતે ત્રણસોથી ચારસો જમ્યા હશે, પરન્તુ એ બધું આબાદ પસાર થઇ ગયું. શિખંડ બનાવવાની મનાઇ હતી, છતાં શિખંડનો જ જમણ-

વાર કરીને જસુભાઇએ રંગ રાખ્યો! ગોવિંદને ભય રહ્યા કરતો હતો કે જમણવાર વખતે જ પોલીસ આવી પહોંચશે, રસોઇની તપાસ કરશે, રસોઈ કબજે લઇને જમનારાઓને અટકાવશે; પરન્તુ તેને ખબર નહોતી કે પોલીસના એવા દરોડા મુંબઈમાં પડેલા તે તો બેફામ માણસોને ત્યાં; ખબરદાર, રાતી–લીલી નોટોની લ્હાણી કરનાર, અને અમલદારોના ઓળખીતાઓને ત્યાં જમણવાર હોય ત્યાં પોલીસ ફરકે પણ નહિ; અને પોલીસ આવે તો તે જમણ પતી ગયા પછી જ!

રંગે ચંગે ગોવિંદ અને જયમનના લગ્નનો વિધિ થઇ ગયો. ત્યારપછીને દિવસે તુલસીદાસ પટેલને ખબર પડી કે ગોવિંદને માટે જસુભાઇએ બે રૂમ અને એક બાથરૂમનો ફ્લેટ હજારેક રૂપિયા પાઘડીના આપીને ભાડે રાખી લીધો છે અને ગોવિંદ હવેથી ત્યાં જ રહેવાનો છે; એટલે પરણીને ગોવિંદ સજોડે વીરમગામ આવવાનો નથી. ગોવિંદે મુંબઇમાં કાગળના વેપારની દુકાન કરી હોવાથી તુલસીદાસને પહેલેથી જ વહેમ હતો કે તે વીરમગામ નહિ આવે, મુંબઇમાં જ રહેશે અને ખરેખર થયું પણ તેમજ. બિચારી જમનાનું મ્હોં 'જયમન ભાભી' જેવા સંબોધનથી સુકાવા માટે કેટલું આતુર હતું, પરન્તુ જયમન ભાભીએ તો ગોવિંદને મુંબઇવાસી બનાવી દીધો!

તુલસીદાસે ગોવિંદને પૂછ્યું: "ત્યારે શું તું વીરમગામ બિલકુલ નહિ આવે?"

"આવીશ, જરૂર આવીશ; દુકાનની હજી શરૂઆત છે, બરાબર વેપાર થાળે પડે એટલે હું ત્યાં નિરાંતે આવીને પંદર દિવસ રહીશ."

"ભાભીને લઇને આવવાનું, હોં ભાઇ!"

"હા, જરૂર, હું એકલો નહિ આવું." ગોવિંદે હસીને બહેનને જવાબ આપ્યો.

તુલસીદાસ પટેલને પુત્રના લગ્ન અંગે ગાડીભાડાનું અને બીજું પરચુરણ ખર્ચ મળીને પાંચસો–સાતસો રૂપિયા ખર્ચવા પડ્યા હશે, બાકીનું બધું ખર્ચ જસુભાઇએ કર્યું હતું. તુલસીદાસે વિનયપૂર્વક જસુભાઇ પાસે પોતાના માણસો અંગેના ખર્ચનો આંકડો માગ્યો, પણ જસુભાઇએ હસીને કહ્યું : "એવાં ખર્ચ વળી લેવાતાં–દેવાતાં હશે ?"

તુલસીદાસે પછી તે માટે આગ્રહ કરવાનું માંડી વાળ્યું અને "જસુભાઇ ખરેખર દુલ્લા મનનો માણસ છે–આપણી ન્યાતમાં આવા થોડા જ માણસો હશે" એવી પ્રશસ્તિ ગાતાં ગાતાં તેમણે પાછી વીરમગામની વાટ પકડી.



## [ ૩૮ ] . . . વડા પ્રધાનનો દોરીસંચાર

જે દર્શનની પિપાસા, જે સહવાસની લોલુપતા, જે પેટ ભરીને વાતો કરવાની ઝંખના જયમન સેવ્યાં કરતી હતી તે બધાંની તુષ્ટિના સાધનરૂપ લગ્ન અને લગ્ન પછીનો ગૃહવાસ એ હવે જયમનને મળી ચૂકયાં હતાં. જયમનના માનસિક વિકાસ માટેની અને પરિણીત જીવનના સાફલ્ય માટેની જે વિચારસરણી ગોવિંદે ગોઠવી રાખી હતી તે તેને મળી ચૂકી હતી.

અભ્યાસમાં આવતી ગૂંચો મનમાં સંગ્રહી રાખીને કોઈ જિજ્ઞાસુ શિષ્ય ગુરુનું સામીપ્ય પ્રાપ્ત થતાં તે સંભારી સંભારીને પૂછે અને ગુરુ પ્રસન્ન વદને તેના પ્રત્યુત્તરો આપે, એવી રીતે જયમન પતિને પૂછતી, ગોવિંદ તેના ખુલાસા કરતો, જરૂર જણાતાં ગાંધીજી, મશરુવાળા કે કાલેલકરનાં પુસ્તકોમાંથી ટેકા શોધીને પોતાના પ્રત્યુત્તરમાં ટાંકતો અને પત્નીની શંકાઓનું એ રીતે સમાધાન કરતો. એ પ્રશ્નો અને શંકાઓ લગ્ન પૂર્વેના વાચનમાંથી ઉદ્ભવેલાં હતાં તેમજ બેઉ

વચ્ચેના પત્રવ્યવહારમાંથી પણ જન્મ પામેલાં હતાં. એવા વાર્તાલાપો કેટલીક વાર કલાકો સુધી પણ લંબાતા, પતિના પ્રત્યક્ષ પરિચયથી અને એવા વાર્તાલાપોથી જયમનના મનમાં પતિ પ્રત્યેના સંમાન અને પ્રેમમાં જાણે ભરતી ચડતી; અને ગોવિંદને જાણે શ્રદ્ધાળુ શિષ્યા પ્રાપ્ત થઇ હોય તેમ તેની સાથે વાર્તાલાપોમાં એટલો રસ પડતો કે તેને દુકાનના વેપાર કરતાં જયમનના સહવાસ તથા સહચારમાં વધુ ને વધુ સમય ગાળવાની લાલચ થતી.

કોઇ વ્યાખ્યાન સાંભળવા જવાનું હોય તો બેઉ સાથે જતાં. ચોપાટી કે મરીનડ્રાઇવ પર ફરવા જવાની જયમનની ઇચ્છા હોય તો ગોવિંદ દુકાનેથી વહેલો પરવારીને ઘેર આવી જતો અને બેઉ સાથે ફરવા જતાં. સીનેમા જોવા જવાનો શોખ ગોવિંદને તો નહોતો પરન્તુ જયમનની ઇચ્છા હોય તો ગોવિંદ પત્નીને સાથે લઇને જતો અને જયમનની પ્રસન્નતા નિરખીને પોતે પણ પ્રસન્ન થતો. જયમનના ચિત્તની પ્રસન્નતા આગળ હિસ્ટીરિયાનું દર્દ ઢૂકી પણ શકતું નહોતું.

એક દિવસે સવારે ઊઠતાં વાંત ગોવિંદે જયમનના વદન પર પ્રસન્નતા જોઇ નહિ અને તેને ફાળ પડી. તેને ચિંતા થઇ કે કદાચ આજે જયમન ઉપર હિસ્ટીરિયાનો હુમલો થશે. તેણે પૂછ્યું: “ આજે તારું માથું દુ:ખે છે કે શું?”

“ ના, ના, તેવું કશું નથી.”

“ પણ આજે તારું મન ઉદાસ દેખાય છે. શરીરે કાંઈ અસુખ હોવું જોઇએ.”

જયમને કશો જવાબ ન આપ્યો.

“ કહે તો, તને શું વરતાય છે?”

“ બચ્ચું, શરીરે તો કશું વર્તાતું નથી, પણ આજે મને કાંઈ ગમતું નથી એ તમારું અનુમાન સાચું છે.”

"શાથી ગમતું નથી? કાંઇ ચિંતાજનક ખબર સાંભળી છે? કોઇ ગ્લાનિકારક દૃશ્ય જોયું છે? કોઇની સાથે લડવાડ થઇ છે? કોઇએ તારું અપમાન કર્યું છે?"

"સાંભરતું નથી એવું કાંઈ."

જયમનની તબિયતની ચિંતામાં તે દિવસે ગોવિંદ દુકાન પર ન ગયો, અને સાંજે તે જયમનને હેંગિંગ ગાર્ડનમાં ફરવા લઇ ગયો.

રાત્રે ફરી આવીને દૂધ–પૂરી–શાક જમી લીધા પછી જયમનનું માથું અંધ–ગંધ થઇ ગયું; અને તેણે વાસણ માંજ્યાં–ન માંજ્યાં અને એકદમ શય્યાખંડમાં જઇને તે પલંગ પર પડી.

"વળી શું થાય છે તને?" ગોવિંદે પૂછ્યું.

"રહી રહીને અત્યારે મારું માથું ખૂબ ચડયું છે..."

"તો પછી અત્યારે ન ખાધું હોત તો જ ઠીક હતું; પેટમાં બાદી હોવાથી માથું દુઃખે છે."

જયમન પાસું ફેરવીને પોતાના પલંગમાં સૂતી. ગોવિંદ ધીરે ડગલે તે ભણી જઈને પલંગની ઇસ પર બેસી તેના માથા પર હાથ મૂકી બોલ્યો: "જરા દબાવું?"

જયમને જવાબ ન આપ્યો, પરન્તુ ગોવિંદે તેનું માથું દાબવા માંડયું. તેથી જયમનને કાંઇક આરામ મળતો હોય તેમ જણાયું. તેણે પાસું બદલીને ગોવિંદની કમરે પોતાના બાહુને સર્પવત્ વીંટાળ્યો અને એક ઊંડો નિઃશ્વાસ નાંખ્યો.

ગોવિંદે એક હાથે માથું દબાવતાં, બીજા છૂટા હાથને જયમનની નાગચૂડને છોડાવીને જરા આઘા ખસવાનો યત્ન કરવા માંડ્યો પણ જયમને તે ગણકાર્યો નહિ! તેણે તો માથું ઊંચકીને, ઊભડક બેઠેલા ગોવિંદની જાંગ પર ટેકવ્યું!

"જરા સમી સૂઈ રહે તો બેઉ હાથે મને તારું માથું દબાવતાં ફાવે."

"ન ફાવતું હોય તો જાવ સૂઇ રહો તમારા પલંગમાં!" કહેતી જયમને ગુસ્સાથી તેનો હાથ તરછોડી નાંખ્યો, અને તેણે ઊલટું પાસું ફેરવ્યું.

જયમનનો ગુસ્સો અને તરછોડાટ જોઈને ગોવિંદ હીબકી ગયો. આવો છણકો જયમને કોઇ વાર કર્યો નહોતો. માથાના દર્દના ઊભરામાં તો જયમન આમ નહિ કરતી હોય? એવો પ્રશ્ન તેના મગજમાં ઉપસ્થિત થયો અને તેને દર્દપીડિતા પત્ની પર દયા આવી.

તેણે મમતાથી કહ્યું: "જો તને બહુ જ દર્દ થતું હોય તો ચાલ અત્યારે કોઇ ડાકટરને ત્યાં જઈએ; નહિતો આખી રાત ઊંઘ નહિ આવે તો તું તરફડયાં કરીશ અને મારે ઉજાગરો થશે."

એ મમતાળુ વચનોએ તો જયમનને વધારે ક્રુદ્ધ કરી મૂકી, અને તે બોલી: "કોણ તમને ઉજાગરો કરવાનું કહે છે? જાઓ, ઊંઘો ને પડ્યા પડ્યા!"

આ શું? શું આ જયમન બોલે છે? સ્નેહનીતરતા તેના હૃદયના તો આ ઉદ્‍ગાર ન હોય! તેને કાંઇ વળગાડ વળગ્યો હોય અને ચિત્તની પરવશ સ્થિતિમાં તે આવું બોલી રહી હોય એવી કલ્પના ગોવિંદને આવી ખરી, પરન્તુ એવા વહેમને તે માની શકે તેમ નહોતું.

તે બોલ્યો: "ઉજાગરાથી બચવા માટે હું તને ડાકટરને ત્યાં આવવાનું નથી કહેતો. મારાથી તો તારી આ શિરોવેદના જોઈ જતી નથી, તારા તરફડાટથી મને બહુ લાગી આવે છે, તેથી કહું છું. છતાં તારે ડાકટરને ત્યાં ન આવવું હોય તો હું ડાકટરને અહીં બોલાવી લાવું."

જયમન કશું બોલી નહિ. ગોવિંદે દૂર સૂતેલી જયમનના મસ્તક ભણી પુનઃ હાથ લંબાવ્યો. તેના કપાળ પર હાથ મૂકવા જતાં તેની એક આંગળી ભીંજાઈ.

ગોવિંદ ચમક્યો. તે સફાળો ઊભો થઇ ગયો. ઝાંખું અજવાળું આપતા 'નાઇટ લેમ્પ' ને હોલવી નાંખી, સ્વીચ દાબી બીજી બત્તી

સળગાવી અને પછી પલંગની બીજી બાજુએ જઈને જોતાં તેને માલૂમ પડયું કે ખરેખર જયમનની આંખોમાં આંસુ હતાં !

"જયમન! આ શું? તું રડે છે? કયું દુઃખ તને રડાવી રહ્યું છે?" જયમનની બાજુએ બેસી તેના બરડા પર હાથ ફેરવતાં ગોવિંદ પૂછયું.

"મહેરબાની કરીને મને સૂઇ રહેવા દો!"

ગોવિંદ વધારે ગંભીર બન્યો. જયમનના છેલ્લા શબ્દોમાં તેને મસ્તકના નહિ પણ દિલના કોઇ દર્દનો રણકો સંભળાયો. તેના દિલને દુઃખાવનારું કયું પગલું પોતે ભર્યું હતું તે તે સંભારવા લાગ્યો. જયમનનું દિલ દુભાય એવું કોઇ કાર્ય પોતાને હાથે થયું હોય એવું તેને સાંભરતું નહોતું.

એટલામાં જયમન એકદમ ઊઠી. બાથરૂમમાં જઇને તેણે મ્હોં ધોયું અને પાછાં ફરી જોયું કે ગોવિંદ વિચારગ્રસ્ત દશામાં જ હજી પલંગ પર બેસી રહ્યો છે. તે જરા થોભી, તેને કાંઈ વિચાર આવ્યો અને પોતાના પલંગ ભણી ડગ ભરવાને બદલે બાજુના ગોવિંદવાળા પલંગ તરફ આગળ વધીને તે તેમાં સૂઇ ગઈ.

હવે ગોવિંદને ગઈ કાલનો એક બનાવ ખયાલમાં આવ્યો. એવું બન્યું હતું કે રાત્રે ગોવિંદ જસુભાઇને મળવા ગએલો અને ઘેર પાછો ફરતાં અગીઆર વાગી ગયા હતા. શય્યાખંડમાં જતાં તેણે જોયું કે જયમન એના પલંગમાં સૂવાને બદલે પોતાના પલંગમાં સૂઈ રહી હતી, એટલે તેને જગાડીને તેના પલંગમાં સૂઇ રહેવાનું ન કહેતાં ગોવિંદ જ જયમનવાળા પલંગમાં મૂગો મૂગો સૂઇ ગયો હતો. બેઉ માટે અલગ અલગ પલંગ પહેલેથી જ રાખ્યા હતા અને લગ્ન પછી બ્રહ્મચર્ય પાળવાની ગોવિંદની ટેક તથા જયમનની સંમતિને માટે શય્યાપૃથક્ત્વ મદદગાર બનતું હતું. અત્યારે ગોવિંદ જયમનના પલંગ પર બેઠો હતો, એટલે તેનાથી દૂર રહેવાના કટાક્ષપૂર્વક જયમન બીજા પલંગ પર જઇ સૂઇ રહી હતી. એ કટાક્ષ પણ

કદાચ ગોવિંદને ન સમજાત, પરન્તુ જયમનના વદન પર આજે સવારથી જ વ્યાપી રહેલો રોષ તેનાં આંતર ચક્ષુઓને ઉઘાડવા માટે બસ હતો.

જયમન સૂઈ ગઇ કે તુરત ગોવિંદ તેની પાસે ગયો અને તેના મસ્તકને પોતાના બેઉ હાથે આસ્તેથી પકડીને પોતાની ભણી ફેરવતાં બોલ્યો: "જયમન! આ રોષ, આ રુદન, એ કાંઈ માથાના દર્દનાં ચિહ્નો ન હોય. હું તારા કોઈ અપરાધમાં આવ્યો હોઉં એમ જણાય છે, પરન્તુ તે તો તું કહે ત્યારે જ સમજાય અને તું કશું બોલતી નથી! આપણાં દિલની વચ્ચે બિલકુલ અંતર નહોતું, તારું નિખાલસ–પારદર્શક દિલ હું પ્રત્યક્ષ જોઈ રહેતો હતો, પરન્તુ હવે તે અપારદર્શક બન્યું જણાય છે અને પહેલાં નહોતું તે અંતર શાથી ઉપસ્થિત થયું તે મને સમજાતું નથી."

"એવું વળી કયું અંતર તમે જુઓ છો, કે જેથી આવું બોલો છો?" જયમને ચડેલે મ્હોંએ જ પૂછ્યું.

"તું ખુલ્લા દિલથી વાત ન કરે તો પછી બેઉ દિલ વચ્ચે અંતર જ ઉપસ્થિત થયું મનાય ને?"

"અંતર? કયું અંતર? અંતર તો આ બેઉ પલંગો વચ્ચે સાડા ત્રણ ફીટનું છે તે કાંઇ આજનું નથી!"

ગોવિંદ હસ્યો અને બોલ્યો: "એ તે ડીલના અંતર માટે છે, દિલના અંતર માટે નથી, જયમન!"

"દિલ ડીલમાં જ હોય છે..." એમ બોલતાં જ જયમન સ્વામીના હાથમાંથી પોતાનું મસ્તક છોડાવીને પાસું વાળી ગઇ.

શું દિલના ઐક્યને ડીલના ઐક્યની અપેક્ષા રહે છે?

પ્રેમ દિલમાં વસે છે, ડીલમાં નહિ; ડીલના ઐક્ય વિના શું દિલનું ઐક્ય અશક્ય હોય છે? સ્થૂળમાં જ સૂક્ષ્મનો વાસ હોય છે?

દાંપત્ય–સામ્રાજ્યનો વડો પ્રધાન કોણ? પ્રેમદેવ કે કામદેવ?

એ સામ્રાજ્યમાં અનેકવિધ ચાલી રહેલી પ્રવૃત્તિનો દોરીસંચાર કરનાર પ્રેમદેવ હોય છે કે કામદેવ?

પ્રેમ અને કામ એ માનવજીવન ઉપર અધિકાર ચલાવનારા જુદા જુદા દેવો હશે કે એક જ કામનાં જૂજવાં રૂપો પ્રેમદ્વારા પ્રકટ થતાં હશે?

એ વિચારોનું દારુખાનું ગોવિંદના ચિત્તમાં ફૂટવા લાગ્યું. તેમાંથી પ્રકાશ પ્રકટતો અને ધુમાડાના ગોટ પણ ઊડતા. પ્રકાશ પથરાતો ત્યારે તે જોતો કે જયમન માનસિક દર્દના ઊભરામાં શારીરિક દર્દ વેઠી રહી છે એમાં શંકા નથી; પણ જ્યારે ધુમાડો પથરાતો ત્યારે તેને પોતાની બ્રહ્મચર્યની મર્યાદા મૂંઝવતી.

એટલામાં શંકરે જાણે અકસ્માત ત્રીજું નેત્ર ખોલ્યું હોય તેમ જયમને સૂઇ રહેવા છતાં તીર્છી આંખે ગોવિંદના વદન ઉપર વિજળિક દૃષ્ટિપાત કર્યો, ગોવિંદની આંખોએ એ દૃષ્ટિચોરીને પકડી પાડી, એ દૃષ્ટિમિલનમાં ડીલનું અંતર ભસ્મીભૂત થયું અને ગોવિંદે નીચા નમી જયમનના ઓઇ ઉપર પહેલું જ ચુંબન લીધું.



## [ ૩૯ ] . . . . . ચોરી કરનાર નોકર

બે-ત્રણ દિવસ સુધી ગોવિંદનું ચિત્ત ચકડોળે ચડેલું રહ્યું.

જયમનનું માથાનું દર્દ નાશ પામ્યું હતું, અને તે પાછી પૂર્વવત્ હસતી-બોલતી પ્રેમાળ નારી બની ગઇ હતી, એ ચમત્કાર ગોવિંદ જોઇ રહ્યો હતો. પતિ-પત્નીનાં દિલ વચ્ચેનું અંતર દૂર કરવા માટે ડીલ વચ્ચેનું અંતર દૂર થવાની આવશ્યકતા રહે છે તે દાંપત્યસૂત્ર વાત્સ્યાયન ઋષિ રચી ગયા હોય કે ન હોય, પરંતુ ગોવિંદે સ્વાનુભવના નવનીત રૂપે જ એ સૂત્ર જરૂર તારવ્યું હતું.

અને એ નવનીત તારવ્યા પછી તેનું ચિત્ત ચકડોળે ચડયું હતું તેનું કારણ એ હતું કે બ્રહ્મચર્યની મહત્તા સમજેલું તેનું ચિત્ત

માનવજીવનમાં ચાલી રહેલા અનેક પ્રકારના કામવ્યાપારથી ચકિત બનતું હતું. કામદેવ માનવને પતિત જ કરી રહ્યો છે એવી તેની એકાંત માન્યતામાં હવે વિકાર પેસતો હતો. તેનાં ચિત્તમાં વારંવાર ડોકિયાં કરતાં હતાં રામગરજી, રૂડી, તારિકા, ગિરીશ, મધુરી...અને છેલ્લે વાસનાતુષ્ટિથી આનંદી, સંતુષ્ટ તથા પ્રેમભરિત નેત્રોવાળી બનેલી જયમન. તેને રમેશ પણ યાદ આવ્યો. હીણી આર્થિક સ્થિતિ, ટૂંકો પગાર, કરજદાર હાલત, એવી વિષમતામાં જીવી રહેલો રમેશ સમજુ જુવાન હોવા છતાં તેને બાળકો થતાં હતાં!

ખરેખર, નિસર્ગે કામદેવને સેતાન જેવો તો નથી ઘડ્યો.

પોતાને જાણે નવી દૃષ્ટિ ઊઘડતી હોય એમ ગોવિંદને લાગ્યું. રામગરજીના વ્યાખ્યાનમાંના વિચારો તેને સાંભરવા લાગ્યા.

આ વિચારસરણીને મનમાં ફેરવતો ફેરવતો ગોવિંદ સાંજે પોતાની દુકાન બંધ કરીને જસુભાઇની દુકાન પર ગયો, તો ત્યાં ધમાલ મચેલી જણાઇ.

જસુભાઇ દુકાનના એક નોકર પર ધુંઆંપુંઆં થઇ ગએલા અને પાટીદારની લેખાતી કઠોર ભાષામાં નોકરોને મ્હોંમાં આવે તેવી ગાળો દેતા હતા; અને દુકાનના બીજા નોકરને હુકમ ફરમાવતા હતા: "જા, પોલીસને બોલાવી લાવ; એ સસરાને તો હું ખબર પાડી જ દઉં કે જસુભાઇની દુકાનમાંથી ચોરી કરવી એ કેટલા મણની થાય છે!"

"શું છે?" ગોવિંદે જતાં વાંત ગંભીર બનીને પૂછ્યું.

જસુભાઇના ક્રોધનો પારો એટલો ઊંચો ચડી ગયો હતો કે સીધી રીતે વાતચીત કરવાનું જ તેમનાથી બની શકે તેમ નહોતું, એટલે ગોવિંદે પૂછેલા પ્રશ્નનો જવાબ સ્વસ્થ રીતે પોતાથી નહિ આપી શકાય એમ લાગવાથી તેમણે કશો જવાબ આપ્યો નહિ. ગોવિંદે શો કેસને સામે છેડે ઊભેલા નોકરને પૂછ્યું: "શું છે ધરમશીભાઈ?"

ધરમશીએ કહ્યું : "આ ચંપકલાલની કેટલીક ભૂલો થઇ છે..."

જસુભાઇએ તાડૂકીને કહ્યું: "ભૂલો થઇ છે કેમ કહો છો? કહોને કે ચોરી કરી છે! તમે બધા નોકરો સંપી જઇને મને ભીખ મંગાવવા ઇચ્છો છો? નહિ ચાલે એ મારી દુકાનમાં; સમજ્યા?"

ધરમશીએ જે કંઇ વધુ વાત કરી તે ઉપરથી ગોવિંદ સમજ્યો કે ચંપકલાલે ખરેખર આડમાર્ગે ચોરી જ કરી હતી. દુકાનમાં જ્યારે જસુભાઇ કે ધરમશી ન હોય ત્યારે ચંપકલાલ ઘડીઆળ, પેન, બટન, છેડા વગેરેનું વેચાણ કરતો, પરન્તુ તે પચાસ રૂપિયાની ચીજ ત્રીસ રૂપિયામાં આપી દેતો અને બીલમાં લખતો વીસ રૂપિયાવાળી ચીજનું વેચાણ! આથી તેને દસ રૂપિયા ગજવામાં મૂકવાના મળતા. મોંઘી વસ્તુ સસ્તે ભાવે મેળવવા ઇચ્છતા કેટલાક ઓળખીતાઓ ચંપકલાલ દુકાનમાં વેચાણ પર હોય ત્યારે જ આવતા; આમ કેટલા વખતથી ચાલતું હતું તે હજી માલૂમ પડયું નહોતું, પરન્તુ છેલ્લા ત્રણ માસમાંનાં આવાં વીસેક ખોટાં બીલ પકડાયાં હતાં! સસ્તી ચીજોને નામે મોંઘી ચીજો વેચવાથી દુકાનમાં વેચાણ થતું દેખાતું હતું સસ્તી ચીજોનું, પણ સ્ટોક ઓછો થતો જતો હતો મોંઘી ચીજોનો.

આ બધી વાત સાંભળીને ગોવિંદે ચંપકલાલની સામે દૃષ્ટિપાત કર્યો. તે ઉદાસ ચહેરે એક બાજુ પર બેઠો હતો. ગુન્હાઇત માનસની છાપ તેના વદન પર પથરાઇ હોવાથી તેનું વદનમંડળ કરુણાજનક-અરીબડું દેખાતું હતું.

એટલામાં જસુભાઇએ બૂમ મારી: "ચંપક! અહીં આવ."

બૂમ સાંભળીને પહેલાં ચંપકલાલ ધ્રૂજી ગયો, પછી જરા સ્વસ્થ થઇને જસુભાઇ પાસે ગયો. ગોવિંદ તેની પાછળ પાછળ ધીરે ડગલે ગયો અને જસુભાઇની બાજુમાં બેઠો. જસુભાઇએ પૂછયું: "બોલ, હવે સીધી રીતે માની જવું છે કે હાથેપગે બેડીઓ પહેરવી છે?"

"મારી ભૂલ થઇ છે એની હું કયાં ના કહું છું શેઠ સાહેબ?"

"ભૂલ શામાટે? સાફ સાફ કહે કે ચોરી કરી છે; અને એ રીતે કેટલા રૂપિયા ચોર્યા છે તેનો ખુલાસો કર."

"હું કહું છું કે મેં ચોરી કરી છે એ મારી ભૂલ થઇ છે, અને પંદર-વીસ ચીજો એ રીતે વેચી હશે. મને તો તેમાંથી બસોક રૂપિયા મળ્યા હશે. લો, આ આપને સાચી વાત કહી દીધી."

"હંઅઅ! હવે સાચી વાત કહી દીધી!" જસુભાઇ ગુસ્સાને આંખોમાંથી વહાવતા બોલ્યા: "તને બસો મળ્યા, પણ મને છસોનું નુકસાન કર્યું તેનું શું?"

ચંપકલાલ કશો જવાબ આપી શક્યો નહિ. ગોવિંદને તેના દયામણા વદન ઉપરથી લાગણી થઇ આવી અને તે બોલ્યો: "ભલા માણસ! હજી તો ઊછરતો જુવાન છું, અને અત્યારથી આવું કામ કરતાં શીખ્યો, તો આગળ જતાં તારી શી વલે થશે?"

ચંપકલાલની આંખોમાં આંસુ આવી ગયાં.

બે મિનિટ સુધી ચુપકી પથરાઇ. ગોવિંદે જસુભાઇને પૂછ્યું: "એને શું પગાર આપો છો?"

"પંચાવન રૂપિયા આપું છું, છતાં તેણે આ ધંધો કર્યો! આજકાલ નોકરો ઉપર લાગણી રાખવાનો વખત જ રહ્યો નથી, ગોવિંદદાસ! હજી ગયે મહિને જ પાંચ વધારી આપ્યા છે, છતાં જોયું તેનું વર્તન?" જસુભાઇની અકળામણ ચંપકલાલનાં આંસુથી પણ ઓછી ન થઇ.

ગોવિંદે પૂછ્યું: "ચંપકલાલ! કાંઇ સટ્ટો-જુગાર ખેલો છો કે શું?"

"ના, શેઠ સાહેબ!" ચંપકલાલ આંસુ લૂછતો બોલ્યો: "પંચાવન રૂપિયાથી આજકાલ મુંબઇમાં બે માણસનું પેટ પણ ભરાય તેવું કયાં છે? ત્રણ માસથી બૈરી દેશમાંથી આવી છે તેથી હું દેવામાં ડૂબી ગયો અને તેમાંથી છૂટવાને મેં આ રીતે તરફડિયાં માર્યાં: લો, આ આપને દિલ ખોલીને વાત કહી."

જસુભાઇ ચિડાઇને ઘુરકતા બોલ્યા : " તો સા...લા ! બૈરી વિના કાંઇ તને હડકવા હાલ્યો'તો ? તે દેશમાં રહી હોત તો તારું શું બગડી જવાનું હતું કે અહીં બોલાવીને ખર્ચ વધાર્યું ? "

જસુભાઇના આ ઉદ્‌ગાર સાંભળીને ગોવિંદને ગ્લાનિ થઇ આવી. જસુભાઇની વાણીમાં કટુતા જ નહિ પણ અશિષ્ટતા પણ હતી, દાંપત્યનું અપમાન હતું, નિસર્ગ સામે આક્રમણ હતું. દંપતીનો સહનિવાસ એ કેવી જરૂરી વસ્તુ હતી ! ગોવિંદનો તે વિષેનો અનુભવ તાજો જ હતો. એવા દાંપત્ય સામેની જસુભાઇની ટીકાખોરી ગોવિંદને અસહ્ય લાગી.

ચંપકલાલ જસુભાઇનો એ અશિષ્ટ ઠપકો સાંભળીને કશું ન બોલતાં મૂગો મૂગો આઘે ચાલ્યો ગયો.

ગોવિંદે જસુભાઇને ધીરે સ્વરે કહ્યું: " ચંપકલાલનો કેસ મને દયા કરવા જેવો લાગે છે. તેને બિચારાને કાઢી ન મૂકશો."

" તમે બધા ગાંધીવાદીઓ દયાળુ દેવો જેવા જ હો છો; પરંતુ નોકર સરિયામ ચોરી કરે તેને સજા કર્યા વિના કાંઇ ચાલે ? " જસુભાઇએ દલીલ કરી.

" માણસને પેટપૂરતો પગાર મળતો હોય તો તે ચોરી જેવું કામ કદાપિ ન કરે; તેને પોણોસો રૂપિયા ઘરખર્ચ માટે જોઇતા હોય તો તમારે તેને એટલો પગાર આપવો જોઇએ. "

" પણ માણસે ગજા ઉપરાંત ખર્ચ જ શામાટે કરવું જોઇએ ? "

" સ્વાભાવિક જરૂરીઆતો કાંઇ ગજા ઉપરાંતનું ખર્ચ ન કહેવાય. ચંપકલાલ ઉડાઉ કે વ્યસની નથી એવી જો તમારી ખાતરી હોય તો તેને પોતાની બૈરીથી વિખૂટો રાખીને મુંબઇમાં નોકરી કરવા કહેવું એ નિર્દયતા કહેવાય. "

" હું એથી ઊલટું માનું છું કે માણસે પોતાની આવક પ્રમાણે ખર્ચને મર્યાદામાં રાખવા યત્ન કરવો જોઇએ. "

“ શેઠ અને નોકરના એ મુદ્દા પરત્વેના ઘર્ષણમાંથી જ દરેક નોકરને ‘ લિવિંગ વેજ ’-પેટપૂરતી રોજી મળી જોઇએ એ મુદ્દો જન્મ પામ્યો છે. અને ચંપકલાલના દાખલા પરથી મને સમજાય છે કે પ્રામાણિક રીતે જીવવા ઇચ્છનારા નોકરો જે આડે માર્ગે જાય છે તેને માટે જવાબદાર તેમને મળતી ઓછી રોજી હોય છે.”

“ તમે જાતની જવાબદારી ઉપર વેપાર કરવાની શરુઆત જ હજી કરી છે એટલે તમને આવી વાતો કરવાનું સૂઝે છે. ” એમ બોલતાં જસુભાઇએ કટાક્ષમાં સ્મિત કર્યું.

ગોવિંદની દયાળુતાનો થોડો પ્રભાવ જસુભાઇ પર પડ્યો, તેને પરિણામે જસુભાઇએ ચંપકલાલ સામે પોલીસમાં ફરિયાદ નોંધાવવાનું તો બંધ રાખ્યું, પરન્તુ તેને નોકરીમાં ચાલુ રાખવાની સાફ ના કહી અને ઉપરથી પાંચસો રૂપિયાની પ્રોમીસરી નોટ લખાવી લઇને તેને છૂટો કર્યો !

ગોવિંદની દયાળુતાને લાગ્યું કે જસુભાઇએ ચંપકલાલને અન્યાય કર્યો હતો, પરંતુ તે માટે ગોવિંદ શું કરે? દુનિયામાં એવા અન્યાયોની પરંપરા ચાલ્યા જ કરે છે, તે જોઇને ન્યાયવૃત્તિવાળા માણસનું હૃદય બળે છે, પરન્તુ એવા અન્યાયને અન્યથા કરવાને તે શક્તિમાન હોતો નથી, એટલે પછી “ જેવું એનું નસીબ ” એમ માનીને તે એક પ્રકારનો આત્મતોષ અનુભવે છે. ગોવિંદ આ અન્યાયનો પણ દૂર ઊભેલો દૃષ્ટા જ બની રહ્યો હોત, પરન્તુ તેની ન્યાય તથા દયાયુક્ત વૃત્તિએ તેને પ્રેર્યો અને દુકાન છોડી જતા ચંપકલાલને તેણે કહ્યું: “ મને તમે કાલે મારી દુકાન પર મળજો તો ખરા.”

જસુભાઇને તે વખતે લાગ્યું કે પોતાનો બનેવી વ્યવહારકુશળ વેપારી બની શકે તેવો નથી, પણ તેમણે ચુપકી જ પકડી.

બીજે દિવસે ચંપકલાલ ગોવિંદને તેની દુકાન પર મળ્યો. દુકાનનો બધો વેપાર રામદાસને હાથે ચાલતો, એટલે ગોવિંદે રામદાસની સલાહ લીધી: “ જસુભાઇની દુકાનમાંથી આ ચંપકલાલ

છૂટા થયા છે, આપણે તેમને દુકાનમાં રાખી લેઇશું ? મને લાગે છે કે તમારા કામનો બોજો કાંઇક ઓછો થાય તો તમે જરા છૂટા રહી શકો અને બજારમાં ફરીને વધુ માલ મેળવી શકો."

રામદાસ થોડો વિચાર કરીને બોલ્યો: "મને તો કાંઇ ખાસ જરૂર નથી લાગતી. દુકાનમાં નકામું ખર્ચ વધારવા જેવું કોઇ કારણ નથી, પછી તો જેવી તમારી મરજી."

રામદાસ અને ગોવિંદની ગણતરીમાં વિશાળ અંતર હતું. રામદાસ માનતો હતો કે જરૂર કરતાં વધારે ખર્ચ કરવું એ નાણાં વેડફી દેવા બરાબર હતું; ગોવિંદ માનતો હતો કે દુકાનના નફા ઉપર આજે પોતે અને રામદાસ એ બેનો બોજો હતો, તેને બદલે જો ત્રણ માણસોનો બોજો એ નફો ઉપાડી શકતો હોય તો એક વધુ માણસનું પોષણ કરવાનો ભાર દુકાને શામાટે ન ઉપાડવો ?

ગોવિંદે કહ્યું: "મને લાગે છે કે દુકાનમાં એક વધુ માણસ ભલે પોષાય."

રામદાસ કશું બોલ્યો નહિ. ગોવિંદે ચંપકલાલને પોણોસો રૂપિયાના પગારથી નોકરીમાં રાખી લીધો, તે વખતે ચંપકલાલના વદન ઉપર જે આનંદ અને આશ્ચર્ય પ્રકટયાં તે ગોવિંદના આત્મ-સંતોષ માટે બસ હતાં.



## [૪૦] . . . . કાળા બજારની વકીલાત

કાગળની ખરીદી અને વેચાણના કામમાં ગોવિંદ અનુભવ વડે કેટલોક માહિતગાર થયો હતો ખરો, પરંતુ હજી તે પાવરધો થએલો લેખાય નહિ. રામદાસ જેવો એ ધંધાનો પાવરધો માણસ તેને મળ્યો હતો, એટલે તેની દુકાન ચાલતી હતી. રામદાસની નોક-રીની કદર કરીને ગયે મહિને ગોવિંદે તેના પગારમાં પંદર રૂપિયાનો વધારો કરી આપ્યો હતો અને રામદાસે તેથી સંતોષ વ્યક્ત કર્યો

હતો. હવે તેને ચંપકલાલ જેવો મદદનીશ મળ્યો હતો તેથી દુકાનનો ધંધો કાંઈક વધશે એવી ગોવિંદની ગણતરી હતી.

પરંતુ ગોવિંદની એ ગણતરી સાચી પડી નહિ. પોતાના કામમાં ચંપકલાલ ભોમીઓ ન થઈ જાય એવી રીતે રામદાસ દુકાનમાં વર્તતો હતો અને ચંપકલાલ પાસેથી તે જે કાંઇ કામ લેતો તે માત્ર ઉપરછલ્લું જ હતું. પંદરેક દિવસે ગોવિંદના ધ્યાનમાં એ વાત આવી ગઇ. આજસુધી રામદાસ સીધી લાઇનનો માણસ દેખાતો હતો તે હવે ગોવિંદને ઊંડો માણસ જણાયો. નોકરો વચ્ચે અસૂયા કેટલીક વાર સ્વાભાવિક હોય છે એવો જ આ પ્રકાર ગોવિંદને લાગવા માંડ્યો.

પરન્તુ વાસ્તવિક પ્રકાર જુદો જ હતો તે એક દિવસે ઓચિંતું ગોવિંદના જાણવામાં આવ્યું.

તે દિવસે કાંઈ કારણસર રામદાસ દુકાન પર આવી શકેલો નહિ અને ચંપકલાલ તથા ગોવિંદ દુકાન પર હતા. એક પારસી ચાર રીમ ફુલ્સકેપ કાગળ લેવા આવેલો. અગાઉ પણ તે બેએક રીમ લઈ ગએલો. ચંપકલાલે તેને કાગળનો નમૂનો બતાવ્યો અને પારસીએ તેનો ભાવ પૂછ્યો. બધી જાતના કાગળ અને સ્ટેશનરીના ભાવો બાંધેલા જ હતાઃ ભાવના લીસ્ટમાં જોઇને ચંપકલાલે રતલનો ભાવ ૧૦ આના બતાવ્યો. પારસીએ કહ્યું: “એ ભાવ તો હું જાણું છું, પરન્તુ આ કાગળ મને છોકરાઓના અભ્યાસ માટેની નોટો બાંધવા માટે જોઇએ છે, તો પ્રીમિયમ કાંઈક ઓછું લો તો સારું.”

ચંપકલાલ જવાબ આપતાં ગૂંચવાયો. તેણે કહ્યું: “એ સંબંધે શેઠ સાથે તમે વાત કરો.”

પારસી ગોવિંદ પાસે આવ્યો અને જે દલીલ તેણે ચંપકલાલ પાસે કરી હતી તે દલીલ ગોવિંદ પાસે કરી. ગોવિંદ ચમક્યો. પોતાની દુકાનમાં પ્રીમિયમદ્વારા નફાખોરી કરવાનો રીવાજ જ

નહોતો, અને આ ઘરાક કાંઈ જુદી જ વાત કરતો હતો. તેણે કહ્યું: "આપ કેટલા દિવસ અગાઉ એ રીમ લઈ ગએલા?"

"ગયા માસની પહેલી તારીખે."

"તે વખતે તમે શું પ્રીમિયમ આપેલું?"

"રૂપિયે રતલ લઈ ગએલો, એટલે ૬ આના પ્રીમિયમના થયા. મારી માંગણી એ છે કે તમે આ વખતે ૪ આના પ્રીમિયમના રાખો તો સારું. મારે કાંઇ વેપાર માટે કાગળ જોઇતા નથી."

ગોવિંદે આગલા કેશ–મેમોની ચોપડી કાઢીને તપાસી, તો રીમ ૧૦ આનાના ભાવથી વેચેલા તેનો મેમો હાથ લાગી આવ્યો અને ગોવિંદ રામદાસના વેચાણનો ભેદ પામી ગયો. પોતાની આંખમાં ધૂળ નાંખીને રામદાસ પ્રીમિયમ લઇ નફાખોરી કરતો હતો અને એ પ્રીમિયમના પૈસા પોતાના ગજવામાં પરભાર્યાં મૂકતો હતો એ ઠગાઇ ગોવિંદ કળી ગયો અને તેના દિલ ઉપર જબ્બર આઘાત થયો.

તે વખતે તો તેણે એ ઘરાકને ૪ રીમ કંટ્રોલ ભાવે જ આપ્યા અને વિદાય કર્યો, પરન્તુ તેના દિલમાં ખૂબ બેચેની થવા લાગી. પોતાની દુકાનમાં પોતાની આંખો સામે કાળું બજાર ચાલતું હતું, અને નફાખોરીનાં નાણાં નોકર હજમ કરી જતો હતો, જેની તેને જરાય ખબર નહોતી!

મોડો મોડો રામદાસ આવ્યો, પણ ગોવિંદે તેને કશું કહ્યું નહિ, કે મોડા આવવાનું કારણ પણ પૂછ્યું નહિ.

ગોવિંદે તેને સૂચના કરી: "ડેક્કન પેપર મીલ્સની ઓફીસેથી પત્ર આવ્યો છે, બે ટન માલની ડિલીવરી લેવાની છે તો તમે જાઓ."

"ચંપકલાલ જશે એ તો."

"ચંપકલાલને સમજ નહિ પડે, તમે જ જાઓ."

એ કામે રામદાસને જવું પડ્યું અને તે છેક સાંઝે માલની લોરી સાથે પાછો ફર્યો. એ દિવસે દુકાનમાં રોજ કરતાં દોઢું વેચાણ થયું.

સાંજે દુકાન બંધ કરીને ગોવિંદ જસુભાઇની પાસે ગયો અને તેને બધી વાત કહી. જસુભાઇએ કહ્યું : "વેચાણુ કાંતો તમારે કરવું જોઇએ, અથવા પાકી દેખરેખ રાખવી જોઇએ. રામદાસ માણસ સારો છે, પણ લાલચ બૂરી ચીજ છે, એટલે પ્રીમિયમનાં નાણાં હજમ કરી જતો હશે."

"પણ પ્રીમિયમ બિલકુલ ન જ લેવાનો મારો નિયમ છે. હું કાળું બજાર ચલાવવાની વિરુદ્ધ છું; આ તો કાળું બજાર ચાલે છે અને તેના પૈસા પરભાર્યાં ઊડી જાય છે."

"જુઓ, કાળા બજારના ભાવે માલ ખપે છે ત્યાંસુધી કાળું બજાર ચાલવાનું જ. તમારે એ પૈસા ન જોઇતા હોય તો પછી નોકર ખાઈ જાય એમાં શી નવાઇ?"

"પણ હું કે નોકર કાળું બજાર ચલાવીએ અને વેપાર કરીએ, તે કરતાં તો દુકાન બંધ કરવાનું જ હું વધારે પસંદ કરું."

"ગાંડા ન થાઓ. એમ માલ વેડફી નાંખશો તો દુકાન બંધ જ થઈ જવાની છે. પાંચ ટન માલ મળે અને પચીસ ટનની ઘરાકી હોય તો એ જ થાય ને!"

પણ ગોવિંદને જસુભાઇની સલાહ ગમી નહિ. બીજા દિવસથી તેણે રામદાસ કે ચંપકલાલને વેચાણુ ઉપર ન રાખતાં પોતે એ કામ કરવા માંડ્યું અને કોંટ્રોલ ભાવે કાગળ વેચવાને લીધે ઘરાકી વધી પડી! દુકાન પર ઘરાકોની કતાર જામી–'ક્યુ' બંધાઇ અને માલ ટપોટપ ઊપડવા લાગ્યો. સાંઝે દુકાન બંધ થતી વખતે કેટલાક ઘરાકો રહી ગયા, જેમને બીજે દિવસે આવવાની ગોવિંદે સૂચના કરી.

અને બીજે દિવસે દુકાન ખુલતાં પહેલાં ઘરાકોની કતાર જામેલી જોઇને ગોવિંદ ગૂંચવાઇ ગયો.

તેના મનમાં પ્રશ્ન જાગ્યો: "આ બધા ખરેખરા ઘરાકો જ હશે કે અહીંથી કોંટ્રોલના ભાવે કાગળ લઇને બીજાને કાળા બજારને ભાવે વેચીને નફો તારવી લેનારાઓ પણ કોઇ હશે?"

તેણે એ પ્રશ્ન રામદાસને પૂછ્યો. રામદાસે કહ્યું: "તમે જે રીતે માલ વેચો છો, એ રીતે કોઈ વેપારી વેચતો નથી તેની તમને હવે ખાતરી થશે. જો તેઓ એ રીતે વેચતા હોય તો આપણી નાની સરખી દુકાન પર આટલાબધા ઘરાકો હોય જ નહિ."

"તો હવે આપણે શું કરવું?"

"માલ આપવાની ના કહેવી."

"એમ આપણાથી કેમ બને?"

"તો ભાવ ચડાવીને વેચવો."

"એ પણ ન બની શકે."

"તો પછી જે માંગે તેને માલ આપો, સાંઝે દુકાન ખાલી થઇ જશે."

"આપણે એમ કરીએ. જે જેટલાં રીમ માંગે તેને તેના ચોથા ભાગનો માલ આપવો; બીજો માલ કાગળનો નવો સ્ટોક આવશે એટલે આપીશું એમ કહેવું."

"ભલે, એમ કરી જુઓ!" રામદાસે કહ્યું.

ગોવિંદે અને રામદાસે મળીને એ રીતે ઘરાકોને પતાવવા માંડ્યા. પણ પછી તો ઘરાકો સમજી ગયા કે માલ માત્ર પચીસ ટકા જેટલો જ મળે છે, એટલે તેમણે ચારગણી માંગણી કરીને જોઇતો માલ મેળવવા માંડ્યો! પરિણામ એ આવ્યું કે બે વાગતાં સુધીમાં દુકાન લગભગ ખાલી થઇ જવા આવી અને ઘરાકોની કતાર જામેલી જ રહી! એટલે ગોવિંદે કંટાળીને "વેચાણ બંધ"નું પાટિયું લગાવી દુકાન બંધ કરી દીધી!

"જોયું ને ગોવિંદભાઈ? ઘરાકો જ આપણને કાળું બજાર ચલાવવાની ફરજ પાડે તેવા છે. આ બધાને ખરા ઘરાકો ન સમજશો. જે સાચી જરૂરીઆતવાળો માણસ હોય તે જ વધુ ભાવ આપીને જોઈતો જ માલ લે છે, અને જેઓ કાપડની પેઠે કાગળ પણ મેળવીને નફો ખાઈ જવાનો છૂટક ધંધો કરનારા છે તેઓ તો

કોંટ્રોલ ભાવે આપો તેટલો માલ લેવા તૈયાર જ ઊભા હોય છે. માંગણી પ્રમાણે પૂરવઠો ન હોય તો ભાવ ચડે જ, અને સરકારનો કોંટ્રોલનો ભાવ બાજુએ પડ્યો રહે."

"હું તે સમજું છું, પરંતુ તેથી તમે આજસુધી જે રીતે મારી દુકાનનો માલ વેચ્યો છે તેનો તમે બચાવ કરી શકતા નથી. હું તમને આવા માણસ નહોતો ધારતો રામદાસ !" ગોવિંદે રોષપૂર્વક કહ્યું.

"આપને કાળા બજારના પૈસા હરામ હતા તે હું જાણતો હતો, અને કોંટ્રોલ ભાવે માલ વેચવાથી દુકાન ચાલી શકે નહિ તેનો મને જૂનો અનુભવ હતો."

"એટલે તમે કાળા બજારના પૈસા ગજવામાં મૂકવાને હક્કદાર ઠરતા નથી. તમે મને, ઘરાકોને અને સરકારને ઠગ્યા છે."

ગોવિંદને બહુ રોષ ચડચો હતો એમ રામદાસે જોયું.

"આપ કહો તે ખરું." રામદાસે ગમ ખાધી.

"એમ વાતને ઉડાવો નહિ."

"ત્યારે શું કરું ? આપને કાળા બજારનો નફો જોઇતો હતો તો મને કહેવું 'તું, હું આપને લાવી આપત."

"મને એ નફો જોઇતો નહોતો અને હજીય જોઇતો નથી. પણ તમે મને વેપારી અનીતિ ચલાવવાને નિમિત્ત રૂપ બનાવ્યો એ મને બહુ સાલે છે."

"જુઓ ગોવિંદભાઇ !" રામદાસે હવે ગંભીરતા ધારણ કરીને કહ્યું: "તમે તમારી મૂડીના રોકાણ વડે જોઇતો નફો કરીને સંતોષ મેળવી શકો, પરન્તુ મારા જેવા નમૂડિયા માણસને માટે તો જિંદગીમાં પૈસા મેળવવાનો આવો સમય એકાદ વાર જ આવે, તે વખતે હું અનીતિ ને ઠગાઇનો વિચાર કરું તો જિંદગીભર ભટકતો ફરું. મારી પાસે જો પૈસા હોત તો આ દુકાન આપના હાથમાં આવવા જ ન દેત; પણ મારી પાસે પૈસા નહોતા, તેથી

તમને દુકાન મળી અને હું એ દુકાન ચલાવું છું તે કાંઇ તમારા સવાસો–દોઢસોના પગાર માટે નહિ! આવા વખતમાં પાંચ પચીસ હજાર ન મેળવી લે તે તો મૂરખમાં ખપે. આપને હું મૂરખ તો નથી કહેતો પણ...'' રામદાસ આગળ બોલતાં અટકી ગયો.

"હું વેદિયો છું એમ જ તમારે કહેવું છે ને? તો ભલે તેમ. પરન્તુ જિંદગીભરની કમાણી એકાદ–બે વર્ષમાં કરી લેવાની ન હોય. માણસે જિંદગીભર કામ કરવું જોઇએ અને પોતાની જરૂરીઆત પૂરતું જ મેળવવું જોઇએ. બે વર્ષમાં હજારો–લાખો કમાઇને જિંદગીભર ખાનારાઓ સમાજના ચોર છે, અને તેથી બાંધેલા નફા કરતાં વધુ નફો લેનારાઓ સમાજના તેમજ સરકારના બેઉના ચોર છે."

"હવે જોઇ લીધી સરકારને! સરકારી અમલદારો કાંઈ દેવના દીકરા થઇને નોકરી નથી કરતા. પૂછજો જસુભાઇને, કંટ્રોલને ભાવે પેનો કે ઘડિયાળો વેચવાથી તેમને નુકસાન જાય એટલાં ખર્ચો તેમના માલ ઉપર સરકારી અમલદારોનાં, રેલ્વે ખાતાનાં અને બીજાં કેટલીય જાતનાં ચડે છે. અને આપણને ય મીલો સીધો માલ આપે છે ત્યાંસુધી ઠીક છે; એજંટો માર્ફતે માલ ખરીદી જુઓ એટલે ખબર પડશે કે કાળું બજાર ક્યાંથી શરુ થાય છે!"

કાળા બજાર અને નફાખોરોની આ વકીલાત સાંભળીને ગોવિંદના મનમાં થઇ આવ્યું કે, "હે ભગવાન! આ ઝેરી કુંડાળામાં હું ક્યાંથી આવી પડ્યો!"

રોજ કરતાં આજે દુકાન વહેલી બંધ કરીને ગોવિંદ જસુભાઈની દુકાને જવા નીકળ્યો ત્યારે તેણે રામદાસને કહ્યું: "હમણાં બે દિવસ તો આપણે દુકાન બંધ જ રાખવી છે."

રામદાસ હોઠમાં હસીને બોલ્યો: "સા...રું!"



## [૪૧] . . . . . જી. સી. કે. સી. સેથ

"આજે તો રામદાસે પણ મને વેદિયો કહ્યો, જસુભાઇ !"

જસુભાઇ ગોવિંદના એ શબ્દો સાંભળીને હસી પડ્યા અને બોલ્યા: "ઠીક જ કહ્યું એણે. તમને વહેવારકુશળ બનાવવા માટે સતાવવા જોઇએ, એમ મને પણ હવે લાગે છે."

"પણ એ રીતે તમે મને વહેવારકુશળ નહિ બનાવી શકો, એની હું તમને ખાતરી આપું છું." ગોવિંદે પણ હસીને જવાબ આપ્યો.

અને પછી ગોવિંદે રામદાસની વહેવારકુશળતા ઉર્ફે કાળું બજાર ચલાવવાની તથા વધુ નફાના પૈસા ગજવામાં મૂકવાની પાછળ રહેલી તેની ફીલસુફીની વાત જસુભાઇને કહી. જસુભાઇ ગંભીર બનીને બોલ્યા: "એણે એ બધી વાત કબૂલ કરી, તો પછી તમે તેને કેમ ન પૂછ્યું કે એ રીતે તે કેટલા પૈસા ખાઇ ગયો છે?"

"ગમે તેટલા ખાઇ ગયો હોય, તેનું મને શું? અને એ પૈસા જોઇતા નથી, અને હવે વધુ પૈસા તે ખાઇ શકે તેમ મેં રહેવા દીધું જ નથી. કંટ્રોલ ભાવે માલ વેચીને મેં પોણી દુકાન ખાલી કરી નાંખી છે, અને બે દિવસ બંધ રાખવાનું ઠરાવ્યું છે."

"હું કહેતો હતો તેમ જ થયું. હવે માલ વિના દુકાન કેવી રીતે ચલાવશો?"

"નહિ ચાલે તો ભલે દુકાન બંધ રહે. કંટ્રોલ ભાવે પણ એટલો માલ અને નફો મળે છે કે જેથી દુકાનનું અને મારું ખર્ચ નીકળી શકે, એથી વધારે શું જોઇએ?"

"એમ ખર્ચ કાઢીને બેસી રહેવાનો આ વખત નથી. આ તો પેલી અંગ્રેજી કહેવતમાં કહ્યું છે તેમ તડકો પડે છે એટલા વખતમાં

ધાસ સૂકવી લઇને ભવિષ્યને માટે ભરી રાખવું જોઇએ. આવો તડકો વારે વારે કાંઈ પડવાનો નથી."

"રામદાસ જેવું કહેતો હતો, તેવું જ તમે કહો છો."

એટલામાં એક ગોવાનિઝ રૂપસુંદરી દુકાનમાં આવી અને જસુભાઇને "ગુડ ઇવનિંગ" કહીને મરાઠીમાં બોલી: "મને એક પેન જોઇએ છે."

જસુભાઈ ઊભા થયા અને પેનોના શોકેસ તરફ ચાલ્યા. દુકાનમાં એક માણસ ઓછો થયો હોવાથી હવે કોઈ વાર જસુભાઇને પણ ધરાકની તહેનાતમાં ઊભા રહેવું પડતું હતું. ગોવાનિઝ બાઈ અને તેની સાથે હેટ–સૂટમાં સજ્જ થએલો એક જુવાન પણ જસુભાઇની પાછળ પાછળ ચાલ્યાં. ગોવિંદ તે દિવસનું સાંજનું છાપું વાંચવામાં રોકાયો.

બાઇએ પેનો જોવા માંડી, ત્યારે તેની સાથેનો જુવાન ઘડિયાળોના શોકેસમાં પડેલી ઘડિયાળો જોઇ રહ્યો. બાઇએ એક પેન પસંદ કરી અને તેની કિંમત પૂછી. જસુભાઇએ નેવુ રૂપિયા કહ્યા અને બાઇ ચમકી. આંખો ફાડતાં તેણે પૂછ્યું: "તેની કોંટ્રોલ કિંમત શી છે?"

"પણ આ કાંઇ કોંટ્રોલના ભાવે મળેલો માલ નથી."

"તમે ગમે તે ભાવે માલ લાવ્યા હો, તેની સાથે મને નિસ્બત નથી. તેની કિંમત અડતાલીસ રૂપિયા છે અને હું તમને તેથી એક પૈસો પણ વધુ આપવાની નથી." બાઇએ કાંઇક રુઆબથી જવાબ આપ્યો.

"એ કિંમતે પેન નહિ મળે."

"નહિ કેમ મળે? શું તમે પ્રોફિટીયરિંગ કરવા માંગો છો?"

"આ પ્રોફિટીયરિંગ નથી, બાઇ! આ માલ તો મેં અમૃતસરથી મંગાવેલો છે, અને તે ઉપર વીસ ટકા નફો લેવાનો મને હક્ક છે તે મુજબ જ મેં તમને કિંમત કહી છે."

હવે પેલા જુવાને પણ આંખ ફેરવીને વાત કરવા માંડી: "ઘેટ વુન્ટ ડૂ!" અને મરાઠીમાં આગળ કહ્યું: "કંટ્રોલ ઓફીસર પાસે એ પેન લઇને તમારા માણસને મોકલો, ઓફીસર કહેશે તે કિંમત હું આપીશ." પછી તેણે ઘડિયાળના શોકેસમાં આંગળી કરીને કહ્યું: "પેલી રીસ્ટ વૉચ મને કાઢી બતાવો."

જસુભાઇએ મૂગા મૂગા શોકેસ ખોલી ઘડિયાળ કાઢયું અને એ જુવાનના હાથમાં મૂકયું. તેણે કિંમત પૂછી એટલે જસુભાઇએ પહેલેથી જ સાફ વાત કરવા માંડી: "જુઓ, તેની કંટ્રોલ પ્રાઇસ એંશી રૂપિયા છે, પણ હું તમને તે એકસો ચાળીસથી ઓછે આપી શકું તેમ નથી."

જુવાને આંખો કાઢીને કહ્યું: "એટલે તમને પોલિસને સ્વાધીન કર્યા વિના તમે કોઇને માલ વેચાતો આપવા માંગતા નથી, એમ ને?"

જસુભાઇએ જરા નરમ બનીને કહ્યું: "પણ હું તમને પૂરા પૈસાનું બીલ આપવા તૈયાર છું, પછી શી ફીકર છે? કાંઈ એમ કહેતો નથી કે કંટ્રોલ ભાવનું બીલ આપીશ અને ઉપરથી પૈસા વધારે લઈશ."

"ઓલ રાઇટ!" જુવાન બોલ્યો: "મને બીલ આપો અને તમારા માણસ સાથે આ પેન અને ઘડિયાળ મોકલીને પૈસા મંગાવી લેજો." એમ કહી તેણે પોતાના સરનામાનું છાપેલું કાર્ડ જસુભાઇના હાથમાં મૂકયું.

જસુભાઇને સરનામું જોઇ સહેજ આંચકો લાગ્યો. મરીન-ડ્રાઇવ પર એક બંગલાને ચોથે મજલે રહેનારા એ ગોવાનિઝ જુવાનની સાથે કામ લેવાનું હતું. તેમને ભય લાગ્યો કે કદાચ બંગલા ઉપર જ કાંઇ કાવતરું ગોઠવી રાખ્યું હોય તો માલ આપવા જનાર માણસને હેરાન થવું પડે. પણ આટલી ચકચાર ચલાવ્યા પછી પાછા પગ લેવાનો કશો અર્થ નહોતો. તેમણે પેન અને ઘડિયાળનો

કેશ મેમો લખીને પૈસા બાકીની નોંધ કરી એ કાગળિયું પેલા ગોવાનિઝને આપ્યું એટલે એ દંપતી વિદાય થઇ ગયું.

પહેલાં તો ગોવિંદનું ધ્યાન છાપું વાંચવામાં જ લાગેલું હતું પરન્તુ જસુભાઇ અને ઘરાક વચ્ચે રકઝક ચાલી તેથી તેનું ધ્યાન એ તરફ ખેંચાયું હતું. એ ઘરાકે વિદાય લીધી એટલે ગોવિંદે કહ્યું: "જસુભાઇ ! એ સરનામાનું કાર્ડ જરા મને જોવા દો તો !"

જસુભાઇએ કાર્ડ આપ્યું તે ગોવિંદે વાંચ્યું. તેમાં છાપેલું નામ હતું 'જી. સી. કે. સી. સેથ.' એ ગોવાનિઝ જુવાનને જોતાં ગોવિંદને થોડો ભ્રમ થયો હતો, તે એ કાર્ડ વાંચ્યા પછી વધ્યો. તેને લાગ્યું કે એ ગિરીશ હતો અને નામના પ્રથમાક્ષરો તેની શાખ પૂરતા હતા !

તેણે જસુભાઇએ કહ્યું : "એ પેન–ઘડિયાળ મને આપો, કાલે સવારે હું જ તેની પાસે જઇને એ પહોંચાડીશ અને પૈસા લાવીશ."

"તમારું એમાં કામ નથી. આ મુંબઇ છે. તરેહવાર લોકો અહીં હોય છે અને કાંઇ કાંઇ ઠગબાજીનાં કાવતરાં ચાલતાં હોય છે."

"આમાં તમને શું કાવતરું લાગે છે ?"

"તમે આ વસ્તુઓ પહોંચાડવા જાઓ એટલે કદાચ તેણે પોલિસને હાજર રાખી હોય અને કાળું બજાર કરવાનો કેસ થઇ જાય. જોકે મેં તેવી સ્થિતિ રહેવા દીધી નથી."

"તમે શું કર્યું છે ?"

"મેં પેન કે ઘડિયાળની જાત કેશ–મેમોમાં લખી જ નથી. પણ પેન અને ઘડિયાળ ઉપર તો જાત લખેલી છે, એટલે કંટ્રોલ ભાવ કરતાં વધુ ભાવ લેવાનો આરોપ જરૂર તે આપણા પર ઓઢાડી શકે."

"તો હવે શું કરવું છે ?"

"આપણે માલ પહોંચાડવો જ નથી. તેને ગરજ હશે તો આવીને પૈસા આપી લઇ જશે."

"પણ હું તમને એક વાત કહું. એ જુવાન પોતે મને મારો મિત્ર ગિરીશ હોય એમ લાગ્યું છે. અને આ કાર્ડ જોયા પછી ખાતરી થઇ છે કે તે ગિરીશ જ હતો. તેની નજર મારી તરફ ગઇ નહિ, નહિતો તેણે મને જરૂર બોલાવ્યો હોત."

"એમ?" જસુભાઇ ચોંકયાઃ "મને તો એ કોઇ ગોવાનિઝ જેવો લાગ્યો. ચાર પહેલા અક્ષર તેના નામના કેવી રીતે હોય?"

ગોવિંદે હસીને કહ્યુંઃ "ગિરીશ અને ચંદ્ર, કસ્તુર અને ચંદ એ ચાર શબ્દોના ચાર જ અક્ષર થાય ને?"

"એમ? અને સાથે હતી તે તેની સ્ત્રી હતી?"

"ના! એ એની સ્ત્રી તો નહિ જ."

"ત્યારે તો જરૂર કાંઇક કબાડું!" જસુભાઈ મર્મમાં હસ્યાઃ "ઠીક. તમને તમારા મિત્રની મુલાકાતે જવાનું નિમિત્ત જોઇતું હોય એમ લાગે છે, તો ભલે, તમે જ કાલે જઈ આવજો."

ગોવિંદે પેન અને ઘડિયાળનું પેકેટ તથા સરનામાનું કાર્ડ લઇ ગજવામાં નાખ્યાં.

બીજે દિવસે નવેક વાગતાં તે મરીન ડ્રાઇવ પર પહોંચ્યો અને બંગલા પર ચડવાના લીફ્ટ પાસે ગયો તો ચોથા મજલાના બે રહીશોમાંના એક જી. સી. કે. સી. સેથના નામનું નાનું 'સાઇન-બોર્ડ' તેણે વાંચ્યું અને તે લીફ્ટ નીચે ઊતરવાની રાહ જોઇને ઊભો.

એક–બે મિનિટમાં તો લીફ્ટમાં ચડવા માટે બીજા પણ ત્રણ ચાર જણ એકઠા થઇ ગયા. લીફ્ટ ઊતર્યું, સૌની સાથે ગોવિંદ પણ દાખલ થયો, લીફ્ટ ચડયું અને પોતા સુદ્ધાં ચારે જણ ચોથે મજલે લીફ્ટમાંથી બહાર નીકળ્યા.

ગોવિંદને જણાયું કે બધા જી. સી. કે. સી. સેથને જ મળવા આવ્યા હતા ! ગોવિંદ પણ તેમની સાથે દોરાયો.

તે પહેલાં એક જણ બહારની રૂમમાં અંદર જવાની પરવાનગી માટે રાહ જોતો જ બેઠો હતો. એકંદરે પાંચ મુલાકાતીઓ એકઠા થયા હતા. ગોવિંદને વિચાર થયો કે ગિરીશ અહીં એવું શું મોટું 'બિઝનેસ' કરતો હશે કે જેથી તે આવા આલીશાન બંગલામાં રહે છે અને તરેહવાર માણસો તેની મુલાકાત શોધતા આવે છે !

ગોવિંદને શંકા ઉત્પન્ન થઇ કે ભ્રમવશ પોતે બીજી જ વ્યક્તિને ગિરીશ તો નહિ માની બેઠો હોય ?

નોકરે આવી મુલાકાતીઓનાં કાર્ડ માંગ્યાં. ગોવિંદ પાસે તેવું કાર્ડ નહોતું એટલે તેણે જી. સી. કે. સી. સેથના જ કાર્ડ પર જસુભાઇની કંપનીનું નામ લખીને મોકલ્યું.

એક મુલાકાતી અંદરથી નીકળ્યો કે તુરત નોકરે સાહેબના હુકમ મુજબના બીજા મુલાકાતીને અંદર દાખલ કર્યો. દસેક મિનિટ પછી તે બહાર નીકળ્યો એટલે ત્રીજાનો વારો આવ્યો. એટલામાં બીજા બે મુલાકાતીઓ વધ્યા હતા. ધીરે ધીરે બધાનો વારો આવ્યો, પણ ગોવિંદનો વારો ન આવ્યો !

અને છેલ્લો મુલાકાતી બહાર નીકળ્યો ત્યારે નોકરે ગોવિંદને અંદર દાખલ કર્યો.

ગોવિંદે પેન અને ઘડિયાળનું પેકેટ મેજ ઉપર મૂક્યું. ખુલ્લે મસ્તકે માત્ર રેશમી બદન અને પાયજામો પહેરીને બેઠેલા ગિરીશને તે વધારે સહેલાઇથી ઓળખી ગયો અને પોતે ભ્રમમાં ભૂલ્યો નથી તેવી તેની ખાતરી થઇ.

સામી બાજુએ ગિરીશ પણ એકાદ મિનિટ તાકી રહીને ચમકતો બોલ્યોઃ "કોણ, ગોવિંદભાઇ તો નહિ ?"

"ખરેખર, હું ગોવિંદ છું, ગિરીશભાઇ !"

એકદમ ઊઠી ગોવિંદને હર્ષભેર ભેટી પડી ગિરીશ બોલ્યોઃ “ ઓહો ! ગોવિંદભાઇ ! તમે મુંબઇમાં ક્યાંથી ? ”

“ હું પણ તમને એ જ પૂછવા જતો હતો કે તમે અહીં કયારે આવ્યા છો ? ”

“ ઠીક–ઠીક, બેસો, અરે જેકબ ! એક કપ ચાહ–કૉફી–નહિ, દૂધ લાવજે ! ”

દિવાનખાનું, તેની સજાવટ, તેમાંનું ફર્નિચર અને છેવટે નોકર ‘ જેકબ ’ નું નામ સાંભળીને ગોવિંદ કાંઇ કાંઇ તર્કવિતર્કમાં પડતો ગિરીશના મેજની સામે પડેલી ગાદીવાળી ખુરશીમાં બેઠો.



## ૪૨ ] . . . . ધંધામાં ધપતો ગિરીશ

પોતાની મહત્ત્વાકાંક્ષા હવે અમદાવાદમાં પાર પડે તેમ નથી, એમ જણાતાં તુરત જ ગિરીશ અમદાવાદનું કામકાજ સંકેલી લઇ મુંબઇ આવ્યો હતો. ગોવિંદને મુંબઇ આવવાનું બન્યું તે પહેલાં તે આવ્યો હતો. ઝડપી કામ ગિરીશના સ્વભાવનું એક લક્ષણ હતું. એક વિચાર આવ્યો એટલે તે અમલમાં મૂકતાં તે જરાએ વિલંબ કરતો નહિ. મુંબઈ જવાનો નિશ્ચય કર્યો કે તુરત તેણે પેઢીનું કામકાજ સંકેલી લીધું. થોડું લહેણું બાકી હતું તે તેણે જતું કર્યું. મોટર તેના મૂળ માલેકને પાછી સોંપી દીધી અને તેણે માત્ર એક હજાર રૂપિયા જ પાછા આપ્યા તે તેણે સ્વીકારી લીધા. બીજા કોઇને તે મોટર વેચી શકાય તેમ જ નહોતું કારણકે લાયસન્સ ગિરીશ પાસે નહોતું. નોકર, શોફર, રસોઈયાને તેણે રજા આપી દીધી અને ચડતે ભાડે બંગલો ચાલુ રાખી બંગલાના માલેકને છ માસનું ભાડું અગાઉથી આપી દીધું. તેની પાસે જે કાંઇ નાણાં હતાં તે લઇને તે મુંબઈ આવ્યો હતો—અલબત્ત, કાંઇ ધંધો કરવાના વિચારથી જ.

ગિરીશની પ્રાસ્તાવિક વાતચીતમાંથી એટલું જાણીને ગોવિંદે પૂછ્યું: "ત્યારે અહીં તમે શું બિઝનેસ કરો છો ?"

"એ વાત તમે ન પૂછશો, ગોવિંદભાઇ ! હું અને તમે જુદી જુદી માટીના બનેલા છીએ, એટલે તમારે એમ જ માની લેવું કે તમને ન કરવું ગમે એવું બિઝનેસ હું કરું છું." ગિરીશે સ્મિત કરીને કહ્યું.

"જેવી તમારી મરજી. તમે ખર્ચ ઘણું મોટું રાખ્યું છે, એટલે કમાણી સારી પેઠે થતી હશે એવું અનુમાન હું કરું છું."

"ખરેખર, કમાણી સારી છે. ત્રણ માસમાં બે લાખ રૂપિયા હું તારવી ચૂક્યો છું એટલું કહું તો હું ધારું છું કે કશું વધારે પૂછવાની તમને જરૂર નહિ રહે." ગિરીશ પોતાના વિજયની એ વાત કહેતાં જરા ઉલ્લાસમાં આવ્યો.

"હોય, ભાઇ ! વગર વરસાદે પાક ઊગી નીકળે, માત્ર તે લણી લેવાની જ તકલીફ પડે, એવો વિચિત્ર આ સમય છે. એટલે સામાન્ય વખતમાં તમારી એટલી બધી કમાણી મને આશ્ચર્ય પમાડત, પરન્તુ અત્યારે આશ્ચર્ય નથી પમાડતી. છતાં તમે મિત્ર છો, એટલે એક ચિંતા થાય છે."

"શાની વારુ ?"

"ચોમેર ગુન્હાખોરી ચાલી રહી છે અને સેંકડે નવાણું ટકા જેટલા ગુન્હાઓ વણદંડ્યા જ રહે છે; પણ એક ટકા જેટલુંય જોખમ કોઇ વાર માણસને હેરાન કરી નાંખે છે."

ગિરીશ હસી પડ્યો અને બોલ્યો : "તમારી વાત સાચી છે. પણ એટલુંય જોખમ ઉપાડે તે બીજા, આ ગિરીશ નહિ, સમજ્યા ?"

"જોખમ વિના લાખો રૂપિયા પેદા કરવાનો કીમિયો તમે દુનિયામાં પહેલી જ વાર શોધી કાઢ્યો હોય એમ લાગે છે."

"તમારી પાસે સાફ વાત કર્યા વિના તમને સમજ નહિ પડે. ચાલો, તમે વિશ્વાસુ મિત્ર છો એટલે તમને કહું છું. હું અમદાવાદથી કાપડ મંગાવું છું અને અહીં વેચું છું અને કાળા બજારનો નફો કાઢી લઉં છું. અમદાવાદથી કાપડ ચડે છે 'વોર મટીરિયલ્સ' ને નામે અને અહીં વેચાય છે કાળા બજારને ભાવે, જેમાંનો કેટલોક માલ પરદેશ પણ ચડે છે! તમે પૂછશો કે કાપડ ઉપર કોંટ્રોલ પડ્યા પછી એ કેમ બને છે? પણ કોંટ્રોલ મૂકનારાઓ અને તેનો અમલ કરનારાઓ પણ માટીના બનેલા માણસો છે ને? રેલવેના નોકરો અને શીપિંગ ખાતાના અમલદારો કાંઈ સ્વર્ગભૂમિમાં વસતા દેવદૂતો નથી. એટલામાં બધું સમજી જશો એમ હું ધારું છું."

"આ ઘેડ મુંબઈમાં પણ અદ્દ્ભુત રીતે બંધ બેસી ગઈ, એ શું?"

"તેમાં અમદાવાદની જૂની ઓળખાણોએ અને મુંબઈના ભૂખ્યા ડાંસોએ મારો રસ્તો બનાવી આપ્યો છે, અને તે બેઉની વચ્ચે મારું નામ કોઈ જગ્યાએ ન આવે એવી ગોઠવણ થઇ છે. રોકડાં નાણાં અગાઉથી મળ્યા વિના હું કોઇ સોદો હાથ લેતો નથી." ગિરીશ ઉત્સાહમાં આવતો બોલ્યો: "બસ, બાર મહિના આ ધંધો ચલાવવો છે અને રૂપિયા દસ લાખ કૂટી કાઢવા છે!"

"અને પછી?"

"પછી? પછી વળી બીજું શું? જિંદગીભર કમાવું જ ન પડે, એટલે પછી શું કરવું એ પ્રશ્ન જ ઊઠતો નથી."

ગોવિંદને ઇચ્છા તો થઈ કે "અને પછી?" નો જે અધૂરો જવાબ ગિરીશ આપતો હતો તે પોતે પૂરો કરે, પરન્તુ તેણે એ ઇચ્છા મનમાં જ સમાવી દીધી અને મૌન ધારણ કર્યું.

"પણ" ગિરીશ બોલ્યો: "તમે મુંબઇમાં કેમ આવ્યા છો, ક્યારે આવ્યા છો એ વાત જ તમે કહી નહિ."

"તમે આવ્યા ત્યારપછી થોડે જ દિવસે હું વીરમગામથી આવ્યો, ત્યારનો અહીં છું."

"આ પેન-ઘડિયાળવાળાને ત્યાં નોકરી કરતા લાગો છો."

"નહિ, તે કંપનીવાળા જસુભાઇ પટેલ જયમનના મોટા ભાઇ થાય."

"ઓહો! એ તમારા સાળાની દુકાન છે! ત્યારે તો તમે તેમની સાથે ભાગમાં વેપાર કરતા હશો."

"એમ પણ નથી." અને પછી ગોવિંદે જયમનની માંદગીને કારણે પોતે અહીં આવેલો, ત્યારથી માંડીને કાગળની દુકાન સુધીની બધી વાત વિસ્તારથી કહી અને ગિરીશે તે રસભેર સાંભળી.

"ભલા માણુસ! તમારું લગ્ન મુંબઇમાં થયું, તે વખતે હું અહીં હતો, અને તમે મને સંભાર્યો પણ નહિ?"

લગ્ન એકાએક કેવી રીતે ગોઠવાયું, અમુક વખત સુધી લગ્ન નહિ કરવાની પોતાની ટેક કેવી રીતે જતી કરવી પડી, લગ્નસમારંભ કેવી મુશ્કેલી વચ્ચે પતાવવો પડ્યો, એ બધી વિગત કહીને ગોવિંદે કહ્યું: "તમને જ મેં કુંકુમપત્રિકા લખી નહિ એમ નથી; ઘણા મિત્રોને અને સગાંઓને પણ ભૂલી જવાની ફરજ પડી છે. મારા પિતાજી જૂનવાણી વિચારના છે, એમાં વળી અમે રહ્યા પાટીદાર; અમારે ત્યાં દીકરાનું લગ્ન કેવી ધામધૂમથી થાય તે તમે જાણતા હશો. એવું કશું થઇ શક્યું નહિ અને સમય વર્તીને બધું ટૂંકેથી પતાવવું પડ્યું, એટલે જ મેં તમને ખબર આપવા પૂરતી પણ કંકોતરી લખી નહિ—અરે, કંકોતરી છપાવી પણ નહોતી, એટલા ઉપરથી જ તમે મને ક્ષમા કરશો એવી હું આશા રાખી શકું."

પ્રસંગ વીતી ગયા પછી જે કાંઇ કહો તે નકામું, મને માત્ર ખબર લખી હોત, તો વિશેષ નહિ તો એકાદ લગનની ભેટ હું તમને મોકલી શકત—આશીર્વાદનો મંગળ પત્ર પણ લખી શકત."

"તમારો સદ્ભાવ છે, એટલે ભેટ અને આશીર્વાદ બધું મળી ચૂક્યું એમ હું માનું છું..."

ગોવિંદ આગળ કહેવા જતો હતો કે "આશીર્વાદ આપવા માટે એકાદ વાર મારે ત્યાં પધારો" પરન્તુ તેણે એ વિચાર મનમાં જ દાબી રાખ્યો; ત્યાં તો ગિરીશે જ કહ્યું: "હશે, હવે તમે અને જયમન એક વાર અહીં જમવા માટે આવો, એટલે હું સંતોષ માનીશ."

ગોવિંદ ગૂંચવાયો. ગિરીશના અહીંના ગૃહજીવનની તેને કશી ખબર નહોતી. એટલામાં જેકબ–ગિરીશનો બબરચી–આવ્યો. જેકબે ઊજળાં દૂધ જેવાં કપડાં પહેર્યાં હતાં. સુઘડતા અને શિસ્ત તેની દરેક હીલચાલમાં દેખાતાં હતાં. તેણે આસ્તેથી મેજ ઉપર 'ટ્રે' મૂકી. તેમાં કોફીની કીટલી હતી અને દૂધ–ખાંડનાં વાસણો તથા ખાલી પ્યાલા હતા. 'ટ્રે' મૂકીને તે બીજા હુકમની રાહ જોતો ઊભો રહ્યો, એટલે ગિરીશે તેને ઇશારતથી જવાનું કહ્યું.

આ જેકબ અને ગિરીશની સાથેની પેલી ગોવાનિઝ સુંદરી બેઉનો મેળ મનમાં ને મનમાં ગોવિંદ બેસાડવા લાગ્યો, અને ગિરીશના ગૃહજીવનનો તાગ લાવવા મથી રહ્યો.

ગિરીશે ઊઠીને ગોવિંદને માટે દૂધ–ખાંડનો પ્યાલો તૈયાર કર્યો અને પોતાને માટે કોફી તૈયાર કરી. ગોવિંદે દૂધનો પ્યાલો હાથમાં લીધો એટલે ગિરીશે કોફીનો પ્યાલો ઉપાડતાં કહ્યું: "કહો, ગોવિંદભાઇ! તમે બેઉ કયે દિવસે જમવા આવશો?"

"તમારે ત્યાં આ દૂધ પીઉં છું તે ભોજન તુલ્ય જ માની લો."

"એમ કાંઈ હોય? તમે તો આવો પણ જયમન ક્યારે આવે?"

"તમને નકામી તકલીફ ઉઠાવવી પડશે."

"હંઅ! તકલીફ નહિ પડે. મારે ત્યાં બ્રાહ્મણ રસોઇઓ છે, અને આ જેકબ તો માત્ર હમાલ છે–નોકર છે."

"મુંબઈમાં હિંદુ નોકરોની તાણ હોય એમ લાગે છે." ગોવિંદે ટકોર કરી.

"એમ તો ખાસ નથી, પરન્તુ મારે ધંધાને અંગે તરેહવાર માણસો સાથે કામ લેવાનું હોય છે. તેમની સગવડ આવા નોકરથી જેવી સરસ રીતે સચવાય છે, તેવી બીજી રીતે સચવાતી નથી."

"હું કાંઇ જુદું જ માનતો હતો."

"એમ? શું માનતા હતા?"

"કાલે જસુભાઇની દુકાને તમારી સાથે એક ગોવાનિઝ બાઇ હતાં, હું માનતો હતો કે તમે તેની સાથે લગ્ન કર્યું હશે."

ગિરીશના વદન ઉપર ફિકાશ છવાઈ ગઈ. તેણે મંદ સ્મિત કરીને મનનો વિષાદ ખંખેરવા યત્ન કર્યો તે ગોવિંદે જોયો. ગિરીશને ખબર નહોતી કે પોતે જસુભાઇની દુકાને ગયો હતો ત્યારે ગોવિંદ ત્યાં હાજર હતો અને તેણે બેઉને જોયાં હતાં. પણ હવે તેણે એ વાત જાણી અને તેને ગોવિંદની સમીપે સંકોચ ઊપજવા લાગ્યો.

"એવું કશું નથી, ગોવિંદભાઇ!"

પોતાનો એ ટૂંકો જવાબ સમાધાનકારક ન લેખાય એ ગિરીશ પોતે પણ જાણતો હતો. ગોવિંદ વધુ વાત પૂછ્યા વિના રહેશે નહિ એનો તેને ખયાલ હતો. કેવી રીતે વાત કરવી તેનો વિચાર મનમાં ગોઠવતો ગિરીશ કોફી પીવા લાગ્યો.

ગોવિંદે દૂધનો પ્યાલો ખાલી કરીને પાછો 'ટ્રે'માં મૂકતાં પૂછ્યું: "તારિકા બહેનના શા સમાચાર છે?"

"તમે આપો તે."

"તમે ન જાણતા હો તો હું ક્યાંથી જાણું?"

"તો તમે જાણતા હો તેટલું જ હું જાણું છું."

"ખરેખર, અદ્‌ભુત વાત છે."

"અદ્‌ભુત વ્યક્તિઓની વાતો અદ્‌ભુત જ હોય છે." કોફીનો પ્યાલો ખાલી કરીને નીચે મૂકતાં સ્મિત કરીને ગિરીશ બોલ્યો.

પાછું મૌન પ્રસરી ગયું.



## [૪૩] . . . . . . ગિરીશનો આડમાર્ગ

"ગોવિંદભાઈ!" એ મૌનનો ભંગ કરતો ગિરીશ બોલ્યો: "આપણે જેલમાંથી છૂટ્યા તેને બાર માસ ઉપરાંત વખત વીતી ગયો હશે, નહિ વારુ?"

"હા."

"તે વખતે અમદાવાદ જતાં ટ્રેનમાં મેં તમને કહેલું તે યાદ છે? આપણા હિંદુ સંસારમાં સ્ત્રી એ પુરુષને ગળે વળગેલી એક તોક જેવી હોય છે એમ મેં કહ્યું હતું. એને તોક સમજવા છતાં મેં ભૂલ કરી, અને ફરીથી ગળે તોક વળગાડી, અને હું પસ્તાયો. એ ભૂલ હું હવે કદાપિ કરવાનો નથી."

"તમારી એ વાત હું બરાબર સમજતો નથી."

"તારિકા સાથે હું લગ્ન કરીને પસ્તાયો. આજે તે ક્યાં છે ને શું કરે છે તેની મને ખબર નથી અને પરવા પણ નથી. મેં મારું જીવન જુદે માર્ગે ગાળવા માંડ્યું છે."

"એ કયો માર્ગ છે?"

"તમને કહેતાં હું સંકોચ નહિ અનુભવું. વાયોલેટ મારી ઉપપત્ની છે, મારી સાથે જ રહે છે અને હું સુખી છું."

"સમજ્યો." ક્ષણભર થોભીને ગોવિંદે પૂછ્યું: "એ પહેલી ઉપપત્ની છે કે બીજી?"

"ત્રીજી!"

"હંઅ. એ તમને સારું જીવન લાગે છે?"

"લોકદષ્ટિએ એ સારું નથી લાગતું તે હું સમજું છું. છતાં તેમાં મને અસ્વાભાવિકતા નથી જણાતી."

"એમ?! તો પછી તારિકાના વર્તનમાં તમને અસ્વાભાવિકતા કેમ લાગી?"

"મને એમાં દગાખોરી લાગી છે."

"તારિકા પોતાના પુરુષ મિત્રો સાથે હરતી-ફરતી; તેમાંય તમને ઇર્ષ્યા તો ઊપજતી હતી; અને મધુરી સાથે તમે છૂટ લેતા હતા તે તારિકા જાણતી હતી; તો પછી તારિકાને પણ પોતાના પુરુષ મિત્રોને મળવાની છૂટ લેવાનો હક્ક હતો એમ તે જે કહેતી હતી તેમાં ખોટું શું હતું?"

ગિરીશ પાસે તેની સામે કોઈ જ દલીલ નહોતી. તેણે એ વાતને સમેટવા યત્ન કરતાં કહ્યું: "ખોટું કે સાચું, હવે તેને મન-માની છૂટ લેતાં હું કાંઈ અટકાવવાનો નથી. હવે તો મને એમ પણ લાગે છે કે મારા જેવા પુરુષે પત્નીની તોક ગળે વળગાડવી જોઇતી નહોતી, અને તારિકા જેવી છોકરીને ગળે પતિની તોક પણ જોઇતી નહોતી! અમે બેઉએ ભૂલ કરી તેનું આ પરિણામ છે."

"તો પછી તમને બેજવાબદાર સંસારી જીવન જ ઇષ્ટ લાગે છે એમ માનવું રહ્યું. અને વળી તમે તેમાં સ્વાભાવિકતા જુઓ છો!" ગોવિંદે ટકોર કરી.

"આપણી લૌકિક નીતિએ આપણી આંખો, મન અને બુદ્ધિ ઉપર એવાં પડળ ચડાવ્યાં છે કે આપણને આવું બધું અનિષ્ટ લાગતું હોય તો તેમાં કાંઇ નવાઈ નથી. બાકી જાતીય વૃત્તિના આવિષ્કારને લગ્નજીવનમાં બાંધી રાખવાના પ્રયત્નો દુનિયાના બધાય ભાગોમાં થયા છે અને બધેય તેને નિષ્ફળતા મળી છે. એક યા બીજી રીતે લગ્ન બહારના જાતીય જીવને પોતાનો માર્ગ શોધી લીધો છે અને સમાજે તથા કાયદાએ તેને કેટલેક અંશે ટેકો આપ્યો છે; એ વસ્તુસ્થિતિ તેની સ્વાભાવિકતાનું દર્શન કરાવે છે એમ હું માનું છું. તમેય તે દિવસે પેલા રામગરજીની વાત કાંઈ કહેતા હતા ને?"

"રામગરજી એમના શાક્ત સંપ્રદાયના આચારધર્મનો બચાવ કરતા હતા, તમે તમારાં આચરણોનો બચાવ કરો છો. એ વેદ-કાળથી માંડીને આજસુધી જાતીય શિથિલતા કેવી કેવી રીતે સમા-જમાં અને ધર્મસંપ્રદાયના આચારમાં પેઠી છે એમ કહીને તેની

સ્વાભાવિકતાની વાત કહેતા હતા, તમે આજની દુનિયાના બધા ભાગોમાં ચાલતી જાતીય શિથિલતાની વાત કહો છો. મને તો લાગે છે કે જાતીય દૃષ્ટિએ દુર્બળ માનસ ધરાવનારાઓનું આ બધું બચાવનામું છે."

"જાતીય દૃષ્ટિએ જીવનનું પાસું શું જોવાનું જ નહિ?" ગિરીશ સ્મિત કરીને બોલ્યો: "તમે તમારી ટેક છોડીને વહેલું લગ્ન કર્યું તેનું કારણ શું?"

પોતાના લગ્ન સંબંધી આવો પ્રશ્ન પોતાને કોઈ પૂછશે એવું ગોવિંદે વિચાર્યું નહોતું, જોકે પોતે પોતાના મનથી એવો પ્રશ્ન ઉપજાવીને પોતાની મેળે સમાધાન કરી લીધું હતું. જયમનનું આમંત્રણ, તેની માંદગી, વડા પ્રધાનનું વર્ચસ્વ, જયમનને જ કારણે પોતે ટેક છોડીને કરેલું વહેલું લગ્ન, બ્રહ્મચર્યપાલનનો પણ જયમનની પ્રેમચેષ્ટાએ ડગાવેલો નિશ્ચય, અને ત્યારપછી જયમનનું ઉલ્લસતું વદનમંડળ, એ બધા પ્રસંગો ગોવિંદને યાદ આવ્યા અને જાતીયતા જીવનમાં મહત્ત્વનું સ્થાન ભોગવે છે એમ તેને સ્વાનુભવે કહ્યું પણ ખરું.

તેણે જવાબ પણ આપ્યો: "જાતીય દૃષ્ટિ છોડીને જીવનને જોવું જોઈએ એમ હું નથી કહેતો. જાતીયતા સંબંધી મારા પહેલાંના વિચારો અને આજના વિચારોમાં દર્શન તથા અનુભવે કેટલુંક પરિવર્તન નીપજાવ્યું છે, પરન્તુ યેનકેન પ્રકારેણ જાતીય વૃત્તિની તૃપ્તિને જીવનની આવશ્યકતા અને સ્વાભાવિકતા માનનારાઓ સાથે મારો મતભેદ છે."

ગિરીશ પુનઃ સ્મિત કરીને બોલ્યો: "તો આપણા વિચારોની વચ્ચે હવે લાંબો ભેદ રહેતો નથી. વ્યક્તિ–વ્યક્તિના જાતીય જીવનમાં નૈસર્ગિકતા અને પરિસ્થિતિ અંગે ભેદ રહેલા હોય છે. લગ્ન એ જાતીય જીવનનો રાજમાર્ગ છે, બીજા આડમાર્ગો છે, પરન્તુ ધ્યેય જો સમાન હોય તો તેમાં લાંબો તફાવત નથી. ધ્યેય અધમ હોય તો રાજમાર્ગ કે આડમાર્ગ બેઉ વિઘાતક છે."

ગિરીશની એ વાત ગોવિંદને યુક્તિયુક્ત તો લાગી, પરન્તુ તેના દિલને જચી નહિ.

તેણે કહ્યું: "તમે જાતીય જીવનનો રાજમાર્ગ બે વાર અજમાવી જોયો, આડમાર્ગ પણ અજમાવ્યો અને અજમાવો છો; ત્યારપછીનો તમારો અભિપ્રાય શું એવો છે કે આ આડમાર્ગ જ ઇષ્ટ અને સ્વાભાવિક છે?"

"મેં તમને કહ્યું કે વ્યક્તિ–વ્યક્તિના જાતીય જીવનમાં નૈસર્ગિકતા અને પરિસ્થિતિ અંગે ભેદ રહેલા હોય છે. મને જે ઇષ્ટ કે સ્વાભાવિક લાગે તે વાત કોઈને પોતાના અનુભવને આધારે બરાબર લાગે, કોઇને બરાબર ન લાગે; એટલે મારા અભિપ્રાયનું મૂલ્ય કોઇને સમજાય અને કોઇને ન સમજાય."

"હું સમજ્યો. તમે વિચારપૂર્વક જ આ માર્ગ લીધો છે એમ તમે પૂરી રીતે માનો છો. તમારા લગ્નજીવનના કડવા જાતીય અનુભવો પણ તે માટે કદાચ જવાબદાર હશે. બીજાના અનુભવો તમારા જેવા ન હોય તો તેને આડમાર્ગે જવાની જરૂર નથી એમ તમે માનો છો. તો પછી લગ્નજીવનના અનુભવોનો આધાર માનસિક સ્થિતિ ઉપર રહ્યો."

"કેટલેક અંશે તમે બરાબર કહો છો."

"કેટલેક અંશે કેમ?"

"માનસિક સ્થિતિ એકલી કામ આવતી નથી. દાંપત્યની સમરસતા કેવળ માનસિક સ્થિતિને અવલંબીને નીપજતી નથી."

"એ વળી નવી વાત તમે ક્યાંથી લાવ્યા?"

ગિરીશ હસ્યો અને બોલ્યો: "એ વાત નવી નથી, જૂની છે. પદ્મિણી જેવી પત્નીને છોડીને કુબ્જા જેવી દાસીને કામુક દૃષ્ટિથી જોનારાઓની માનસિક સ્થિતિને તમે વિકૃત ન કહી શકો. જાતીય સમરસતામાં અનેક તત્ત્વો કામ કરે છે."

"એ સમરસતા યત્નસાધ્ય પણ હશે જ ને?"

" હશે. "

" તો તે માટે યત્ન કરવો જોઇએ, પણ સમરસતા માટે માણસ પાત્રો બદલાવ્યાં કરે તો તેનો અંત ક્યાં ? "

" સમરસતાની સિદ્ધિ સાથે તેનો અંત આવવો જોઇએ. "

" અને ત્યાંસુધી પાત્રો બદલાવ્યાં કરે તેવા પુરુષોથી કે તેવી સ્ત્રીઓથી સમાજનો નિભાવ કેવી રીતે થાય ? "

" સમાજનો વિચાર તમારા જેવા કોઈ કરતા હશે. બીજાઓને તો પોતાના વૈયક્તિક જીવન પૂરતો જ તેમાં રસ હોય છે. "

" એવી એકલપેટી વ્યક્તિઓ ઉપર સમાજના હિતાર્થે અંકુશ મુકાવો જોઇએ. એવો અંકુશ કાં તો રાષ્ટ્ર મૂકે, કાં તો સમાજ મૂકે અને કાં તો ધર્મ મૂકે. "

" એ ત્રણેએ અંકુશ મૂકવાના અનેક યત્નો કર્યા છે, પરન્તુ તેનાં પરિણામોમાં ય વિકૃતિએ દર્શન દીધું છે; જાતીય વૃત્તિનું બંડખોરપણું સર્વથા શમ્યું નથી. "

" એય હકીકત તો ખરી ! " ગોવિંદ પાછો વિચારમાં ધકેલાઇને મૂગો બની ગયો.

વસ્તુસ્થિતિને આદર્શ ભણી વાળવી જોઇએ, પણ તે માટે શું કરવું જોઇએ એ ગોવિંદને સમજાયું નહિ. તેને એ પ્રશ્ન બહુ અટપટો લાગ્યો, પોતાની શકિતની બહારનો પણ લાગ્યો.

" આપણે જુદી જ વાત પર ચડી ગયા, ગોવિંદભાઇ. હું તમને પૂછતો હતો કે તમે જયમનને લઇને એક વાર જમવા આવશો કે નહિ ? " ગિરીશે સંભાર્યું.

" એ જયમનની ઇચ્છાની વાત છે. હું તેને પૂછી જોઇશ. તે તમને અને તારિકાને નામથી ઓળખે છે, પણ અહીં તમારી સાથે તમારી વાયોલેટને જોઇને કદાચ ગૂંચવાઈ જાય, એટલે હું તેને બધી વાત કહું અને તેની ઇચ્છા હોય ને હા કહે તો હું તેને તેડી લાવું."

" તો તમારા જેવી દૃષ્ટિની વિશાળતા કે ઉદારતા જયમનમાં કદાચ ન હોય એવી તમને શંકા છે ખરી. "

"હોય જ. એના માનસિક સંસ્કારો ઘડાઇ ગયા હોય તેની ઉપર આઘાત થએલો જોવા હું ઇચ્છતો નથી. તે બહુ લાગણીશીલ છે. તેની લાગણી ઉપર થએલો આઘાત તેના પ્રત્યેક રોમમાં વ્યાપી જાય છે એ બાબતનો મને અનુભવ છે."

"ઠીક, તો તમે જયમનને પુછજો, તે હા કહે તો તેને સાથે લઇને આવજો અને જો ના કહે તો તમે એકલા તો જમવા આવશો ને?"

"મને જમાડવાનો તમને લોભ છે? કે આપણે આજે આટલી બધી વાતો કર્યા પછીય વધુ વાતો કરેવાની ઇચ્છા છે?"

"જમીશું, વાતો કરીશું અને એ નિમિત્તે તમને વાયોલેટનો પરિચય પણ થશે."

ગિરીશ સાથે જમવાની કે તેની સાથે વધુ વાતો કરવાની કાંઇ ગોવિંદની ખાસ ઇચ્છા નહોતી, પરન્તુ એક વાર માત્ર ઉપલક રીતે જોએલી એ ગોવાનિઝ સુંદરીનો પરિચય કરવાને ગોવિંદની કુતૂહલવૃત્તિ લલચાઇ અને તેણે આમંત્રણ સ્વીકારતાં કહ્યું: "તો હું રવિવારે આવીશ, કાં તો હું અને જયમન અને કાં તો હું એકલો."

"સવારે દસ વાગે આવજો, અને આગલે દિવસે ટેલીફોનથી મને ખબર આપજો."

"ભલે, કહો હવે મને રજા છે?"

"પણ તમારે બીલના પૈસા લેવા છે કે નહિ?"

ગોવિંદ હસ્યો. "બીજી વાતોમાં એ વાત તો હું ભૂલી જ ગયો. મોડું પણ ખૂબ થયું. કદાચ જસુભાઇ ચિંતા કરતા હશે."

"ચિંતા?"

"હાસ્તો! કાળા બજારને ભાવે માલ વેચનારને તો ચિંતા થાય જ ને? કાલનો તમારો રુઆબ જ એવો હતો."

તે સાંભળીને હસતાં હસતાં ગિરીશે બીલના પૈસા ગણી આપ્યા.



## [૪૪] . . . . . . ગિરીશનાં મહેમાનો

ગિરીશને ત્યાં જમવા જવાનું નિમંત્રણ ગોવિંદે સ્વીકાર્યું હોવા છતાં જયમનનો નિશ્ચય છેક શનિવારની સાંઝસુધી થઇ શક્યો નહિ. ગોવિંદની તો ઇચ્છા હતી કે જયમન જમવા આવે, એ દુનિયાનો પણ કાંઇક પરિચય મેળવે અને કુતૂહલનો અનુભવ કરે, પરન્તુ જયમનને કોઇ વાર લાગતું કે વટલેલાને ત્યાં કોણ જાય, કોઇ વાર લાગતું કે પતિ પોતે જાય છે તો પોતે શામાટે નકામો સંકોચ રાખીને ન જાય; અને એ હા–ના કરતાં શનિવારે રાત્રે જયમને ખુલ્લા દિલે ગિરીશને ત્યાં પતિની સાથે જમવા જવાની હા કહી અને ગોવિંદે ટેલીફોન કર્યો: "ગિરીશભાઇ ! જયમને પણ તમારું આમંત્રણ સ્વીકાર્યું છે અને અમે બેઉ કાલે દસ વાગ્યે તમારે ત્યાં પહોંચી જઇશું."

"ઠીક–ઠીક..." ટેલીફોનમાં જવાબ આવ્યો, પરન્તુ એ જવાબના સ્વરમાં ગિરીશનો નિત્યનો ઉત્સાહ તરતો લાગ્યો નહિ, એટલે ગોવિંદે સામું પૂછ્યું: "તમને ટેલીફોન કરવામાં હું જરા મોડો પડ્યો છું..."

"હા, મેં સાંઝસુધી ટેલીફોનની રાહ જોતી હતી...હવે..."

"તે કારણે કાંઇ તકલીફ ઉઠાવવી પડે તેમ હોય તો આવવાનું કોઇ બીજા દિવસ પર મુલતવી રાખીએ..." ગોવિંદે વિનયપૂર્વક કહ્યું.

"નહિ, નહિ, ચાલશે; જરૂર આવજો. તકલીફ જેવું ખાસ નથી...સાહેબજી !"

છતાં ગિરીશના એ જવાબમાં કાંઇક ક્ષોભ–સંકોચ તો હતો જ, એવો ગોવિંદને ભાસ થયો. તેણે માન્યું કે પોતાનો જવાબ સાંઝ સુધી નહિ આવવાને લીધે ગિરીશે પોતા માટે રવિવારનો કાંઇ બીજો આમોદ–પ્રમોદનો કાર્યક્રમ ગોઠવ્યો હશે, તે તેને છેલ્લી ઘડીએ બંધ રાખીને નવી વ્યવસ્થા કરવી પડે તેમ હશે, તેથી જ તેના જવાબમાં ઉત્સાહની મંદતા તરી રહી હશે.

બીજે દિવસે ગોવિંદ તથા જયમન ત્યાં પહોંચ્યાં અને ગિરીશે તેમનો સત્કાર કર્યો કે તુરત ગોવિંદ હસીને બોલ્યો : "મારા જેવા ગામડિયાને નોતરું આપીને તમે મુશ્કેલી વહોરી લીધી હોય અને તેથી તમારે બીજો કોઇ કાર્યક્રમ રદ કરવો પડ્યો હોય એવું હું ધારું છું."

"નહિ, નહિ, એવું કશું નથી. આજે જમણનો જ કાર્યક્રમ હતો. બીજા મિત્રો પણ આવવાના છે."

એટલામાં બાજુનું દ્વાર ઉઘાડતી વાયોલેટ દેખાઇ અને હસતી આંખે જયમન ભણી જોઇ તેણે તેનો સત્કાર કર્યો: "આવો, જયમન બહેન!" અને તેના વદનમાંની મોહક સ્મિતરેખા દૃષ્ટિએ પડતાં જ જયમનને એવો ભાસ થયો કે જાણે પોતે કોઇ ઓળખીતી મમતાળુ સખીની સામે જ ઊભી હોય! વાયોલેટમાં એવું કશુંય તેને ન લાગ્યું કે જે બીનગુજરાતી હોય. તેણે રેશમી સાડી ગુજરાતી ઢબે પહેરી હતી, હાથમાં કાચની બંગડીઓની વચ્ચે માણેકજડી સોનાની બંગડીઓ હતી, કાને ખૂબ નીચાં ઝૂલતાં પાનાંનાં એરીંગ હતાં, ગળામાં બે સરી મોતીની કંઠી હતી અને માથા પર ગુલાબ–મોગરાની વેણી ધારણ કરી હતી. તેનો દેહવર્ણ તપાવેલા તાંબાના પતરા જેવો હતો, એટલે રંગની ઉજ્જવલતામાં જયમન તેનાથી ચડે તેવી હતી, પરન્તુ વાયોલેટનું લંબગોળ વદન, અણીદાર નાક અને તગતગતી બદામ જેવી લાંબી આંખો તેનામાં એટલું નમણાપણું આણતાં હતાં કે કોઇ સિનેમાનટીનો ગર્વ પણ ઓગળી જાય.

વાયોલેટ અર્ધી ગુજરાતી અને અર્ધી મરાઠી એવી મિશ્ર ભાષા બોલતી, પરન્તુ જયમનને મરાઠી સમજવાનો કાંઇક પરિચય હતો એટલે તે તેની વાતો સમજી શકતી અને પોતાને આવડે તેવી મરાઠીમાં તેનો જવાબ આપતી તે વાયોલેટ સમજી શકતી.

વાયોલેટનો સ્વર પણ મધુર અને લોભામણો હતો એમ જયમને તેની સાથેની વાતચીત પરથી જાણ્યું: "હં હં, ગિરીશચંદ્ર

કહેતા હતા કે તમે શુદ્ધ ખાદીનાં કપડાં પહેરો છો તે સાચું. મને ય ખાદી પહેરવી ગમે છે, પણ હમણાં તો ખાદી મળતી જ નથી."

જયમને હસીને જવાબ આપ્યો: "તમે હમેશાં ખાદી પહેરવાનું વ્રત લો, તો હું તમને જોઈએ તેટલી ખાદી મેળવી આપું."

"માફ કરો. કોઈ વાર 'વેરાયટી' (વિવિધતા)ની ખાતર હું ખાદી પહેરું, પણ હમેશાં તો નહિ."

"ટેવ પાડો તો હમેશાં પહેરી શકો."

"વાત સાચી, પણ ટેવ પાડવી જ મુશ્કેલ છે. તમે આ હાથ પર પહેર્યું છે તે ઘરેણું શું કહેવાય?" વાયોલેટે જયમનના હાથ તરફ આંગળી લંબાવી પૂછ્યું.

"તે વાંક કહેવાય છે."

"તેનો ઘાટ મઝાનો છે, પણ તેમાં જો થોડું હીરાપાનાંનું જડતર હોય તો જરૂર દીપી નીકળે. એવા વાંક થતા હશે ખરા?"

"હોવે, ન થતા હોય તો તમારાં જેવાં કલાચતુર બાઈ આકૃતિ દોરી આપે અને સૂચના કરે તેવા દાગીના કારીગરો બનાવી આપે છે."

"તો હું તેવો વાંક કરાવવાનું ગિરીશચંદ્રને કહીશ."

કપડાં અને ઘરેણાંની જ આ વાતચીત વધુ લંબાત, પણ એટલામાં દક્ષિણી ઢબનાં કપડાંમાં સજ્જ થયેલી એક નાજુક દેહયષ્ટિની યુવતી બારણાના કાચની આરપાર દેખાઈ કે તુરત તેને સત્કારવા વાયોલેટ દોડી: "યા, યા, માલતી!" બારણું ઊઘડતાં જયમનને અંદર જોઈ માલતી સંકોચાઈ એટલે વાયોલેટે કહ્યું: "હી માઝી સખી આહે, ગુજરાથી આહે..."

ધીરે ડગલે માલતી આવી અને જયમન તેને જોઈને વાયોલેટને જાણે ભૂલી ગઈ! તેનું રૂપ અને લાવણ્ય વાયોલેટથી ય ચઢિયાતાં હતાં. તેનો દેહવર્ણ ચંપાના ફૂલ જેવો હતો, અને કીરમજી રંગના સાળુથી વીંટાયલું તેનું પાતળું નાજૂક શરીર વાયોલેટને પડછે ખરેખર વધુ દીપી નીકળતું હતું.

"એ કોણ હશે?" એવો પ્રશ્ન જયમનના મનમાં ઉપસ્થિત થયો. ગિરીશે કહ્યું હતું કે બીજા મિત્રો પણ જમવા આવવાના છે, એટલે એ બાઇ પણ ગિરીશના કોઇ મિત્રની પત્ની જ હશે એવી જયમનની ગણતરી સ્વાભાવિક હતી.

પરન્તુ જયમનની ગણુતરીથી જુદી જ ગણુતરી ગોવિંદ કરી ચૂક્યો હતો, કારણકે માલતી ગિરીશને ત્યાં આવી હતી અમદાવાદ-વાળા સુનીતિચંદ્ર શેઠની સાથે! એ દક્ષિણી બાઇ કાંઇ અમદાવાદના એક મીલમાલેકની પત્ની તો ન જ હોય! અને સુનીતિચંદ્ર શેઠે આવતાં વાંત ગિરીશની સાથે ગોવિંદને પણ જોયો એટલે તેમના વદન પર એક પ્રકારનો વિષાદયુક્ત ક્ષોભ છવાઇ ગયો તે ગોવિંદે બરાબર જોયું. સુનીતિચંદ્ર શેઠે ગોવિંદને અમદાવાદમાં બેચાર વાર જોએલો—ગિરીશની પેઢી માટે માલની ડીલિવરી લેવા તે મીલમાં જતો ત્યારે તે શેઠની નજરે પડેલો; પણ ગોવિંદ તો શેઠને બરાબર ઓળખતો હતો. હવે ગોવિંદને સમજાયું કે પોતે જયમનની સાથે જમવા આવવાનો જવાબ બહુ મોડો આપ્યો તેથી ગિરીશ જે મુશ્કેલીમાં મુકાયો હતો તે આ જ મુશ્કેલી હતી! ગિરીશ ગોવિંદની સાથે બીજા મિત્રોને જમવા બોલાવવા ઇચ્છતો નહોતો, અને ગોવિંદનો જવાબ નહિ આવવાથી તેણે બીજા મિત્રોને નોતરું આપેલું, અને પાછળથી ગોવિંદ આવવાનો જવાબ મળ્યો એટલે તેની ઇચ્છા વિરુદ્ધની વસ્તુસ્થિતિ આવી ઊભી રહી હતી. પણ હવે શું થાય? ગોવિંદને ના કહેવાય નહિ તેમ શેઠને તેમની ઉપપત્ની સાથે આવવા નોતરું આપેલું તે પણ કેવી રીતે પાછું ખેંચી લેવાય?

ગિરીશે સુનીતિચંદ્ર શેઠની સાથે ગોવિંદની ઓળખાણ કરાવી એટલે શેઠે કૃત્રિમ સ્મિત સાથે ગોવિંદની સાથે હસ્તધૂનન કર્યું અને ગોવિંદ પણ જાણે શેઠને પહેલી જ વાર જોતો હોય એવો કૃત્રિમ દેખાવ ધારણ કરીને બેઠો. શેઠ અને ગિરીશ વચ્ચે પહેલાં મુંબઇનાં

હવાપાણીની વાતો ચાલી, પછી ઘોડદોડની શરતમાં દોડનારા ઘોડાઓની વાતો નીકળી, એટલામાં ગિરીશના એક વધુ મિત્ર આવ્યા.

ગિરીશે ઉત્સાહભેર ઊઠીને મિસ્તર ગંજવાલા સાથે પહેલાં સુનીતિચંદ્ર શેઠની ઓળખાણ કરાવી અને પછી ગોવિંદની ઓળખાણ કરાવી. ગંજવાલા એકલા જ હતા, તેમની સાથે પત્ની કે ઉપપત્ની નહોતી અને તે શેઠ કરતાં કાંઈક વધુ ખુશમિજાજમાં હતા. તેમણે પણ ઘોડદોડની વાતોમાં રસ લેવા માંડ્યો એટલે ગોવિંદને માત્ર તે વાત રસપૂર્વક સાંભળવાનો દેખાવ ધારણ કરીને મૂંગા બેસી રહેવું પડ્યું.

એટલામાં જેકબ કૉફી લાવ્યો, પણ કૉફી સાથેની સામગ્રી અભિનવ હતી. કૉફીની સાથેના સુગંધી કેક અવનવાં હતાં અને જે પ્યાલા–રકાબી–કિટલી–મિલ્ક પોટ–શુગર પોટ જેકબ લાવ્યો હતો તે બધાં પણ અત્યંત સુશોભિત અને મૂલ્યવાન હતાં. એ બધી સામગ્રી જે ચાંદીની ટ્રેમાં મૂકી હતી તે ટ્રે પણ ઓછામાં ઓછી બસો–ત્રણસો રૂપિયાની કિંમતની હશે એવું ગોવિંદે અનુમાન કર્યું. મહેમાનોને માટે એ જુદી જ સામગ્રી ગિરીશે વસાવી હોવી જોઈએ. સૌએ પોતપોતાને માટે કૉફીના કપ તૈયાર કર્યા, પણ ગોવિંદે દૂધનો કપ તૈયાર કર્યો, અને સૌની સાથે પીવા માંડ્યો. બીજાએ સારી પેઠે કેક ઉડાવ્યા પણ ગોવિંદ કેકને અડકયો નહિ. ગિરીશ ગોવિંદને સારી પેઠે પિછાણતો હતો અને મહેમાનો પણ શુદ્ધ ખાદીના સાદા પોશાકની આરપાર તેના વ્યક્તિત્વને ઓળખી ગયા હતા એટલે તેના એ 'ચોખલિયા' આચાર ઉપર કોઈએ ટોળ–મજાક ઉડાવી નહિ.

પાસેના રૂમમાં સ્ત્રી મહેમાનોને પણ એવી જ રીતે દૂધ કૉફી પીરસાયાં હતાં. કૉફીપાનને અંતે ગોવિંદ સિવાયના બધાએ સિગારેટો સળગાવી, એટલામાં નોકરે આવી ખબર આપી કે ભોજન તૈયાર છે અને પાટલા નંખાઈ ગયા છે.

"પાટલા?" ગંજવાલાએ મ્હોં મચકોડીને પૂછ્યું.

ગિરીશે હસીને કહ્યું: "આજે પાટલાનાં મહેમાન વધારે છે, એટલે તમારે પણ ચડ્ડી ભેર જમવા બેસવું પડશે. અથવા તો ઇચ્છા હોય તો 'ડાઇનિંગ રૂમ'માં ભાણું મોકલું."

પાટલૂનનાં બટ્ટન ખોલતાં ગંજવાલાએ સ્મિત કરીને કહ્યું: "નહિ નહિ, એ રીતે હું ન્યાત બહાર રહેવા ઇચ્છતો નથી."

ગોવિંદે એ પણ જાણ્યું કે ગિરીશને ત્યાં દેશી અને પરદેશી બેઉ પદ્ધતિએ ભોજન કરવાની વ્યવસ્થા હતી, અને કદાચ ભોજનના પ્રકાર પણ બેઉ પ્રકારના ચાલતા હોય.

પણ આજે તો બીરંજ, પૂરી અને મઠાનું દેશી ભોજન જ તૈયાર કરવામાં આવ્યું હતું. એ મુખ્ય ભોજનપદાર્થોની સાથે રાઇતાં, શાક, ચટણીઓ, ભજિયાં, અથાણાં પુષ્કળ હતાં. ચાંદીના તાટ, ચાંદીની વાડકીઓ, ચાંદીના ચમચા–ચલાણાંનો ઠાઠ એવો તો મનોહર હતો કે આવા ભપકાભર્યા ભોજનસમારંભમાં બીજાઓની સાથે બેસીને જમતાં પણ પોતાને બરાબર આવડશે કે નહિ, ભોજનની શિસ્ત પોતે જાળવી શકશે કે નહિ, રીતભાતમાં પોતે હાંસી કે ટીકાને પાત્ર તો નહિ બની જાય, એવી એવી શંકાઓ ગોવિંદના મનમાં ઉત્પન્ન થવા લાગી.

પુરુષવર્ગ અને સ્ત્રીવર્ગના ભોજનના પાટલા એક બીજાની સામસામે નંખાયા હતા. જયમનની એક બાજુએ માલતીનું અને બીજી બાજુએ વાયોલેટનું આસન હતું. તેને પણ ભોજન કરતી વખતે ટાટમાંની અનેક વાનીઓ જોઇને ગૂંચવણ થતી હતી કે શું ખાવું અને શું ન ખાવું; ભાવતું ખાવું અને ન ભાવતું છાંડવું એ પણ ભોજનની શિસ્તમાં કે રીતભાતમાં ખામી લાવનારું થઇ પડે તો?

ભોજન પૂરું થયા પછી પાનચર્વણ અને ધૂમ્રપાન, વાતોના તડાકા અને હાસ્ય વિનોદ; એ વામતાં પાછું ચાહપાન, વાયોલેટ અને માલતીએ કરાવેલું પિયાનોવાદનનું શ્રવણ, એ બધું માણીને કે

નિરખીને છેક સાંઝે પાંચ વાગ્યે જયમન અને ગોવિંદ પાછાં ઘેર આવ્યાં.

ગિરીશનાં બીજાં મહેમાનો તો પાછળ રોકાયાં જ હતાં, કારણકે સાંઝનો સિનેમાનો કાર્યક્રમ ગિરીશે ગોઠવ્યો હતો, જેમાં જવાની ગોવિંદ-જયમનની ઇચ્છા નહોતી.



## [૪૫] . . . . . થોડી સ્વાનુભવચર્ચા

યુરોપમાં અને આફ્રિકામાં તો યુદ્ધનો દાવાનળ ખૂબ પ્રસરી ચૂક્યો હતો અને હવે એશિયામાં પણ તેના ભડકા શરુ થઈ ગયા હતા. જાપાન યુદ્ધમાં જોડાઇને સીંગાપુર ઉપર ભીષણ મારો ચલાવતું હતું અને એશિયામાંનું એ મહાન બ્રિટિશ મથક આજ પડે-કાલ પડે એવી સ્થિતિમાં આવી ગયું હતું. જાપાનનો હિંદ પરનો હુમલો કેવો ભયંકર નીવડશે, જાપાન પહેલું બંગાળ પર ત્રાટકશે કે મદ્રાસ ઉપર હવાઇ મારો ચલાવશે, તેની ગણતરી કરતા મુંબઈવાસીઓ જાનની અને ધન-માલની સલામતીને માટે પહેલાં કરતાં હવે વધારે ચિંતા કરતા થયા હતા.

ફ્રાન્સ અને આફ્રિકામાંથી લોકોને પકડી-પકડીને જર્મની તથા ઇટાલીનાં કારખાનાંઓમાં મજૂરી કરવા માટે મોકલવામાં આવતા હતા. એ જ રીતે હવે બર્મા અને હિંદની વસતીને પકડાઇને જાપાનમાં કેદી તરીકે મજૂરી કરવાનો સમય આવશે એ ભય કેટલાય હિંદીઓને કમકમાં ઊપજાવતો હતો. પરંતુ એ ભય હતો ગરીબોને અને મધ્યમવર્ગના લોકોને, ધનિકોને પોતાના ધનનું બળ આશ્વાસન આપી રહેતું હતું અને પોતે પોતાની જાતને સાતમા પાતાળમાં સંતાડી શકશે એવો ડગમગતો પણ વિશ્વાસ હતો.

જે વખતે યુરોપની પ્રજા ત્રાહિત્રાહિ પોકારી રહી હતી, ગામો અને નગરો ભાંગીને ભુક્કો થઈ રહ્યાં હતાં, કુટુંબો વેરવિખેર થઇ

ગયાં હતાં, સ્ત્રી-બાળકો યુદ્ધની આંચથી બચવાને નાસાનાસ કરતાં હતાં, લાખો અને કરોડો નિરાશ્રિતો ભોજન-પાન અને આશ્રય માટે તરફડતાં હતાં, તે વખતે હિંદુસ્તાનના લોકો પ્રમાણમાં હજી સારી પેઠે આરામમાં જીવી રહ્યા હતા તો શું હિંદુસ્તાન ઉપર ઈશ્વરની કૃપાદૃષ્ટિ હતી? રોટલાના ટુકડા માટે મોહતાજ બની રહેલા યુરોપના લોકો કરતાં પરદેશી સત્તાની ગુલામી કરી રહેલી હિંદની પ્રજા શું વધારે ભાગ્યશાળી હતી? કેટલાકો માનતા હતા કે હિંદમાં જર્મનો કે જાપાનીઓ આવે, તોય તેઓ હિંદીઓને હેરાન કરવાના નહિ, કારણકે તેઓ કાંઈ હિંદીઓ સામે યુદ્ધે ચડ્યા નથી, હિંદ ઉપર શાસન ચલાવવા બ્રિટન સામે યુદ્ધે ચડ્યા છે, અને જાપાન હિંદુસ્તાન જીતી લે તોપણ હિંદને શો વાંધો? આજસુધી બ્રિટનની ગુલામી કરી રહેલા હિંદીઓ પછીથી જાપાનની ગુલામી કરીને જીવતા તો રહેશે ને? આવી જિજીવિષા ચોમેર વ્યાપેલી જોઈને, તેની પાછળ પોષાતી કાયરતા નિરખીને અને દુનિયાની જનતાની વિષમ અવસ્થાની વચ્ચે ધન લૂંટતા તથા મિષ્ટાન્નો જમીને પેટ ઉપર હાથ ફેરવતા ધનિકોનો વિચાર કરીને ગોવિંદ કોઈ કોઈ વાર કમકમી જતો હતો. ગિરીશને ત્યાં મિષ્ટાન્ન જમીને પાછા ફરતાં પણ ગોવિંદને એ જ વિચાર આવી રહ્યો હતો.

"જયમન!" ગોવિંદે પત્નીને પૂછ્યું: "જોયોને ગિરીશની રહેણીનો ઠાઠ? એ જ ગિરીશ એક વાર કોંગ્રેસવાદી જુવાન હતો અને મારી સાથે જેલમાં પુરાયો હતો."

"હું તમારી સાથે આવી તે ઠીક થયું; મને ઘણું જોવા-જાણવાનું મળ્યું." જયમને જવાબ આપ્યો.

"ગિરીશને ત્યાં તેં શું જોયું-જાણ્યું?"

"મેં ધનવાનોની રખાતો કેવી હોય તે આજે પહેલી જ વાર જોયું. પોતાનું બધું ય વ્યક્તિત્વ પોતાના 'શેઠ' ને પ્રસન્ન કરવા માટે

જ તેઓ ન્યોછાવર કરી રહી હોય છે. પરણેલી સ્ત્રીથી એટલું થઈ શકે કે કેમ એ મને શંકા છે."

ગોવિંદના ઓઠ પર સ્મિત પ્રકટ્યું : "હં, બીજું ?"

"તેઓએ પોતાની દૃષ્ટિ એવી ચપળ બનાવી હોય છે કે તે કોઈ પણ પુરુષના ઉંડાણને એકદમ ઓળખી જઈ શકે છે."

"હં, પછી ?"

"પછી શું ? કેટલીક જાતના કપડાંનાં અને ઘરેણાંનાં મેં નામ પણ નહોતાં સાંભળ્યાં તે જાણવાનાં મળ્યાં."

"અને તેમાંની કોઈ જાતનું કપડું કે ઘરેણું મારી પાસે મંગાવવાનો તેં વિચાર પણ કર્યો હશે." ગોવિંદે સ્મિત કરતાં કહ્યું.

"ઉંહ ! હું મંગાવું અને તમે લાવી આપો એમાં મજાહ શી ?"

"ત્યારે હું વગર મંગાવ્યે લાવી આપું અને તે તું પહેરે તો તને આનંદ થાય ખરો ?"

"હાસ્તો !"

"દુનિયામાં દાવાનળ સળગે છે, તેના તણખા ઊડતા ઊડતા અહીં સુધી આવે છે, તેમાંથી કયારે આપણે આંગણે પણ આગ લાગશે તે કહી શકાય નહિ; તે વખતે કપડાં, ઘરેણાં, મિષ્ટાન્ન અને મોજમજાહનો સ્વાદ લેવાનું તને ગમે ખરું ?"

"તો પછી એ બધું ગિરીશભાઈ જેવા તમારા મિત્રને કેમ ગમતું હશે ?"

ગોવિંદે નિઃશ્વાસ નાંખીને કહ્યું : "જયમન ! એ બધા ધનના ચાળા છે. બહુ જ ઓછા શ્રમે આજે ગિરીશને ત્યાં અને સુનીતિચંદ્ર શેઠને ત્યાં ધનની રેલ ચાલી આવે છે. એ ધનનો શો ઉપયોગ કરવો તે તેમને સૂઝતું નથી, એટલે તેઓ ધનને આ રીતે વેડફે છે. તેઓ નવી નવી જરૂરીઆતો ઊભી કરે છે અને તેની પાછળ ધન ઉડાડે છે. ધનથી જે કાંઈ ખરીદી શકાય અને પોતાને ક્ષણિક પણ આનંદની પ્રાપ્તિ થાય તે તેઓ આંખો મીંચીને ખરીદે છે. જો તેમ

ન હોય તો આજથી બે વર્ષ પહેલાં જે વસ્તુઓની ગિરીશને જરૂર નહોતી તે વસ્તુઓ આજે તે પોતાને ત્યાં શામાટે વસાવે? સુનીતિચંદ્ર શેઠ મહિનામાં પંદર દહાડા મુંબઈમાં જ શામાટે ગાળવા લાગે?"

"ધન જેમની પાસે હોય તેઓ પોતાનાં સુખ-સગવડ માટે તેનો ઉપયોગ તો કરે જ ને?"

"સુખ-સગવડ પણ જરૂરીઆત પૂરતાં જ હોવાં જોઈએ. તને ખબર નહિ હોય કે આ તો ગિરીશની ત્રીજી ઉપપત્ની છે!"

"એમ?"

"હા, તેણે પોતે જ મને એ વાત કહી છે. રમકડાં બદલાવતા બાળકના જેવું કે ફરનિચર બદલાવતા કોઈ મનમોજી શેઠિયાના જેવું એ કાર્ય નથી શું? અને સુનીતિચંદ્ર શેઠ પણ પત્નીવાળા હોવા છતાં અહીં રખાત રાખીને ભટકે છે. શી ખબર તેમણે ય કેટલાં વાસણ બદલ્યાં હશે! ધનની વિપુલતા જે તરંગમય મનોદશા નીપજાવે છે તેના જ જીવતાં-જાગતાં પ્રતીક સમા ગિરીશ અને સુનીતિચંદ્ર શેઠ મને તો લાગ્યા છે. માણસના જીવનમાં આનંદ પણ જરૂરી હોય છે, પરન્તુ ધનના ચાળા કરતા આ ધનિકોના આનંદ માટેનાં રમકડાં આટલાં જ નથી. ચિત્તને આનંદનો અનુભવ કરાવવા તેઓ ઘોડદોડની શરતના મેદાનમાં જાય છે. ઘોડાના નામ ઉપર દાવ ખેલે છે. પછી ઘોડા દોડે અને પહેલા-બીજા કે છેલ્લા આવે ત્યાંસુધી ચિત્ત જે પ્રક્ષોભ પામ્યા કરે અને બીજું બધું ભૂલી જાય તે તેમનો આનંદ હોય છે. કોઈ મદ્યપી મદિરા પીને આસપાસની દુનિયાને કે વાતાવરણને ભૂલી જઈ ચિત્તની મસ્તી માણે છે, તેવી મસ્તી માણવા આ ધનવાનો જુગાર ખેલવા જાય છે. પહેલાં કરતાં આજે એ જુગાર ચારગણો વધુ ખેલાય છે, કારણકે લોકો પાસે ધન વધ્યું છે, લક્ષાધિપતિઓ તથા કરોડપતિઓ વધ્યા છે, અને તેઓનો મોટો ભાગ ધન સાથે રમત કરીને ચિત્તનો આનંદપ્રક્ષોભ માણવા મથે છે. તને લાગે છે ખરું કે આ લોકો સુખ સગવડ અને આનંદનું માપ કે સરવૈયું કાઢતા હશે?"

"મને એની શી ખબર!"

"બિલકુલ નહિ! તેઓ માત્ર ક્ષણિક વૃત્તિથી જ દોરવાઇને વર્તતા હોય છે. ધનથી જે કોઈ વસ્તુ ખરીદી શકાય તેનો ઉપયોગ કરી લેવાની તુચ્છ વૃત્તિનું જ તેમના જીવનમાં સામ્રાજ્ય ચાલતું હોય છે. ધન વસ્તુ જ એવી છે. તેની વિપુલતા તેના સદુપયોગ–દુરુપયોગનું તારતમ્ય કાઢવા થોભતી નથી. પણ જયમન! એ ધનિકો પણ એક વાર પોતાને કંગાલ બનેલા જોશે એમ મને ઘણી વાર લાગ્યા કર્યું છે."

"એ ધન નાશ પામશે એમ તમે માનો છો? એમ તો ઘણા વેપારીઓ ધન સાચવી રાખવામાં ચતુર હોય છે, તેઓ કાંઇ આંખો મીંચીને ધન ઉડાવતા નથી હોતા."

ગોવિંદ સ્મિત કરીને બોલ્યો: "ધન પાસે હોવા છતાં માણસ કંગાલ બને એ કલ્પના તું કરી શકતી નથી?"

"ધનવાન વળી કંગાલ હોય?"

"હા, જરૂર હોય. ધનથી ખરીદી શકાય તેવી વસ્તુ જ તે મેળવી શકે છે, પણ સુખી જીવન માટે એવી ઘણી જરૂરી વસ્તુઓ હોય છે કે જે ધનથી ખરીદી શકાતી નથી. તે વખતે તેને પોતાની કંગાલ દશાનું ભાન થાય છે, અને એમ પણ સમજાય છે કે પોતે ધન વડે જીવનમાં માત્ર અટકચાળાં જ કર્યાં છે, પોતાને જોઇતી વસ્તુ પોતાની પાસે નથી, ધનનો સંગ્રહ પણ તે માટે ઉપયોગી બની શકે તેમ નથી."

"ધર્મગુરુઓ કેટલીક વાર આવાં પ્રવચનો કરે છે ખરા, પણ તેઓ તો પરલોકમાં સુખ પામવા માટે ધનનું દાન કરવું અને એવું બધું કહે છે; પણ પરલોક વિશેની પ્રતીતિ લોકોને હોતી જ નથી એટલે પરલોકના સુખને બદલે લોકો ઇહલોકનાં સુખને જ વધારે ઝંખતા હોય છે"

" અરે, પરલોકની વાત કર્યા કરે છે ! ઇહલોકમાં જ એવી ઘણી વસ્તુઓ હોય છે કે જે ધનથી પ્રાપ્ત કરી શકાતી નથી, અને લોકોને કંગાલ દશાનો અનુભવ થાય છે. પહેલા વિશ્વયુદ્ધ વખતે કહે છે કે રશિયાના લોકો પાસે અને જર્મનીના લોકો પાસે લાખો ને કરોડો રૂબલ કે માર્ક હતા, પણ તેનાં કાગળિયાં એક પણ ખાદ્ય વસ્તુ ખરીદવા માટે ઉપયોગી નહોતાં ! એ લાખોપતિઓ અને કરોડપતિઓ શું તે વખતે પોતાને કંગાલ નહિ જોતા હોય ? "

" આપણા દેશનાં નાણાંની પણ વખત જતાં એવી જ સ્થિતિ થશે એમ તમે માનો છો ? "

" હું કાંઇ અર્થશાસ્ત્રી નથી કે એમ નિશ્ચિત રૂપે કહી શકું. થાય ખરી અને ન પણ થાય; પણ એ દાખલા ઉપરથી હું એમ કહેવા માંગું છું કે પાસે ધન હોવા છતાં એ ધનવડે ખરીદી શકાય તેવી કોઇ જીવનોપયોગી ચીજ માણસ જ્યારે ન મેળવી શકે ત્યારે પોતાની કંગાલ દશાનો અનુભવ તે કરે કે નહિ ? "

" વાત તો સાચી. "

" એટલા માટે હું ધનને–સ્થૂળ ધનને બહુ ઉપયોગી કે મૂલ્યવાન માનતો નથી, અને ધનથી જ સંતોષી શકાય તેવા પ્રકારની જરૂરીઆતોને વધારવા ઇચ્છતો નથી. જીવનને ઉપયોગી એવી બીજી અનેક પ્રકારની સંપત્તિઓ હોય છે તે મેળવવાને બદલે કેવળ ધન જેવી ક્ષુદ્ર સંપત્તિ મેળવવા પાછળ જીવન વેડફી નાંખવું એ કોઈ ડાહ્યા માણસને ગમે જ નહિ. "

" એટલે જ તમે દુકાનમાંથી મળતો વધુ નફો જતો કરો છો એ મને સમજાય છે. પણ મોટા ભાઇને તે ગમતું નથી. "

" મને ખબર છે. એમની અને મારી દૃષ્ટિમાં તફાવત છે, પરન્તુ એ તફાવત તો અનંત કાળથી દુનિયામાં ચાલતો જ આવ્યો છે. તેનો હર્ષ ખેદ હું કરતો નથી. કહે, હવે ફરવા જઇશું ? આજે રાત્રે ભોજન કરવાની મને જરાએ ઇચ્છા નથી. "

"મને ય ઇચ્છા નથી. ફરવા ક્યાં જઇશું ?"

"તારી ઇચ્છા હોય ત્યાં."

"તો મને આજે એકાદ ફિલ્મ જોવા જવાની ઇચ્છા છે."

"મારી ઇચ્છા નથી, પણ તારી ઇચ્છાને સંતોષવા સાથે આવવામાં મને વાંધો ય નથી."

જયમને તે વખતે જે તીર્છી આનંદોદ્રિક્ત દૃષ્ટિ ફેંકી તે ગોવિંદે ઝીલી લીધી.



## [ ૪૬ ] . . . . ઊંઘ અને ઉજાગરો

ગોવિંદે હવે ગ્રહણ કરેલી દુકાન ચલાવવાની રીતથી તેને પોતાને સંતોષ ઊપજતો હતો, પરન્તુ રામદાસને સંતોષ નહોતો. તેની અપ્રામાણિકતા છતાં ગોવિંદે તેને રજા આપી નહોતી અને રામદાસની એવી ગણતરી હતી કે વહેલાં-મોડાં પોતે ગોવિંદને નફાખોરીને માર્ગે ચડાવી શકશે, સીધો વેપાર કરવાની મુશ્કેલીનો ખયાલ તેને ઊપજાવી શકશે અને એ રીતે જૂના રાહધાટ પાછા ચાલુ થવાથી પોતાનું ગજવું પણ પહેલાંની પેઠે ભરાવા લાગશે. પરન્તુ દિવસો જતા હતા અને રામદાસ નિરાશ થતો હતો.

ગોવિંદ પોતાને દર માસે મળતો માલ અઠવાડિયામાં વેચી નાંખતો અને પછી વેપાર વિનાના દિવસો ગાળતો. એ નવરાશના વખતમાં દુકાન અનિયમિત ઊઘડતી, વહેલી બંધ થતી, પરંતુ ગોવિંદને તેની ચિંતા નહોતી. કાળા બજારમાંથી માલ લાવીને વધારે ઘેરા કાળા બજારના ભાવે માલ વેચવાથી દુકાન ચલાવી શકાત પરન્તુ તેને તેમ કરવું નહોતું. રામદાસને આ પદ્ધતિ ગમતી નહિ, તે ગોવિંદને સમજાવવા મથતો પણ ગોવિંદ સમજતો નહિ એટલે છેવટે બીજે નોકરીની વ્યવસ્થા કરીને રામદાસ છૂટો થઇ ગયો. ગોવિંદે તેને ખુશીથી જવા દીધો.

એક વાર પેપર કંટ્રોલ ખાતાનો ઈન્સ્પેક્ટર ગોવિંદની દુકાને આવ્યો અને તેણે દુકાનની બીલબૂક તથા કેશમેમો બૂક જોવા માંગી. ગોવિંદે બેઉ વાનાં રજૂ કર્યાં. અર્ધો કલાક સુધી ઈન્સ્પેક્ટરે બીલો ચૂંથ્યાં, તેમાંથી કાંઇ કાંઇ નોંધો કરી લીધી, અને ગોવિંદ બધું મૂગો મૂગો જોઇ રહ્યો.

બીલબૂક અને કેશમેમો તપાસી રહીને તેણે સ્ટોક રજીસ્ટર માંગ્યું અને ગોવિંદે તે રજુ કર્યું. સ્ટોક રજીસ્ટરમાં રોજેરોજના વેચાણના આંકડાની સાથે માલના જથાની એટલી સ્પષ્ટ સમજ હતી કે એક બાળક પણ વહીવટની ચોખવટ સમજી જાય; પરન્તુ ઇન્સ્પેક્ટર જાણે કશું સમજતો ન હોય તેમ પૂછવા લાગ્યો: “ આ પ્રિંટિંગ પેપર તમે પ્રકાશકોને જ આપ્યા છે તેની ખાતરી શી ? ”

“ એ ખાતરી આપ કરી શકો છો. જેમને આપ્યા છે તેમનાં નામ નોંધી લો અને આપ તપાસ કરી લો. ”

“ એટલા માટે જ હું કહું છું કે તમે બધો માલ પ્રકાશકોને જ નથી આપ્યો, ફાલતુ માણસો પણ લઈ ગયા લાગે છે. ”

“ હશે કદાચ. ”

“ એટલે ? પ્રકાશકોને જ પ્રિંટિંગ પેપર ખરીદવાનો અધિકાર છે, બીજાને નહિ. ”

“ એ બીજાઓ સામે આપે પગલાં લેવાં જોઇએ. ”

“ નહિ, બીજાઓને તમે માલ આપ્યો એ તમારો ગુન્હો ગણાય. ” ઇન્સ્પેક્ટરે ગોવિંદની સામે કડક દૃષ્ટિથી જોતાં કહ્યું.

“ એવો ગુન્હો મેં કર્યો નથી. પરમીટ લઇને આવનારને માલ આપવો એવું સરકારી ફરમાન નથી. ”

“ એમ ? મારા કરતાં તમે કાયદો વધારે સારી રીતે જાણતા હશો ! ”

“ કાયદો સમજીને મેં વેપાર કર્યો છે, તેમાં મારો ગુન્હો થતો હોય તો તમે પગલાં લઇ શકો છો. ”

" પગલાં લઈશું ત્યારે તમને બહુ ભારે પડી જશે, મિસ્ટર! તેટલા માટે તો હું વેપારીઓ સાથે હંમેશાં મિત્રભાવે વાત કરું છું; પણ તમને તેની કદર હોય એમ લાગતું જ નથી."

ગોવિંદ હોઠમાં હસીને બોલ્યો: " આપની કદર કરનાર અમે કોણ? આપની કદર તો આપને પગાર આપતી સરકાર જ કરી શકે."

આવો સીધો જવાબ સાંભળીને ઇન્સ્પેક્ટર ચિડાયો અને બોલ્યો: " વારુ, વારુ, તમે નફો કેટલો કરો છો?"

" મારી હજી નવી દુકાન છે, થોડા મહિના પહેલાં જ મેં ચાલુ દુકાન ખરીદી છે એટલે નફો કેટલો થયો તેની મને ખબર નથી."

" એમ કાંઇ હોય? કોઇ પણ વેપારીના ખયાલની બહાર એ હોઇ શકે નહિ. મને તમારી બેંકની પાસબુક બતાવો."

" તે હું તમને નહિ બતાવી શકું."

" કેમ વારુ?"

" તે જોવાનો તમને અધિકાર નથી." ગોવિંદે ગંભીર રીતે કહ્યું: " તમે ઇન્કમટેક્સ ઓફીસર થઇને આવો એટલે બતાવીશ."

" એમ? મિસ્ટર! તમારું આ વર્તન તમને ભારે પડી જવાનું છે હોં!"

" તેની ચિંતા આપે ન કરવી. મારો ભાર હું ઉપાડી લઇશ."

ઇન્સપેક્ટર આ જવાબ સાંભળીને સડક થઈ ગયો. જે દાવ તેણે બીજે ઠેકાણે સફળતાથી અજમાવ્યા હતા, તે દાવ ગોવિંદ પાસે ખાલી જતા જોઇને તે ઊંચોનીચો તો ખૂબ થયો, પણ ગોવિંદે તેને જરાય ગણકાર્યો નહિ.

ઇન્સપેક્ટર આથી વધુ ચિડાયો અને બોલ્યો: " તમે એમ ન માનશો કે હું તમારી વેપારની રીત નથી સમજતો. તમે કાળું બજાર કર્યું હોવાના મારી પાસે પુરાવા છે અને તેથી જ હું તમારી

દુકાન તપાસવા આવ્યો છું. તમારી દુકાનમાં રામદાસ નામનો કોઇ માણસ હતો ?"

"હા હતો, અને કેટલાક દિવસ પહેલાં તે છૂટો થયો છે."

ઇન્સ્પેકટરના આ પ્રશ્ન ઉપરથી ગોવિંદને સૂચન મળવું જોઇતું હતું કે રામદાસે જ ઇર્ષ્યા કરીને કાંઇ ચાડી ખાધી હશે અને તેથી આ ઇન્સ્પેકટર આવ્યો હશે, પરન્તુ એવું સૂચન પણ ઇન્સ્પેકટરના પ્રશ્નમાંથી ગોવિંદે તારવ્યું નહિ અને તે ભય પામ્યો નહિ.

"એ રામદાસને હાથે તમે કાળું બજાર કરાવ્યું હોવાનું હું જાણું છું."

ગોવિંદ હસીને બોલ્યોઃ "તમે કેવા ભલા માણસ છો ! તમે બધું જાણો છો, તે છતાં તમે રામદાસને કે મને પકડવાનું વોરંટ લીધા વિના આવ્યા છો !"

"ગભરાશો નહિ, એ વોરંટ પણ તમારે માટે હવે હાથ-વેંતમાં છે." એમ કહીને ઇન્સ્પેકટરે કરડાકીથી ગોવિંદની સામે જોયું, પણ ગોવિંદના વદન પર ગભરાટનું એકકે ચિહ્ન જણાયું નહિ. ઇન્સ્પેકટરનું એકકે એક આક્રમક પગલું જાણે દિવાલ સામે અથડાઇને પાછું પડતું હોય એમ તેણે જોયું અને તપાસ પડતી મૂકીને તે ઊઠ્યો તથા ધૂંધવાતો ચાલ્યો ગયો.

ચંપકલાલે ગોવિંદને કહ્યુંઃ "તમે ઇન્સ્પેકટરને બહુ ચીડવ્યો છે એ ઠીક નથી કર્યું. હવે તે આપણને મુશ્કેલીમાં મૂકવાને કાંઈ કાંઇ કરશે."

"મેં તેને જાણી જોઇને ચીડવ્યો નથી. તે મારી પાસેથી સો-બસો પડાવવા આવ્યો હતો એ મેં જાણી લીધું હતું અને હું તેને એક પાઇએ લાંચની આપવા ઇચ્છતો નહોતો, એટલે સ્વાભાવિક રીતે જ તે ચિડાઈ જાય તેમ હતું. તેણે પોતાના અધિકારની બહારના પ્રશ્નો મને પૂછ્યા, તો તેણે તેના તેવા જ જવાબ સાંભળવાને તૈયાર રહેવું જોઇએ."

“ પણ તે કાંઇ ને કાંઇ ભૂલ શોધી કાઢીને આપણા ઉપર જરૂર કેસ કરશે. ”

“ ભલે ને કરે; તેને લાંચ જોઇતી હતી, કોર્ટને કાંઈ લાંચ જોઈતી નથી, એટલે તે કેસ કરે તોય ફાવવાનો નથી. ”

“ આજે તો હિંદ સંરક્ષણ કાયદાને નામે કોર્ટો પણ લૂંટવા જ બેઠી છે, એટલે કેસ થાય તો તેનું શું પરિણામ આવે તે કહી શકાય નહિ. ” ચંપકલાલે દલીલ કરી.

“ પણ એટલું તમે ભૂલશો નહિ કે જુદા જુદા કાયદાની ગૂંચવણો અને છટકબારીઓ આ ઇન્સ્પેકટરો તથા તેમના ઊપરીઓ પણ સમજતા નથી, એટલે કોર્ટમાં જતાં પહેલાં તેઓના પગ પણ ધ્રૂજતા હોય છે ! તે વિના આટઆટલાં કાળાં બજાર ચાલતાં ન હોય અને પકડાયલાઓ પણ હિંમતથી વેપાર કરતા ન હોય. ”

“ હું એથી જુદું સમજું છું. પકડાયલાઓ ઉપર પણ કેસ નથી થતા અને તેઓ વેપાર કર્યે જાય છે કારણ કે તેઓ ઈન્સ્પેકટરોનાં મ્હોં ભરતા હોય છે, અને તમે તેનું મ્હોં ભરવાની ના કહી, એટલે જ મને ભય છે કે તે આપણા ઉપર તો જરૂર કેસ કરવાનો. ”

ગોવિંદે હસીને કહ્યું: “ મને એવો ભય નથી, છતાં જો તે કેસ કરે તો તેમાં તે ફાવવાનો નથી એવી મારી ખાતરી હોઇ હું નિશ્ચિંત છું. ”

દુકાન બંધ કરીને શેઠ–ગુમાસ્તો છૂટા પડ્યા અને ગોવિંદ ઘેર ગયો. આજે સંધ્યાકાળે રાણીના બાગમાં ફરવા જવાનું ગોવિંદે અને જયમને અગાઉથી નક્કી કરી રાખેલું હતું એટલે બેઉ ફરવા નીકળી પડ્યાં તે છેક રાત્રે આઠ વાગતાં પાછાં ફર્યાં. ત્યારપછી જયમને પૂરીઓ બનાવી અને બેઉ જમીને સૂઈ ગયાં.

રાત્રિના બાર વાગ્યા હશે, એ વખતે એકાએક તેમનું બારણું ખખડ્યું અને “ ગોવિંદભાઇ ” ના નામની કોઇએ બૂમ મારી. જયમને જસુભાઇનો સ્વર ઓળખ્યો. ગાઢ ઊંઘમાં પડેલા ગોવિંદને

તેણે માંડમાંડ જગાડયો અને કહ્યું: "એકાએક જસુભાઈ કાંઇ કામે આવેલા લાગે છે."

આંખો ચોળતો ગોવિંદ બોલ્યો: "ભલા માણસ છે! નકામા ચિંતા કરે છે. એમાં ડરવા જેવું શું હતું કે અત્યારે તેમણે ફેરો ખાધો?"

"એવું શું છે?"

"દુકાને કાગળ ખાતાનો ઇન્સ્પેકટર આવ્યો હતો તે કેસ કરવાની ધમકી આપી ગયો છે. મેં તો જસુભાઇને કહ્યું નથી પણ પેલા ચંપકલાલે કહ્યું હશે તેથી તેમને ચિંતા થઈ હશે એટલે અત્યારે દોડતા આવ્યા લાગે છે."

"મને તો તમે એ વાત નથી કહી."

"તને કહેવા જેવું એમાં શું હતું? ઠીક, પણ હવે બારણું તો ઉઘાડ."

જયમને કપડાં સમાં કરી બારણું ઉઘાડયું અને ગોવિંદ સ્વસ્થ થતો બહારના રૂમમાં આવી બોલ્યો: "જસુભાઈ! આટલી મોડી રાતે તમે શામાટે તસ્દી લીધી? કાલે હું તમને મળવાનો જ હતો અને બધી વાત કહેવાનો હતો."

"શાની વાત?"

"આજે મારી દુકાને ઇન્સ્પેકટર આવ્યો હતો અને તે કેસ કરવાની ધમકી આપી ગયો છે એ વાત તમે સાંભળી લાગે છે."

"ના રે ભાઇ! એ બાબતની તો મને કશી ખબર નથી."

"તો પછી તમે અત્યારે શાને તસ્દી લીધી? કાંઈ ચિંતામાં હો એવું લાગે છે."

"હા, એવું તો ખરું જ ને. તમે નિરાંતે ઊંઘો છો અને અમારા નસીબમાં ઉજાગરા લખેલા છે તેથી દોડધામ કરીએ છીએ."

જસુભાઇની વાતની એ પ્રસ્તાવના ગોવિંદને ચિંતા ઊપજાવવા લાગી. તેણે પૂછ્યું: "પણ એવું શું બન્યું છે? ઘરમાં બધાં કુશળ તો છે ને?"

"હા, વાત બીજી છે. હું મોટી મુશ્કેલીમાં આવી પડ્યો છું અને તે મુશ્કેલી તમારાથી ટળે તેમ લાગ્યું એટલે હું તમારી પાસે આવ્યો છું."

"ભલે આવ્યા, કહો શી વાત છે?"

ગોવિંદે જસુભાઈ માટે ખુરશી ખેંચી આણી અને પછી બેઉ જણા બેઠા.



## [૪૭] . . જસુભાઇને ગોવિંદ નિરાશ કરે છે

દેશમાં સરકારી ચલણી નાણાંને સોજા ચડી ગયા હતા. લોકો અને છાપાવાળા તેને 'ફુગાવો' કહેતા. કોઇ દર્દીના અવયવોને સોજા ચડે છે ત્યારે તેનું લોહી પાણીના રૂપમાં ફેરવાતું જાય છે અને તાકાત ઘટતી જાય છે, તેવી જ રીતે સોજા ચડી ગએલું ચલણી નાણું નીરોગી નહોતું, ઘટી ગએલી તાકાતવાળું હતું અને તેમાંનાં શુદ્ધ લોહીનાં કણો ઓછાં થઇ ગયાં હતાં. અર્થશાસ્ત્રીઓ અને વેપારીઓને ભય હતો કે આ કાગજી નાણું કોઇ વાર કાગળના કકડા રૂપ જ બની જવાનું છે, અને સેવમમરાનાં પડીકાં બાંધવા માટે જ ઉપયોગી રહેવાનું છે! આથી હાથમાં આવેલાં નાણાંનો ઉપયોગ કોઇ પણ જીવનોપયોગી કે જરૂરી ચીજ ખરીદવા માટે, સોનું–ચાંદી લેવા માટે, જમીન ખરીદવા માટે કે ધંધા–ઉદ્યોગની કંપનીઓના શેરો લેવા માટે કરવા પાછળ ઘણા ચતુર વેપારી–ધંધાદારીનું ચિત્ત રહ્યા કરતું. આવી ખરીદી અને સંઘરો એ જ લોકોનું લક્ષ્ય રહેવાથી ઘણી ચીજો હદબહાર મોંઘી થતી જતી હતી અને તે ઉપરાંત ફરતાં ચલણી નાણાંના આંકડા આગળ ને આગળ વધ્યે જતા હતા.

સરકારે ઘણી વસ્તુઓના ભાવ બાંધ્યા હતા, પરન્તુ એ ભાવે સરકાર પોતે વેપારીઓ પાસેથી કે માલ ઉત્પાદન કરનારાઓ પાસેથી તે વસ્તુઓ ખરીદી લેતી; લોકોને એ બાંધ્યે ભાવે માલ ભાગ્યે જ

મળતો, એટલે ઘણી વસ્તુઓનાં કાળાં બજાર ચાલતાં. કોઈ વાર બજારમાં કોઈ માલ દેખાતો ન હોય, સરકારને તે માલ જોઈતો હોય અને કોની પાસે તે માલ છે તેની માહિતી તેની પાસે ન હોય, ત્યારે દલાલોને વચ્ચે રાખી સરકારને પણ કાળાં બજારને ભાવે યુદ્ધની જરૂરીઆત માટે માલ ખરીદવો પડતો! એ ઝેરી કુંડાળું વધારે ને વધારે વિસ્તરતું જતું હતું અને દેશમાં લક્ષાધિપતિઓ તથા કોટિપતિઓની સંખ્યા વધ્યે જતી!

પરન્તુ જમણે હાથે ખવડાવેલો નફો ડાબે હાથે પાછો લેવાની જોગવાઈ સરકારે અગાઉથી કરી રાખી હતી! તેણે ઇનકમટેક્સના દર વધાર્યા હતા, અને વધારાના નફા ઉપરનો કર એટલો બધો ઠરાવ્યો હતો કે જેથી નાણાં પેદા કરનારના હાથમાં સેંકડે બે પાંચ ટકા જેટલાં નાણાં ભાગ્યે જ રહેવા પામે! આવી રીતે નફાનાં નાણાંમાંથી મોટો ભાગ પડાવીને સરકાર ચલણી નાણાંનો ફુગાવો ઓછો કરવા મથ્યે જતી.

ઊંટ પોતાનાં વાંકાંચૂંકાં અંગો અને ઢેકા-ઢૈયાવાળી પીઠને જોરે એમ માનતું હતું કે હવે કોઈ માનવી પોતા પર સવારી કરવાની હિંમત કરશે નહિ, પરન્તુ જ્યારે માનવીએ લાકડાનું કાઠું બનાવીને તે ઊંટની પીઠ પર મૂકી સવારી કરવા માંડી ત્યારે તેનો ગર્વ ઓગળી ગયો! તેમ જ્યારે વેપારીઓએ નફાનાં નાણાંમાંથી સરકારને કર ન આપવા કે ઓછો આપવાને માટે હિસાબના ચોપડા લખવામાં ચતુરાઈ વાપરવા માંડી, કાળા બજારના નફાની રકમો અદ્ધર ઉડાવી દેવા માંડી, નફાનો મોટો ગાળો જુદી જુદી ભાગીદારી સ્થાપીને વહેંચી લેવાની અને તે માટે દેશી રાજ્યોમાં નવી પેઢીઓ ખોલવાની તદબીર ચલાવવા માંડી, ત્યારે સત્તાવાળાઓને ભાન થયું કે પોતાનો ઊંટશાહી ગર્વ ખોટો હતો.

કેટલીક વસ્તુઓના નફાના દર સરકારે વેપારી પ્રત્યે ખૂબ ઉદારતા દર્શાવીને બાંધ્યા હતા. વીસ ટકા જેટલો નફો તો કેવળ

સામાન્ય ધોરણનો મનાતો. કેટલીક વસ્તુઓમાં તો તેથી વધુ નફો ઠરાવેલો હતો જે પ્રમાણ સો ટકા સુધી પણ પહોંચતું! પરન્તુ એ મોટો નફો ખાનારા વેપારીઓ તેમાંનો મોટો ભાગ સરકારને ઇનકમટેક્સના રૂપમાં પાછો વાળશે એવી ગણતરી સરકારના મનમાં હતી જ. એ ગણતરીને ઊંધી વાળવા ઇચ્છનારા વેપારીઓમાંના એક જસુભાઇ હતા.

ઇનકમટેક્સ ઓફીસરના હાથમાં તેમના ચોપડા ગયા હતા અને તેમાંની કેટલીક રકમો ઉપરથી ઓફીસરે વિશેષ માહિતીની માંગણી કરી હતી. વેપારીઓની નામું લખવાની તરકીબો કાંઇ એ નિષ્ણાત માણસથી અજાણી ન જ હોય. તેણે જસુભાઇની તરકીબની ચાવી શોધી કાઢીને જે વિશેષ માહિતી માંગી હતી તે જસુભાઇ આપી શકે તેમ નહોતું. ક્યાંથી આપે? જે પેઢીઓનું અસ્તિત્વ જ નહોતું તેવી પેઢીઓ પાસેથી પોતે પેનો અને ઘડિયાળો ખરીદેલાં એવું ચોપડામાં બતાવેલું. એ પેઢીઓ લાહોર, અમૃતસર અને કરાંચીની દેખાડેલી, એટલે તે મુંબઇ પ્રાંતની હકુમતની બહાર હતી, પરન્તુ ઇનકમટેક્સ ખાતું તો દેશના કોઇ પણ ભાગ માંહેની માહિતી મેળવવા શક્તિમાન હોય છે. આ પેઢીઓનાં નામ–ઠામ ઓફીસરે નોંધી લઇને જસુભાઇને હુકમ કરેલો કે આવતી મુદતે તેમણે એ પેઢીઓ સાથેનો પત્રવ્યવહાર રજુ કરવો અને આવેલાં રેલ્વે પાર્સલો અંગે જે કાંઇ વીગતો નોંધી રાખી હોય તે પણ સાથે લેતા આવવું. હજી તો આ પાશેરામાં પહેલી પૂણી હતી. વેપારને અંગે ચલાવેલી હીકમતોમાંની આ એક જ હીકમતની જડતી લેવાઇ રહી હતી. બીજી હીકમતોની જડતી લેવાતાં તેમની શી સ્થિતિ થાય તે જસુભાઇ વિચારતા હતા અને ધ્રૂજી જતા હતા.

જ્યારે ગોવિંદ નિરાંતે ઊંઘતો હતો, ત્યારે જસુભાઇ ઉજાગરો કરીને તેની પાસે આવ્યા હતા તેનું કારણ તેમને માથે આવી પડેલી આ આપત્તિ જ હતી.

જસુભાઈએ સંક્ષેપમાં ગોવિંદને બધી વાત કહી સંભળાવી. આંખોમાં ઊંઘ હોવા છતાં પ્રયત્નપૂર્વક ચિત્તને જાગ્રત રાખીને ગોવિંદે તે સાંભળી અને પૂછ્યું : "આ આપત્તિમાં હું તમને કેવી રીતે મદદગાર બની શકું તે મારાથી સમજાતું નથી."

"હમણાં જ મને એક વેપારીએ ખબર આપી કે આ ઇન-કમટેક્સ ઓફીસર અને તમારા પેલા મિત્ર ગિરીશચંદ્ર એ બેઉને ગાઢ દોસ્તી છે."

"એમ ! ઓફીસરનું નામ શું ?"

"મિસ્તર ગંજવાલા."

"હા, ઓળખ્યા." ક્ષણભર થોભીને ગોવિંદે પૂછ્યું: "એટલે કરવાનું શું ?"

"જો ગિરીશચંદ્રને વચ્ચે નાંખીને તમે ગંજવાલા સાથે મારું કાંઇક સમાધાન કરાવી આપો તો હું આફતમાંથી ઊગરી જઉં. ગંજવાલા બહારથી કડક દેખાય છે, પણ અંદરથી લાગવગને વશ થાય છે." જસુભાઇએ આશાતુર દૃષ્ટિએ ગોવિંદની સામે જોયું.

ગોવિંદ વિચારમાં પડી ગયો. જસુભાઇ અને ગંજવાલા વચ્ચે સમાધાન કરાવી આપવાનું એટલે કે જસુભાઇ પાસેથી બે ત્રણ હજાર ગંજવાલાને છાની રીતે ખવડાવવાના, જેથી જસુભાઇને ઇન્કમટેક્સ મોટી રકમનો ભરવો પડે નહિ, અથવા તો ઇન્કમટેક્સ બચાવવા માટે ચલાવેલી તરકીબના ગુન્હા માટે દંડાવું પડે નહિ.

ગોવિંદે મનમાં ખૂબ ઘૂંટીને નરમાશથી જવાબ આપ્યો : "એવા કામમાં મને ન પાડો, જસુભાઇ !"

"આ કોઇ પરાયાનું કામ નથી, મારું પોતાનું કામ છે અને તમારાથી બની શકે તેવું છે એટલે જ મેં આટલી મોડી રાતે તમને ઊંઘમાંથી જગાડ્યા છે કે જેથી સવારના પહોરમાં જ આપણે ગિરીશચંદ્રને મળવા જવાનો સમય નક્કી કરી શકીએ."

"મને ઊંઘમાંથી જગાડ્યો તેમાં શું? અને તમારું કામ હું ન કરું તો બીજું કોણ કરે? તમારો મારા પર હક્ક છે અને તમે મારા પર અનેક ઉપકારો કર્યા છે. પરન્તુ આ કામ મારાથી નહિ થઇ શકે. દિલ ડંખે એવા કામમાં હું પડતો નથી."

"ગોવિંદભાઇ! તમે મારા થઇને આવું કહો છો?"

"મને કોઇ પણ બીજું કામ બતાવો, અને હું તે કરીશ; મારો આત્મા દુભાય એવું કામ મારાથી નહિ થાય. તમે મારી વિચિત્રતાઓ તો જાણો છો."

"હા, જાણું છું, પરન્તુ મારા પોતાના કામને અંગે તમે સાફ-સાફ ના પાડશો તેવી મને કલ્પનાય નહોતી..." એમ કહેતાં કાંઇક રોષ અને કાંઇક નિરાશાથી ઘેરાયેલા વદને જસુભાઇ ઊઠ્યા.

"માફ કરજો, જસુભાઇ! હું બહુ લાચાર છું. જે કારણે હું મારા પોતાના વેપારમાં કાળા બજારનો નફો કરી શકતો નથી, જ્યાંથી-ત્યાંથી માલ ખેંચી લાવીને આખો મહિનો દુકાન ચલાવી શકતો નથી અને ઇન્સ્પેક્ટર મને ધમકાવવા આવે તો એની ધમકીને ગણકારતો નથી, તે જ કારણે હું બીજાઓના તેવા ધંધામાં પણ સીધી કે આડકતરી રીતે સહકાર કરી શકતો નથી. એટલે તમે મારા પર માઠું ન લગાડતા."

"માઠું તો લાગે છે પણ તમારી લાચારી મનેય લાચાર બનાવે છે એટલે કશું કહેવાનું રહેતું નથી."

જસુભાઇ ગયા એટલે દ્વાર વાસીને ગોવિંદ શય્યાખંડમાં પાછો ફર્યો. જયમને બધી વાત સાંભળી હતી. તેને જેવી રીતે ભાઇ ઉપર લાગણી થતી હતી, તેવી રીતે સ્વામીના નિર્મળ આચારપ્રેમ માટે પણ લાગણી થતી હતી. આટલા સહવાસ પછી સ્વામીના પવિત્ર વિચારો પ્રત્યે તેનામાં માન પ્રકટ્યું હતું, એટલે જસુભાઇએ માગેલી મદદ આપવાની ના કહેવા માટે તે પતિ ઉપર માઠું લગાડી શકી નહિ.

ગોવિંદે પૂછ્યું: "તેં બધું સાંભળ્યું ને?"

"હા સાંભળ્યું. હવે એ શો માર્ગ કાઢશે? મને ચિંતા થાય છે."

"માર્ગ તો સીધો છે. વાંકીચૂંકી રીતે બધો નફો ગળી જવાનો લોભ છોડી દે અને બધો નફો ખુલ્લો કરી નાંખે તો કશી આફત નથી."

"ત્યારે તમે એમને એવી સલાહ કેમ ન આપી?"

"તે બધું સમજે છે. મારે સલાહ આપવાની જરૂર જ રહેતી નથી. એમને કાળા બજારનો નફો સરકારને ઇનકમટેક્સ આપ્યા વિના ગળી જવો છે, એ લોભ તેમને ઉજાગરો કરાવે છે. જો સાચી રીતે ઇનકમટેક્સ આપવો હોય તો કશો વાંધો જ નથી. જેવી રીતે હું પેલા ઇન્સ્પેક્ટરની ધમકીને ગણકાર્યા વિના નિરાંતે ઊંઘી શકું છું તેવી રીતે જસુભાઇને નિરાંતે ઊંઘવું હોય તો માર્ગ મોકળો છે. એ ગંજવાળો પૂરો ઇનકમટેક્સ લેશે, બીજું શું કરી શકવાનો છે?"

જ્યાં જ્યાં ચિત્તની અશાંતિ હોય છે ત્યાં ત્યાં ચિત્તનો કોઇ વિકાર કે વાસનારૂપ કોઇ ને કોઇ કારણ રહેલું જ હોય છે, એ અર્થનું કાંઇક બેચાર દિવસ પહેલાં જ જયમને કોઇ પુસ્તકમાં વાંચ્યું હતું અને ગોવિંદે તે વિષે જયમન સમક્ષ વિવેચન પણ કર્યું હતું, એટલે જસુભાઇના ઉજાગરા અને ગોવિંદની શાંત ઊંઘ વચ્ચેનો ભેદ સમજવામાં જયમનને તકલીફ પડે તેમ નહોતું.



## [૪૮] . . . . પરોપકાર કે કાયરપણું ?

ગોવિંદને દિલમાં દુઃખ તો થયું કે જસુભાઇએ એક જ વાર બતાવેલું કામ પણ કરી આપવા પોતે તૈયાર થઇ શક્યો નહિ; એથી જસુભાઇને રોષ ચડે એ સ્વાભાવિક પણ હતું. જસુભાઇની જગ્યાએ પોતે હોય તો પોતે ઇન્કમટેક્સ બચાવવા માટે આવું કામ કરવા તૈયાર થાય નહિ એ વાત બાજુએ રહી; આવું કામ પોતાનું હોય અને

કોઇ મિત્ર કે સગો તે કરવાની પવિત્ર હેતુપૂર્વક ના કહે તો પોતાને બિલકુલ રોષ ચડે નહિ એમ ગોવિંદ માનતો હતો; પરન્તુ જસુભાઇ અમે થવા ઉદાર, વિવેકી અને પ્રેમાળ સગા હોવા છતાં રીઢા વેપારી માણુસ હતા. તેમને રોષ ન ચડે એ જ નવાઇની વાત.

બીજે દિવસે સાંઝે દુકાનેથી નીકળીને ગોવિંદે જસુભાઈની દુકાન તરફ લટાર મારી પણ જસુભાઇ દુકાને નહોતા. ત્રીજે દિવસે જસુભાઇ દુકાને મળ્યા પણ તેમનું મ્હોં રોષથી ખૂબ ફૂલી ગએલું જોઈને ગોવિંદ તેમની સાથે કશી વાતચીત કરવાની હિંમત કરી શક્યો નહિ. વળી પાછા બે દિવસ જસુભાઇનો અને ગોવિંદનો મેળાપ ન થઇ શક્યો અને દુકાન પરથી તેના જાણુવામાં આવ્યું કે આવતી કાલે ઇનિકમટેક્સની મુદત હતી.

એ મુદતે કામ નીકળ્યું નહિ, ત્યારપછી બીજી બે મુદતો ગઇ અને કશો નિવેડો આવ્યો નહિ. શાથી મુદતો પડ્યા કરે છે અને કામનો નિકાલ થતો નથી તે વાત જસુભાઈને પૂછવાનું ગોવિંદને ઠીક લાગ્યું નહિ. જસુભાઇનો રોષ શમ્યો હોવાનું કોઈ ચિહ્ન જણાતું નહોતું.

આજની દુનિયાના વ્યવહારમાં સારા માણુસ કહેવાવું એ કામ જેટલું સહેલું છે તેટલું જ અઘરું સારા માણુસ બની જાણુવાનું છે. જે ચીલે દુનિયા ચાલતી હોય તે ચીલે ચાલવું, દરેકની પ્રકૃતિને અનુકૂળ બનીને વર્તવું, મીઠી વાણી બોલવી, કોઇ વાતમાં મ્હોંને હસાવીને કે ડોકાને ધુણાવીને અનુમોદન આપવું, એવી ચાલુ પ્રવૃત્તિવાળાઓ સારી રીતે લોકપ્રિય બની શકે છે અને સ્નેહી સંબંધીઓમાં પણ તે સારા માણુસ ગણાય છે. સગાએ સગાને કે મિત્રે મિત્રને મદદ કરવી એ દરેકનો વ્યવહારધર્મ મનાય છે. પરન્તુ દુષ્કાર્યમાં પણ મદદ કરવી એ કાંઇ ધર્મ નથી હોતો, છતાં લોકો તો એવાં કામોમાંય સગાંઓ કે મિત્રોની સહાયની અપેક્ષા રાખતા હોય છે. અને સહાનુભૂતિથી પ્રેરાયેલા સારા કે મોટા માણુસો પણ લાગણીથી કે શરમથી

એવી સહાય કરે છે પણ ખરા. એ કામ ખોટું છે, અપ્રામાણિક છે, એવું માનનારાઓ પણ ભાવનાવશતાથી પ્રેરાઇને દુષ્કાર્યમાં મિત્ર કે આપ્તજનને મદદ કરવા તત્પર બને છે, એમ લાંબો વિચાર કરતાં ગોવિંદને જણાતું હતું. તો પોતે પણ જસુભાઇને મદદ કરી હોત તો શો વાંધો હતો ? પોતાનો સ્વાર્થ તો તેમાં કાંઇ રહેલો નહોતો, પછી પરોપકારને ખાતર કોઈ ખોટા કામમાં ડગલું ભરવું પડે તો સંસારના વ્યવહારને માટે શું જરૂરી ન લેખાય?

જેવો પ્રશ્ન ગોવિંદના મનમાં ઊઠ્યો હતો તેવો જ પ્રશ્ન જયમનના મનમાં પણ ઊઠ્યો હતો. એક વાર તેણે પ્રકટ રીતે સ્વામીને પૂછ્યું: "ખોટું તો ખરું, છતાં જસુભાઇનું એટલું કામ તમે કરી આપ્યું હોત તો ઠીક હતું એમ મને લાગે છે."

ગોવિંદે જવાબ આપ્યો: "સંસારનો વ્યવહાર જ એવો વિચિત્ર છે કે મારા જેવાને આવું કાર્ય કરવાની ના પાડતાં પણ ગૂંચવણ લાગ્યા વિના રહે નહિ. કોઇકોઇ વાર તો મનમાં એવું થઈ આવે છે કે મોટા શહેરમાં રહેવું અને પાપ કે અનીતિભરેલા ધંધા-નોકરી કરવાં, તે કરતાં તો કોઈ ગામડામાં બેસી જઈને એકાદ–બે ખેતર ખેડી ખાવાં સારાં."

જયમન હસીને બોલી: "પણ તમારી ખેતીનું ઉત્પન્ન પણ તમને સરકાર ક્યાં ખાવા દે તેમ છે? તેમાંય સરકારનો કર ભરવો પડે, અમલદારોને સંતોષવા પડે, અનાજ પાક્યું હોય તો ખાવા જેટલું રહેવા દઈને બાકીનું બધું સરકાર ઉપાડી જાય અને તે મોટે નફે વેચે; ત્યાંય કાળાં ધોળાંનો કાંઇ પાર છે?"

"કાળાં ધોળાં કરવાની ફરજ પાડનાર આપણો લોભ હોય છે. ખપજોગું પેદા કરનાર ખેડૂતને કોઇ શું કરનાર છે? સરકાર ભલે મહેસૂલ લઇ જાય, પણ બે ખેતરાં ને થોડાં ઢોર રાખીને ગુજરાન ચલાવનાર ખેડૂત જેટલી નિરાંતે ઊંઘી શકે તેટલી નિરાંત તો મનેય મળતી નથી."

"એવો ખેડૂત તો સંસાર–વહેવાર છોડનારો કોઇ સંન્યાસી બની શકે..."

"પણ સંન્યાસી જો લોભમાં પડે તો સંસારી કરતાં ય વધારે આફતો અનુભવે એ પેલી બાવાની લંગોટીવાળી વાત ઉપરથી નથી જણાતું ? હું તો માનું છું કે સંસારી કે સંન્યાસી જેટલો જગતના કુટિલ વહેવારથી અલિપ્ત તેટલો સુખી."

"એ ઠીક છે, પણ વહેવારની ખાતર તો કોઇ વાર શિથિલ રીતે ય વર્તવું પડે. તમારા જેવું બધાં કરે તો દુનિયા ચાલે કે કેમ એ વિષે મને શંકા છે."

"મારા જેવું બધાં કરે તો દુનિયા જરૂર ચાલે, પણ થોડાં કરે ને બાકીનાં ન કરે તો દુનિયા વધારે ગૂંચવણમાં જ અટવાયા કરે. હું જાણું છું કે કેટલાક ડાહ્યા, વિવેકી અને નીતિપ્રેમી મનાતા માણસો પણ વ્યવહાર નિભાવવાને કે બીજાંઓની આફતથી લાગણીવશ થઈને આડું પગલું ભરે છે, અને એવા લોકો પરોપકાર કર્યો એમ પણ માને છે. મને તે ઠીક નથી લાગતું. બીજી રીતે વિચાર કરું છું તો એ મને પરોપકાર પણ નથી લાગતો. બીજાને મદદ કરનાર દરેક માણસ પરોપકારી નથી હોતો. સત્કાર્યમાં પોતા તરફથી કશાનું બલિદાન આપવું એ જ પરોપકાર છે; દુષ્કાર્યમાં બલિદાન આપવું, સહાય કરવી, દયા બતાવવી, જાત મહેનતથી સામાની આફત ટાળવી એમાં મને પરોપકારને બદલે સ્વાર્થબુદ્ધિ લાગે છે."

"પારકાનું કામ કરી આપવું એમાં વળી સ્વાર્થ શાનો ?"

"પારકાના કામમાં અનીતિ કરવી કે દુષ્ટાચરણ કરવું એ પરોપકાર ન જ હોય; સ્વાર્થ એટલા માટે છે કે તેની પાછળ કોઇ ને કોઇ પ્રકારની વાસના કે લાલસા રહેલી હોય છે. સામાને પ્રિય થવાની, પરોપકારી તરીકે લોકોમાં કીર્તિ પામવાની, પરાક્રમી તરીકે ઓળખાવાની, કોઇ વાર જરૂર પડતાં પોતાને પણ સામા તરફથી એવી જ સહાય પ્રાપ્ત થશે એવી આશાની વૃત્તિ પ્રબળપણે ચિત્તમાં ગોચર

કે અગોચર રીતે વર્તતી હોય તો જ માણસ ખોટા કામને જરૂરી માનીને આચરે, અને દુનિયામાં વહેવારકુશળ માણસ તરીકે પણ ઓળખાય. તું જાણે છે કે વહેવારકુશળતામાં મારું મૂલ્ય મીંડા જેટલું છે; મારું એ મૂલ્ય જસુભાઇ જાણે છે, તે છતાં મારા પણ માઠું લગાડીને રોષે ભરાયલા રહે છે, એથી જ મને આવા આવા વિચારો થયા કરે છે. વખત પણ બહુ ખરાબ છે. જ્યાં ને ત્યાં વિષમ કાર્યોના જ ઊભરા ચડતા દેખાય છે. આવો કાળ પસાર કરવાને તો શહામૃગની પેઠે રેતીમાં માથું છુપાવીને એમ જ માન્યા કરીએ કે દુનિયામાં સારું કે માઠું કશું બનતું જ નથી, તો જીવી શકાય એવું છે."

"એ કાયરપણું ન કહેવાય ?"

"જરૂર કહેવાય. એમ તો જસુભાઇ મારા પર રોષે ભરાયેલા રહે છે, એ મને સારું લાગતું નથી, તે મારા પર પ્રસન્ન રહે એવું હું કાંઇ કરી શકું તો ઠીક એવું મનમાં રહ્યા કરે છે તે પણ કાયરપણું જ છે. પોતે કશું ખોટું કામ કર્યું નથી એવી માન્યતા ઉપર જ જે માણસ સંતોષ પામીને રહે તેણે બીજાની પ્રસન્નતા–અપ્રસન્નતાની દરકાર રાખવી જ શામાટે જોઇએ ? એવી દરકાર રાખવી એ જ કાયરપણું છે. એવું કાયરપણું કિંવા નિર્બળતા વધી જાય એટલે માણસ ખોટું કામ કરીને પણ સામાને પ્રસન્ન કરવાને દોરાય."

એવા કાયરપણાને સમજ્યા છતાં જસુભાઇના રોજ નજરે પડતા રોષભર્યા વદને ગોવિંદને એક વાર લાગણીવશ બનાવી મૂકયો. તેણે જસુભાઇને પૂછ્યું અને જાણ્યું કે કેસની મુદત પડતી હતી પણ કશો નિકાલ થતો નહોતો અને જે માહિતી માંગવામાં આવી હતી તે પોતે ઇનકમટેક્સ ઓફીસરને કોઇ રીતે પૂરી પાડી શકે તેમ નહોતું.

ગોવિંદ જસુભાઇને લઇને એક વાર ગિરીશના નિવાસસ્થાને જઇ પહોંચ્યો. જે લાગવગ લગાડવાની જસુભાઇ જરૂર જણાવતા હતા તે લાગવગ માટે યત્ન કરવાને ગોવિંદ પોતાનો માર્ગ છોડીને પણ

હવે તૈયાર થયો હતો. પણ લીફ્ટમેનને પૂછતાં તેણે કહ્યું: "સેથ સાહેબની તબિયત નરમ હોવાથી તે પંદરેક દિવસથી હોસ્પિટલમાં રહે છે."

"અને બાઇ કયાં છે?" ગોવિંદે પૂછ્યું.

તેણે જવાબ આપ્યો: "એ પણ સાથે જ હશે ને! કોઇ કોઇ વાર બાઇ આવે છે ખરાં."

ગોવિંદે નિરાશ દૃષ્ટિથી જસુભાઇની સામે જોયું. જસુભાઈએ પૂછ્યું: "ગંજવાલા સાહેબને તમે ઓળખો ખરા કે નહિ?"

"ઓળખું તો ખરો, પણ તે મને કદાચ ન ઓળખે. ગિરીશને ત્યાં એક વાર અમારો પરિચય થએલો."

"ચાલોને, સીધા તેમની પાસે જ એક વાર જઇ આવીએ."

"મારી હિંમત નથી ચાલતી, જસુભાઇ! માણુસ કરડો છે."

"તો શું કરીશું?"

ગોવિંદ ઊંડા વિચારમાં પડી ગયો. ગિરીશ ન મળ્યો, એટલે તેણે છૂટકારાનો દમ લીધો હતો, પરન્તુ જસુભાઇની નવી દરખાસ્તથી પાછા તેના પગ થરથરવા લાગ્યા. જસુભાઇને પ્રસન્ન કરવાને જ જ્યારે હવે પોતે તૈયાર થયો હતો, ત્યારે કામ અધૂરું રાખવાથી શું? ખોટે માર્ગે જ્યારે ડગલું ભર્યું હતું, ત્યારે તે પૂરું જ ભરી લેવું, એવો નિશ્ચય કરીને તે એકદમ બોલ્યો: "તો ચાલો ગંજવાલાને ત્યાં."

ગંજવાલા ક્યાં રહેતા હતા તેની ગિરીશને ખબર નહોતી, પણ જસુભાઇને તો હતી. ગંજવાલા સુધી લાગવગ પહોંચાડવાને જસુભાઇએ ખૂબ મથામણ કરી હતી અને તે પાર પડી નહોતી, પરન્તુ તેમણે માર્ગો તો શોધીને તૈયાર રાખ્યા હતા.

ગંજવાલા સાહેબ સૂરતના વતની હતા અને સ્વભાવના કડક પણ બોલવે મીઠા હતા. તેમને ત્યાં પહોંચીને પહેલાં ગોવિંદ એકલો

દિવાનખાનામાં દાખલ થયો ત્યારે સાહેબ છાપું વાંચતા બેઠા હતા. ગોવિંદે તેમને નમસ્કાર કર્યા એટલે સાહેબે ઊંચું માથું કરીને જોયું પણ ગોવિંદને તે ઓળખી શકયા નહિઃ "કેમ, શું છે?"

"આપે મને ન પિછાણ્યો. મારું નામ ગોવિંદદાસ; આપણે એક વાર મી. સેથને ત્યાં મળેલા."

"હા, તમે તેમના મિત્ર, મિસ્તર પટેલ."

"જી હા. મી. સેથની તબિયત કાંઇ નરમ રહે છે? તે ઘેર નહોતા."

"હા, એવું કાંઇક છે ખરું. જે. જે. હોસ્પિટલના એક એલાયદા વોર્ડમાં તે મળશે. એટલા માટે જ તમે આવેલા?"

"હું તો મી. સેથને સાથે લઇને આપની પાસે આવવા ઇચ્છતો હતો, પણ તે ન મળી શકયા એટલે હું એકલો આવ્યો."

"હું સમજ્યો." સાહેબે મ્હોં ગંભીર કરીને કહ્યુંઃ "તમે મી. સેથના મિત્ર છો એટલે હું તમને કહું છું કે તમે આવ્યા તેવા ચાલ્યા જાઓ કે જેથી મને પોલિસને બોલાવવાની જરૂર ન રહે!"

"માફ કરજો, આપને નકામી તકલીફ આપી."

"એવી તકલીફ આપનારાઓને હું પિછાણું છું. તમે તો કાગળનો વેપાર કરો છો ને?"

"જી હા, પણ આપની સમક્ષ મારો કોઇ કેસ જ નથી. મારા એક મિત્રનો કેસ હતો..."

"કોનો?"

"જસુભાઇ પટેલનો."

"કોટમાં કોઇ નોવેલ્ટીઝ સ્ટોર્સના માલેક છે, ખરું ને?"

"જી હા."

"તો તે પણ તમારી સાથે જ આવ્યા હશે!"

"હા, બહાર ઊભા છે."

"જરા બોલાવો તો, તેમનું મ્હોં જરા જોઉં!"

ગોવિંદ વધુ ગભરાયો. પોતે તો અપમાન વેઠી ચૂકયો હતો, અને આ માણસ પાછો જસુભાઈનું અપમાન કરશે એવો તેને ભય હતો. તે જસુભાઈને બોલાવવા મનમાં આનાકાની કરવા લાગ્યો.

"બોલાવો બોલાવો, મારે તેમને જરા બે બોલ શિખામણના કહેવા છે."

ગંજવાલાના વદન પર ગંભીરતા તેવી જ હતી, પરન્તુ સ્વરની કડકાઈ જરા ઓછી થઈ હતી.

ગોવિંદ જસુભાઈને બોલાવી લાવવા બહાર ગયો. નીચલે માળે દાદર પાસે જ જસુભાઈ ઊભા હતા. તેમની પાસે જઈને ગોવિંદે બધી વાત કહી અને પછી પોતાની સાથે સાહેબ પાસે આવવા કહ્યું.

જસુભાઈના પગ તો થરથરતા હતા, છતાં તે ગોવિંદની સાથે ઉપર આવ્યા. તે આવ્યા ત્યારે સાહેબ દિવાનખાનામાં નહોતા. બે જ મિનિટમાં તે દિવાનખાનામાં આવ્યા અને તુરત બોલ્યાઃ "મી. જસુભાઈ! તમારો કેસ મને યાદ આવ્યો. તમારી પાસે જે માહિતી માંગવામાં આવી છે તે તમારે આપ્યે જ છૂટકો છે. નહિ આપો તો જે કાયદેસર થતું હશે તે થશે. અમલદારોને ત્યાં આંટાફેરા ખાવાથી તમારું કશું વળશે નહિ. જાઓ!"

એમ કહીને સાહેબે એવું તો કટાણું મ્હોં કર્યું કે ન ગોવિંદથી કે ન જસુભાઈથી એક શબ્દ પણ બોલી શકાયો. તે 'જાઓ' શબ્દ સાંભળતાં જ તુરત સલામ કરી, પૂઠ ફેરવીને મૂગા મૂગા વળી નીકળ્યા.

એક મજલો ઊતરીને તેઓ નીચે આવ્યા તો ત્યાં ઊભેલા એક દાઢીવાળા માણસે જસુભાઈના હાથમાં બંધ પરબીડિયું આપ્યું, અને તે પાછો ઉપર ચડી ગયો. પરબીડિયા ઉપર કોઈનું સરનામું નહોતું. જસુભાઈએ તે ફોડયું તો અંદરથી કાગળની એક કાપલી નીકળી, તેમાં ટાઈપ રાઈટરથી ટાઈપ કરેલા બે શબ્દો હતાઃ Rs. 2000 (રૂપિયા બે હજાર).

  

# [૪૯] . . . . . . . . પાપભીરુતા

જસુભાઈને અને ગોવિંદને એ કાગળની કાપલીમાં લખેલા શબ્દોનો મર્મ સમજતાં વાર લાગી નહિ. આ પ્રકરણ રૂપિયા બે હજારમાં પતી જતું જાણીને જસુભાઈ ખૂબ ઉલ્લાસમાં આવી ગયા અને ચાલતાં ચાલતાં બોલ્યા: " ગંજવાલા તો ભારે ચબરાક અને વિચિત્ર માણસ, પણ છેવટે તેમણે તમારી ઓળખાણનો સંબંધ જાળવ્યો એ બહુ સારું થયું અને મહેનત લેખે લાગી, ખરું ને ? "

ગોવિંદે કશો જવાબ આપ્યો નહિ અને તે મૂગોમૂગો જસુભાઈની સાથે ચાલવા લાગ્યો.

" હવે આ બે હજાર રૂપિયા એમને કેવી રીતે પહોંચાડવા એ પ્રશ્ન છે. આજે સાંજે તમે જઈને આપી આવશો ને ! "

ગોવિંદે સાફ જવાબ આપ્યો : " ના ! "

એ નકારમાં કાંઈક ઉશ્કેરાટ જોઈને જસુભાઈએ ગોવિંદને વધુ તકલીફ આપવાનું માંડી વાળ્યું. સાંજે જસુભાઈ પોતે જ એક પરબીડિયામાં સો–સો રૂપિયાની વીસ નોટો પેક કરીને ગંજવાલા પાસે ગયા અને મૂગા મૂગા પરબીડિયું તેમના હાથમાં મૂકીને પાછા ફરી ગયા.

ગોવિંદને હવે રહી રહીને પસ્તાવો થતો હતો. જસુભાઈને પ્રસન્ન કરવાને તેણે પોતાના આત્માને ડંખ દેનારું કાર્ય કર્યું હતું, એક સરકારી અમલદારને લાંચ આપીને કાળા બજારિયાને ઉત્તેજન આપવાનું સીધું પાપ કર્યું હતું, તે તેને બહુ સાલતું હતું. જ્યારે તે લાગણીવશ સ્થિતિમાં જસુભાઈનું કામ કરી આપવાને નીકળ્યો, ત્યારે તેના ખયાલ બહાર નહોતું કે પોતે એક ખોટું કામ કરવા જતો હતો, પરન્તુ હવે કામ પતી ગયા પછી એ અપકાર્યનું શલ્ય તેને ખૂંચવા લાગ્યું.

તે તે દિવસે દુકાન પર ન ગયો અને ઘેર જ બેસી રહ્યો. જાણે પોતે લોકોને મ્હોં ન બતાવવા જેવું અનિષ્ટ કામ કર્યું હોય અને તેથી શરમાતો હોય, તેવી રીતે સાંજે જયમનની સાથે તે ફરવા પણ બહાર નીકળ્યો નહિ. જયમનનો કશો અપરાધ નહોતો છતાં તે આખો દિવસ તેની ઉપર ચિડાયલો જ રહ્યો અને ખપ કરતાં વધુ વાતચીત પણ તેણે ન કરી.

એ જ વિચારમાં રાત્રે તેને અજંપો થઇ ગયો. પોતે જે પાપ કર્યું હતું તેનું પ્રાયશ્ચિત્ત શું હોઇ શકે તે તેને સમજાતું નહોતું. કોઇ વાર તે વિચારતો કે આ પાપનું ગાંધીજી પાસે નિવેદન કરીને તેમની પાસેથી પ્રાયશ્ચિત્ત માંગવું, તો કોઇ ક્ષણે તેને એવો તરંગ થઇ આવતો કે સરકારને પત્ર લખીને સાચી વાત કહી દેવી, અપરાધ કબૂલ કરવો અને તે જે સજા ફરમાવે તે વેઠી લેવી.

મધરાત થઇ પણ તેને ઊંઘ આવતી નહોતી, તે જ્યારે જયમનના જાણવામાં આવ્યું ત્યારે તેણે પૂછ્યું: "આજે તમારી તબિયત બરાબર નથી કે શું? ઊંઘ નથી આવતી?"

"ના."

"ગરમી લાગતી હોય તો પંખો નાખું?"

"ગરમીથી તો મારું હૃદય બળી જાય છે..."

"એવું શું છે?"

ગોવિંદે હૃદયનો ઊભરો ઠાલવવા માંડ્યો: "જયમન! આ સંસારનાં બધાં વળગણો ખોટાં છે. હૃદય તેથી અલિપ્ત રહેવા ઇચ્છતું હોય તોપણ સંજોગોનું દબાણ અલિપ્ત રહેવા દેતું નથી. મને લાગે છે કે આપણે મુંબઇ છોડી ચાલ્યાં જઇએ તો સારું."

"પણ થયું છે શું?"

"જસુભાઈનું કામ મેં કરી આપ્યું પરન્તુ મારા દિલના દુ:ખનો પાર રહ્યો નથી. મેં ઇન્કમટેક્સ ઓફીસરને લાંચ ખવડાવી, સરકારને છેતરી, આત્માને ઠગ્યો છે; મને તો આવા સંસાર અને

સંસારીઓ ઉપર જ હવે નફરત ઊપજી રહી છે. સંસારનો સંપર્ક જ પાપરૂપ છે."

જયમન હસીને બોલી: "તો તમારે શું સંન્યાસી થઇ જવું છે?"

"ના, ના, પરન્તુ કોઇ એવે સ્થળે જઇ રહેવું છે કે જ્યાં આવાં કશાં વળગણો જ ન હોય. પ્રામાણિક રીતે ઉદ્યમ કરવો, ઉદરપોષણ કરવું અને જીવનની જવાબદારીઓ પૂરા સંયમપૂર્વક અદા કરવી એ જ મારી ઇચ્છા છે."

"પણ એ જવાબદારીઓ અદા કરવા જતાં બધાં વળગણો છૂટી જશે?"

"ઓછાં તો થશે ને? મને તો લાગે છે કે હું ઉપાડી શકું તે કરતાં વધારે વળગણો વળગાડીને ફરું છું. જેવી રીતે જીવનની જરૂરીઆતો ઓછી કરવી એ વિશુદ્ધતા છે, તેવી રીતે વળગણો ઓછાં કરીને જીવવું એ પણ જીવનની વિશુદ્ધતા છે. અત્યારે જસુભાઇનું મગજ હળવું ફૂલ જેવું થઇ ગયું હશે અને તે નિરાંતે ઊંઘતા હશે, ત્યારે મને આ અપકાર્યનું શલ્ય મગજમાં એવું ખૂંચે છે કે ઊંઘ જ આવતી નથી."

"આટલું બધું મન બળે છે, તો પછી પહેલેથી જ તમારે એ કામમાં પડવું જોઇતું નહોતું. જસુભાઇને ખોટું લાગતું'તું, મને ય લાગતું'તું કે જસુભાઇનો રોષ ટળે એવું કાંઇ થાય તો ઠીક, પરન્તુ જો હૃદય આવો ભાર ઉપાડી શકે તેમ નહોતું તો એમનો રોષ વહોરીને પણ તમે અલિપ્ત રહ્યા હોત તો ઠીક હતું એમ મને લાગે છે."

"તને લાગે છે એમ મને ય લાગે છે. તેમાં નથી તારો દોષ કે નથી મારો દોષ. મારા મનની જ નિર્બળતાએ મને લાગણીવશ બનાવી મૂક્યો અને હવે પસ્તાવો થાય છે." એટલું કહેતાં ગોવિંદે ઊંડો નિઃશ્વાસ નાંખ્યો.

જયમને આશ્વાસન આપવા માંડ્યું: "થયું તે થઇ ગયું, હવે

પરસ્તાવો નકામો છે. ફરીથી એવા કોઇ કામમાં પડશો નહિ, અને ખોટી શરમ કોઇની રાખશો નહિ. "

" એ બની શકતું નથી, તેટલા માટે જ મને વારેવારે મુંબઇ છોડી દેવાનું મન થાય છે. "

" મુંબઇ અહીં છે ને બીજે નથી ? અમદાવાદ અને વીરમગામ પણ નાનાં મુંબઇઓ જ છે ને ! "

" આપણે પેટલાદ જઇને રહીએ અને ખેતીનું કામ કરીએ તો ?"

" મને તો એવું નહિ ગમે, પરન્તુ તમારી એવી જ ઇચ્છા હોય તો ગમાડયા વિના મારો છૂટકો નથી. "

એ વાતચીત એટલેથી અટકી અને ઊંઘવાના મથનમાં ગોવિંદે પડખું ફેરવ્યું. છેક પરોઢમાં તે જરા જંપ્યો અને રોજ સવારમાં વહેલાં ઊઠવાની ટેવ હોવા છતાં તે આજે મોડો ઊઠી શકયો. તે ઊઠ્યો ત્યારે જસુભાઇ તેના ઊઠવાની રાહ જોતા બેઠા હતા, તે તેણે જોયું.

" આજે કાંઇ ખૂબ મોડા ઊઠ્યા ? "

" હા. "

" આજે તમારે અને જયમનને મારે ત્યાં જમવાનું છે. "

" શું છે ? "

" ખાસ કશું નથી. માત્ર થોડા મિત્રોને જમવા બોલાવ્યા છે."

" પણ કાંઇ સમારંભ વિના જમવાનું શાનું ? "

જસુભાઇ હસીને બોલ્યા : " સમારંભ વળી શાનો ? એક મોટી ચિંતામાંથી લાંબા વખતે છૂટ્યો એટલે મનમાં આવ્યું કે એકાદ જમણ ગોઠવીએ. "

" ઠીક. "

" જયમનને હું અત્યારે તેડી જઉં છું, અને તમે અગીઆરેક વાગ્યે જરૂર આવી જજો. "

" હું નહિ આવું. "

"કેમ વારુ ?"

"એ આનંદનો જમણવાર મારા ઉપયોગનો નથી." ગોવિંદે કોઈની શરમ નહિ રાખવાના નિશ્ચયનો અમલ કરવાની શરુઆત કરી.

"એટલે શું ?"

"તમને આનંદ થતો હશે, પણ મારું તો દિલ બળ્યાં કરે છે. ગઈ રાત્રે મને ઊંઘ જ નથી આવી. ગઈ કાલે મારા હાથે પાપ થઈ ગયું હોય એમ મને લાગ્યું છે. એ પાપનું પ્રાયશ્ચિત્ત કર્યા વિના મને ચેન પડવાનું નથી."

જસુભાઈ આશ્ચર્યથી ગોવિંદની સામે જોઈ રહ્યા, પણ કશું બોલી શકયા નહિ. આવાં તે વળી પાપ કહેવાતાં હશે, અને એનાં પ્રાયશ્ચિત્ત હોતાં હશે, એવું જ તે બીજા કોઈને કહેત, પરન્તુ ગોવિંદના 'વેદિયાપણા'ના પરિચયી જસુભાઈ તેની સામે કશી દલીલ કરવાનું વાજબી માની શકયા નહિ.

જસુભાઈ બેસી રહ્યા અને ગોવિંદ દાતણ હાથમાં લઈ છજામાં જઈ ઊભો.

ગોવિંદે જમવા જવાની ના કહી, એટલે જયમને પણ ના કહી. પતિના દિલમાં ખૂંચતું શલ્ય તેની જાણ બહાર નહોતું. જસુભાઈ કશો વધુ આગ્રહ કર્યા વિના મૂગા મૂગા ચાલ્યા ગયા.

તે દિવસની ટપાલમાં વીરમગામથી તુલસીદાસનો પત્ર આવ્યો. પત્રમાં લખ્યું હતું: "બેટા ગોવિંદ ! તું તો જાણે તારી બહેનને અને તારા બાપને ભૂલી જ ગયો. મુંબઈમાં પરણ્યો, મુંબઈમાં ઘર માંડ્યું અને વેપારી થયો, તેથી મારી આંખો ટાઢી થઈ, પણ મહિનાઓ થઈ ગયા તોયે તું ઘેર આવવાનું નામ લેતો નથી. મારા પર હજી એક મોટો ભાર છે તેની તને તો ચિંતાય શાની હોય ! જમના મોટી થઈ, તેને માટે કોઈ સારું ઘર અને સારો વર શોધવો જોઈએ; હું મારા કામમાંથી નવરો પડું નહિ, તું તારા કામમાંથી નવરો પડીને ઘેર આવે નહિ, તો પછી એ ભાર ઊતરે કેવી રીતે ? તું એકાદ

મહિનાની ફુરસદ લઈને ઘેર આવે તો મારાથી ફરી શકાય અને વેવીશાળ માટેની તજવીજ કરી શકાય; તેમ નહિ તો તું જાતે તજવીજ કરીને ચોકઠું બેસાડી લાવે તો યે ઠીક; પણ તું ત્યાં જ રહ્યા કરે, ઘર સામુંય ન જુએ, તો એ કામ કેવી રીતે ઊકલે? તને ઘણુાય કાગળ લખ્યા, અને તેં જવાબો લખ્યા, પણ તે બધામાં તેં અહીં આવવાની વાત જ ઉડાવી દીધી છે. હવે આ કાગળનો જવાબ લખતાં અહીં આવવા બાબતની ચોખવટ કરજે."

પત્ર વાંચી રહીને તે જયમનના હાથમાં મૂકતાં ગોવિંદ બોલ્યો: "લે વાંચ, સંસારની એક ભુલાઈ જતી જવાબદારી."

પત્ર વાંચીને જયમન બોલી: "પિતાજી લખે છે તે સાચું છે. સંસારમાં રહેનારે આવી જવાબદારી કાંઈ ભૂલી જવા જેવી હોતી નથી."

"હું ક્યાં ના કહું છું? મારું મન પણ અહીંથી ઊંચું થયું છે, એટલે તું આવે તો આપણે એકાદ માસ વીરમગામ આળી આવીએ. તને ત્યાં ગમશે તો ખરું ને?"

"એવું મને ન પૂછો. ગમશે અને નહિ ગમે તોય ગમાડીશ, પછી કાંઈ છે? પણ પાછળ તમારા વેપારનું શું થશે?"

"જે થવું હશે તે થશે. ગુમાસ્તો ચલાવશે અને જસુભાઈ ધ્યાન રાખતા રહેશે." ગોવિંદ બોલ્યો.

જયમન કશું ન બોલી.

ગોવિંદે પૂછ્યું: "કેમ કશું ન બોલી?"

"એમાં બોલવાનું શું છે? જસુભાઈનું તમે મોટું કામ કર્યું અને તે તમારું આટલું કામ કરવાની કાંઈ ના કહેશે?"

ગોવિંદના ચિત્તમાં ચમકારો થયો. જસુભાઈના પોતે કરી આપેલા પાપયુક્ત કામનો બદલો પોતે આ રીતે લેવાની આડકતરી રીતે ઇચ્છા કરી રહ્યો હતો તે ખયાલમાં આવતાં તે બોલ્યો: "ના, ના, હું મહિનો દુકાન બંધ કરીશ; જસુભાઈને તકલીફ આપવાની મારી ઇચ્છા નથી."



## [૫૦] . . . . . . . ગિરીશની માંદગી

પ્રવાસ કરવાના લાભો ગણાવીને, તીર્થસ્થાનોમાં જવાની ખાસ સગવડો આપીને અને પર્વતપ્રદેશમાં ફરવા જવાને લલચાવીને જે રેલ્વે કંપનીઓ ઉતારુઓને પોતાની રેલ્વેની ઘરાકી વધારવા એક વાર યત્નો કરતી હતી, તે જ કંપનીઓ હવે ઉતારુઓને જેમ બને તેમ ઓછી રેલ્વે મુસાફરી કરવાની સલાહ આપતી હતી; ગાડાંમાં, ઘોડા પર કે ઊંટ પર મુસાફરી કરવાની શિખામણ આપતી હતી! રેલ્વેની મુસાફરીના દર તેણે વધારી મૂકયા હતા, ડબ્બામાં બેસવાની સગવડ વધાર્યા વિના ઉતારુઓની નક્કી કરેલી સંખ્યાનો નિયમ તેણે નેવે મૂકયો હતો, ટીકીટો મેળવવાને કલાકો સુધી ટીકીટબારી પાસે ઉતારુઓને કતારમાં ઊભાં રહેવું પડતું હતું, પોર્ટરોએ પોટલાં ઊંચકવાના નિયત દરની પરવા કર્યા વિના નફાખોરી ચલાવવા માંડી હતી તેમને કોઇ પૂછનાર નહોતું, એવી હાલાકીની વચ્ચે પણ કોઇને મુસાફરી કર્યા વિના ચાલે તેમ ન હોય તેને ટીકીટ મેળવતાં ત્રણ કલાક પણ બગાડવા પડે કે ત્રેવડા દામ ખર્ચીને બીજા વર્ગમાં ય મુસાફરી કરવી પડે.

ગોવિંદે સ્ટેશન પર આવીને જયમનને કહ્યું: " ગીર્દી ઘણી છે, પૂરી બેસવાની જગ્યા પણ કદાચ ન મળવા પામે; તારી ઇચ્છા હોય તો બીજા વર્ગની ટીકીટ લઇએ."

" એવી રીતે પૈસા ખર્ચવાની શી જરૂર? બીજા વર્ગમાં ય કાંઇ ઓછી ગીર્દી રહેતી નથી. તમારી શી ઇચ્છા છે?"

" હું તો હંમેશાં ત્રીજા વર્ગમાં જ મુસાફરી કરું છું, પણ તારે માટે હું પૂછું છું કે જો તારી હિંમત હોય તો જ ત્રીજા વર્ગની ટીકીટ લઇએ, નહિતો પછી બીજો વર્ગ તો છે જ."

" ત્રીજા વર્ગની ટીકીટ ચાલશે." જયમને કહ્યું, એટલે તે ટીકીટબારી પાસેની કતારમાં ગોઠવાઇને ઊભો. જયમને ગણતરી

ફરી જોઇ તો જણાયું કે ગોવિંદનો નંબર એકસો એકવીસમો હતો!

ગોવિંદ જાણતો હતો અને જોતો પણ હતો કે સ્ટેશન પર ટીકીટોનું કાળું બજાર ચાલતું હતું, અને બે–ત્રણ રૂપિયા વધુ આપનારને તુરત ટીકીટ મળી શકતી હતી; પરન્તુ એ માર્ગ તેને માટે વર્જ્ય હતો. બીજાઓની સાથે બે કલાક તપશ્ચર્યા કરીને ટીકીટ મેળવવી એ જ ન્યાય્ય હતું.

જ્યારે ગોવિંદ ટીકીટો મેળવી શક્યો ત્યારે કાઠિયાવાડ મેલ ઊપડી ગયો હતો અને ગુજરાત મેલ ક્યારનો ય પ્લેટફોર્મ પર આવી ગયો હતો. ટ્રેન ઊપડવાને પંદર વીસ મિનિટની વાર હતી અને ગીર્દીનો તો પાર નહોતો. પહેરવેશે સજ્જન દેખાતા ઉતારુઓ પણ ઉતારુઓને અંદર આવવા ન દેવાને દુર્જન બની જતા હતા. પોર્ટરને માથે બેગ–બિસ્તર ઊપડાવીને ગોવિંદ અને જયમને એક બે ડબામાં ઘૂસવા યત્ન કર્યો પણ તે નિષ્ફળ ગયો. ગોવિંદે કહ્યું: "જયમન! જો તું સ્ત્રીઓના ડબામાં જુદી બેસે તો ઠીક. ત્યાં તને જગ્યા મળી શકશે, અને હું તો ગમે ત્યાં એકલો સંકડાઇને ઊભો રહીને ય ચલાવીશ."

જયમન તેમ કરવાય તૈયાર હતી, એટલે ગોવિંદ તેને સ્ત્રીઓ માટેના ડબા તરફ દોરીને ચાલ્યો; એટલામાં એક બીજા વર્ગના કોમ્પાર્ટમેન્ટમાંથી કોઇએ બૂમ મારી: "અરે ગોવિંદભાઇ!"

ગોવિંદે ડબા તરફ જોયું પણ પોતાને કોણ બોલાવે છે તેનો કાંઇ ખયાલ આવ્યો નહિ; એટલામાં બીજી વાર બૂમ આવી:

"ગોવિંદભાઇ, આ તરફ!" અને તે સાથે ડબામાંથી કોઇ હાથ હલાવતું દેખાયું. ગોવિંદે તે તરફ જોયું તો ગિરીશ બેઠક પર સૂતો સૂતો તેને બોલાવી રહ્યો હતો.

ગોવિંદ ડબા તરફ આગળ વધ્યો કે તુરત ગિરીશ બોલ્યો: "અંદર આવી જાઓ!"

"મારી પાસે ત્રીજા વર્ગની ટીકીટ છે, ગિરીશભાઈ!"

"કશી ફીકર નહિ, તમે તમારે અંદર આવોને! આ આખો કમ્પાર્ટમેન્ટ રીઝર્વ કરાવેલો છે; નવ ટીકીટો લીધી છે, જ્યારે અમે ચાર જ જણ છીએ."

"પણ બીજાં કોઇ આવનાર હશે ને?"

"ના, કોઇ આવનાર નથી."

ગોવિંદ અને જયમન ડબ્બામાં દાખલ થયાં. એક આખી સીટ પર શાલ ઓઢીને ગિરીશ સૂતો હતો; તેના મ્હોં પરથી જ તેની તબિયત નરમ દેખાઇ આવતી હતી. સામેની સીટ પર કેવળચંદ કાપડિયા અને મંજુલ બેઠા હતા. તેમને જોઇને ગોવિંદે હાથ ઊંચા કરી નમસ્કાર કર્યાં. તે ઉપરાંત ડબ્બામાં એક બીજો માણસ હતો તે શેઠનો ગુમાસ્તો હશે એવું ગોવિંદે અનુમાન કર્યું.

સામાન મૂકી જયમનને બેસાડી ગોવિંદ ગિરીશની પાસે જઇને બોલ્યો: "તમારી તબિયત ક્યારથી નરમ છે? દસ-બાર દિવસ પહેલાં હું એક વાર તમારે ત્યાં ગએલો, ત્યારે તમારી તબિયત નરમ હોવાની મને ખબર મળેલી, પરંતુ શરીર આટલું બધું નંખાઇ ગયું હશે તેની મને કલ્પના પણ નહોતી. શું વર્તાય છે?" એમ કહી ગોવિંદે ગિરીશના કાંડા પર હાથ મૂકયો, તો સહેજ તાવ ચડેલો માલૂમ પડ્યો.

"ત્રણેક અઠવાડિયાં હોસ્પિટલમાં રહ્યો પણ તબિયત ઠેકાણે આવી નહિ. પિતાજી અમદાવાદ બોલાવતા હતા પણ હું ન ગયો એટલે પોતે મને તેડવા આવ્યા. હવે નિરાંતે અમદાવાદ જઇને દવા લઇશ અને તબિયત સુધારીશ." તાવને લીધે સ્હેજ હાંફતાં હાંફતાં ગિરીશે કહ્યું.

"મુંબઇનું પાણી કેટલાકને લાગે છે ખરું; તમે અમદાવાદ જઇને કોઇ દેશી વૈદ્યની દવા કરશો તો આરામ આવી જશે."

"એ બધું અમદાવાદ ગયા પછી. સૌની સલાહ મળશે તેમ કરીશું. તમે અમદાવાદ જ આવો છો ને?"

"ના, અમે વીરમગામ જઈએ છીએ. કાઠિયાવાડ મેલ તો ઊપડી ગયો એટલે હવે ફાસ્ટ પેસેન્જરમાં બપોર પછી વીરમગામ પહોંચાશે."

"કાંઈ ખાસ ઉતાવળના કામે જાઓ છો ?"

"ના, ના, ઘણા વખતથી પિતાજી બોલાવતા હતા, પણ જવાતું નહોતું; આ વખતે તો ધાર્યું કે ભલે મહિનો દુકાન બંધ રહે, પણ જવું, એટલે નીકળ્યાં છીએ."

"તો તમારે મારી સાથે અમદાવાદ ઊતરવાનું."

ગોવિંદ હસીને બોલ્યો: "ના, ના, તમારી તબિયત સુધર્યા બાદ એકાદ વાર જરૂર મળવા આવીશ, અત્યારે નહિ."

"ભલા માણસ છો. તબિયત સુધર્યા પછી મને તમારી શી જરૂર હોય ?"

"તો શું તમને અત્યારે મારી જરૂર છે? કાંઈ ખાસ કામ હોય તો ફરમાવો."

પણ ગિરીશ કાંઈ જવાબ આપે તે પહેલાં તો તેના વદનની રેખાઓમાં તીવ્ર વેદના પ્રકટ થઈ અને દર્દને લીધે તેણે એકદમ ચીસ નાંખી: "અરરર ! બાપલિયા......"

ગોવિંદ બહાવરો બની ગયો, મંજુલ ગભરાતો ઊઠીને નજીક આવ્યો અને નીચો નમી પૂછી રહ્યો: "બહુ દર્દ થાય છે ભાઈ ?"

"હા ભાઈ ! હા !" કહેતાં કટાણે મ્હોંએ તેણે અસ્વસ્થતાથી મસ્તક ઊંચું કર્યું, પગ ઘુંટણેથી વાળી ઊભા રાખ્યા, બેએક મિનિટ તે મૂંગો થઈ રહ્યો અને દર્દ શમી ગયું એટલે તેના વદન પર પાછી સ્વસ્થતા પ્રકટી.

એટલામાં ગાડી ઊપડી. ગોવિંદ ઊઠીને પોતાની બેઠક પર જઈ બેઠો. ગિરીશે આટલી વાતચીત કરી પણ તેના દર્દનો પ્રકાર ગોવિંદના સમજવામાં બરાબર આવ્યો નહિ. તેને તાવ આવતો હતો

અને દર્દ થતું હતું, એટલે મુંબઈના પાણીના લીધે સંગ્રહણી થયો હોય એવું તેણે અનુમાન કર્યું.

થોડી વાર તે જંપી ગયો અને વસઈનું સ્ટેશન આવતાં વસઈનાં કેળાંની બૂમ પડી.

ગિરીશે માથું ઊંચું કરી પૂછ્યું: "ગોવિંદભાઈ ! કેળાં ખાશો ?"

"ના જી, મારી સાથે ફ્રૂટ છે."

"ત્યારે મને તો કેળાં બહુ ભાવે છે; મંજુલ ! બે ડઝન કેળાં લઈ લે."

"એટલાં બધાં ?"

"અમદાવાદમાં લાલ કેળાં જવલ્લે જ મળે છે. મને એકલાને જ બે દિવસથી વધુ નહિ ચાલે."

ગોવિંદને સમજાયું કે જે–તે ખાવાનો આવો ધખારો સંગ્રહણીનું જ ચિહ્ન છે. તેને ગિરીશને સલાહ આપવાનું મન થયું કે તાવ આવ્યો હોય અને વળી ઝાડા થતા હોય તે વખતે કેળાં ખાવાં એ સલાહભરેલું નથી, પરંતુ એવી સલાહ આપવાને યોગ્ય ગિરીશના પિતા સામે બેઠા હતા તે કશું બોલતા નહોતા, તો પછી પોતે શું વણમાંગી સલાહ આપવી ?

મંજુલે બે ડઝન કેળાં લીધાં, તેમાંથી એક ગિરીશે સૂતાં સૂતાં ખાધું, બે કેળાં તેણે ગોવિંદ–જયમન સામે ધર્યાં તે તેમણે વિનયપૂર્વક લીધાં.

ગિરીશે પાણી માંગ્યું, તે મંજુલે પાયું. તેણે ઊંઘવાને માટે પાસું ફેરવ્યું પણ ઊંઘ આવતી નહોતી. જ્યાં જ્યાં ગાડી થોભતી ત્યાં ત્યાં તે જાગતો જ જણાતો. કોઈ વાર ચાહ, કોઈ વાર સિગારેટ, કોઈ વાર લેમન કે લીચિયા, એવું કાંઈ કાંઈ તે માંગતો.

નવ પેસેંજરના ડબામાં છ ઉતારુઓ હતાં એટલે સૂવાની સગવડ ઠીક–ઠીક મળી શકે તેમ હતું. ગોવિંદે એક બેઠકમાં જયમનને સૂવાની જગ્યા કરી આપી. કેવળચંદ શેઠ તો વગરપૂછયે જ બેઠક

પર લંબાવી ઊંઘવા લાગી ગયા હતા. મંજુલને લાગ્યું કે ઉપરની બેઠકમાં પોતે ચડી બેસશે અને ભાઈ કાંઈ માંગશે તો વારે વારે નીચે ઊતરવું પડશે એટલે તેણે નીચે બિસ્તર નાંખીને પોતાની વ્યવસ્થા કરી લીધી. છેવટે ગુમાસ્તો અને ગોવિંદ બેઉ ઉપરની બેઠક પર ચઢ્યા અને જેમ તેમ અંગ નાંખીને આરામ લેતા બેઠા.

ગોવિંદે ગુમાસ્તાને પૂછ્યું: "તમે અને શેઠ કયે દિવસે આવેલા?"

"પરમ દિવસે આવેલા. ગિરીશભાઈનો તો કશો પત્ર નહોતો આવ્યો, પણ તેમના કોઈ મિત્ર ગંજવાલા કરીને છે તેમનો એકદમ તાર આવ્યો'તો અને તેમાં ભાઈની તબિયત બહુ નરમ હોવાનું જણાવેલું એટલે અમે તુરત નીકળી પડ્યા."

"ભાઈ હતા તો ઇસ્પિતાલમાં."

"હા, તેમને ચેપી દર્દીના જુદા વૉર્ડમાં રાખેલા, ત્યાં જ અમે સીધા ગયા'તા."

'ચેપી દર્દીના જુદા વૉર્ડ'નું નામ સાંભળીને ગોવિંદ ચમક્યો. તેણે પૂછ્યું: "ત્યારે ભાઈને કયું દર્દ થયું છે?"

ગુમાસ્તાએ ગોવિંદના કાન પાસે મ્હોં લઈ જઈને કહ્યું: "ગરમી!"

એ એક જ શબ્દમાં ગોવિંદ બધું સમજી ગયો. ગિરીશ કેવું જીવન ગુજારતો હતો તેની તેને ખબર હતી, એટલે તેને બહુ આશ્ચર્ય થયું નહિ. તેણે પૂછ્યું: "ત્યારે દર્દ મટતાં સુધી એટલે એકાદ મહિનો ભાઈને અમદાવાદ રહેવું પડશે, પાછળ ધંધાનું શું થશે?"

"અરે ધંધો તો તેમણે બંધ જ કરી દીધો છે અને હવે ધંધો કરવાની તેમને જરૂર જ ક્યાં છે? લાખો રૂપિયા રળ્યા છે, ભાઈ! અને પૈસા તો પાણીની પેઠે ખર્ચતાં પાછું વાળી જોતા નથી. જોતા નથી, અમે ચાર જણ હતા, પણ તેટલા માટે સેકંડ કલાસનો આખો ડબો રિઝર્વ કરાવ્યો."

" ખરેખર, ખૂબ રળ્યા તો હશે; હવે તેમને જલ્દી આરામ થઇ જાય એટલે બસ."

ગોવિંદને મન તો થયું કે પોતે પેલી તારિકાના અને બીજા સમાચાર એ ગુમાસ્તાને પૂછે, પરંતુ તેને એ છિદ્રાન્વેષણ કરવા જેવો અવિનય લાગ્યો, એટલે તેણે પોતાના એ વિષેના કુતૂહલને દાબી દીધું.

સુરતનું સ્ટેશન આવ્યું એટલે ગિરીશે બરફી ખાવા માંગી! મંજુલે તે લાવી આપી.

ગોવિંદને આવું બધું કુપથ્ય કરવામાંથી ગિરીશને વારવાનું મન થયું પણ તે બોલી શકયો નહિ. જે ચિહ્નો પહેલાં તેને ગિરીશના ઉદરરોગનાં જણાતાં હતાં, તે ચિહ્નો જુદા જ દર્દનાં હતાં, વેદના પણ જુદા જ દર્દની હતી, એ બધું હવે તેને સમજાતું હતું. ગિરીશની એવી દશાએ ગોવિંદને ગમગીન બનાવી મૂકયો.

અમદાવાદનું સ્ટેશન નજીક આવતાં મંજુલે ગિરીશને ઉઠાડ્યો. તે ધીરે ધીરે ઊઠ્યો અને તુરત બોલ્યોઃ " ગોવિંદભાઇ! તમારે અહીં ઊતરવું તો પડશે જ, પણ મારી સાથે ઘેર આવવાનું છે એ ધ્યાનમાં રાખજો."

" હું વીરમગામ જઇ, જયમનને મૂકીને પછી આવું તો?"

" ના, તમે તો કયારે ય આવો, અને હું તો બે દિવસ અત્યારે જ તમને રોકી રાખવા ઇચ્છું છું. સમજ્યા? ના પાડશો નહિ, મારે તમારું કામ છે."

ગોવિંદ ના પાડી શકયો નહિ, અને સૌની સાથે તે અને જયમન પણ ઊતરીને ગિરીશને ત્યાં–તેના પિતાને ત્યાં ગયાં.



## [ ૫૧ ] . . . . . ગિરીશની કમાણી !

પિતાને ત્યાં ગિરીશને માટે એકદમ સરસ સગવડ કરવામાં આવી. શેઠના મુખ્ય દિવાનખાનાના ખંડમાં જ તેને માટે છત્રીવાળો પલંગ ગોઠવવામાં આવ્યો. પાસે ત્રિપાઇ મૂકીને તેની પર તેને માટે દવાનાં સાધનો ગોઠવવામાં આવ્યાં. વિજળીનો પંખો બીજા ખંડમાં હતો તે ત્યાંથી ખસેડીને એ ખંડમાં મૂકવામાં આવ્યો. અહીં હવે ડાકટરને બોલાવીને ઉપચાર શરુ કરવાનો હતો, પરન્તુ ડાકટર બીલીમોરિયા સાંજે પાંચ લાગ્યા પહેલાં આવી શકે તેમ નહોતું.

બપોરે જમીને શેઠ દુકાને ગયા, અને મંજુલ વામકુક્ષી માટે પોતાના શયનખંડમાં જઈ સૂતો, ત્યારે એકાંત જોઇને ગોવિંદે પૂછયું: "કહો, ગિરીશભાઇ! મને શું ફરમાન છે?"

ગિરીશ હસીને બોલ્યો: "કેવી મીઠી ભાષા બોલો છો! મારે તમને ફરમાન કરવાનું શાનું?"

"તમે મને અહીં રોકયો છે એટલે તમારું કોઈ કાર્ય જ હશે એમ હું માનું છે. એ કાર્યસેવા હવે ફરમાવો એમ હું કહું છું."

ગિરીશ વધુ હસ્યો અને પછી બોલ્યો: "એક રીતે કહું તો ઘણું મોટું કાર્ય હું તમને સોંપવા ઇચ્છું છું; બીજી રીતે કહું તો એ કાર્યની બહુ ઉતાવળ પણ નથી, પણ એ કાર્ય મહત્ત્વનું છે એમાં મને શંકા નથી; અને તે કામ કરવા માટે તમે જ એકલા લાયક છો એમ મને સૂઝયું મેં તમને સેંટ્રલના સ્ટેશન પર જોયા તે જ વખતે."

"એમ? ત્યારે હવે ફરમાવો એ કાર્ય."

"તમને યાદ હશે કે મેં તમને એક વાર કહેલું કે મારે હવે બાર મહિના ધંધો કરવો છે અને રૂપિયા દસ લાખ કૂટી કાઢવા છે."

"હા કહેલું, મને તે બરાબર યાદ છે."

" પણ દસ લાખની કમાણી સુધી હું પહોંચ્યો નથી, આઠ લાખે તબિયતને કારણે અટકી જવું પડ્યું છે. પણ એટલાથી મને સંતોષ છે. મેં ક્યાં એવી પ્રતિજ્ઞા લીધી છે કે બસ મારે દસ લાખ જ એકઠા કરવા ? આઠ લાખ પણ ઘણા બધા છે. મેં તો ધારેલું કે હું એક વર્ષમાં દસ લાખે પહોંચીશ પણ આપણે મળ્યા ત્યાર-પછી એક–બે સોદા એવા મળી ગયા કે જોતજોતાંમાં હું આટલી મૂડી એકઠી કરી શક્યો. હવે તબિયત સુધર્યા બાદ મારે કોઇ જાતનો ધંધો, વેપાર, નોકરી, કશું કરવું નથી; બેઠાં બેઠાં ખાઇએ તો ય જિંદગીભર આઠ લાખ ખૂટી જવાના નથી. પરંતુ નવરા બેઠા માણસનું શરીર આળસુ થઇ જાય, મન કટાવા લાગે, એટલે મારે તમને કહેવાનું એ છે કે તમારે મારે માટે કોઇ એવો વ્યવસાય શોધી કાઢવો કે જેથી જીવનપર્યંત હું આનંદમાં રહી શકું અને વળી નવરો પડું નહિ. એ વ્યવસાય દ્વારા પૈસા પેદા થવા જોઇએ એવી મારી શરત નથી. આગ્રહ નથી, માંગણી નથી કે ઇચ્છા પણ નથી. વધુ પૈસા મને જોઇતા નથી. મૂડી થોડી ઓછી થતી જાય તેની ય પરવા નથી, પણ જિંદગી સુધી મૂડી પહોંચે એટલે બસ. એ વ્યવસાય શોધવાનું કામ મિત્ર તરીકે હું તમને સોંપવા ઇચ્છું છું. "

" બહુ સારી વાત. હું બરાબર વિચાર કરીને કોઇ યોજના તમારી સમક્ષ મૂકીશ. હું ધારું છું કે તમને એ યોજના માટે બહુ ઉતાવળ નથી. જે યોજના આપણે નક્કી કરીશું તેનો અમલ તો તમારી તબિયત સુધર્યા પછી જ થવાનો છે ને ?"

" હા, તબિયત સુધર્યા પછી જ; પરંતુ તબિયત તો બહુ બહુ તો પંદરેક દિવસમાં ઠેકાણે આવી જશે. મુંબઇની હોસ્પિટલમાં બરાબર માવજત જ થતી નહિ. પૈસા મેં ખૂબ ખર્ચ્યા પણ ડાકટરો, તેમના મદદનીશો, નર્સો, બધાંય લુચ્ચાં ને લાલચુ. મારા જેવો ધનવાન અને ભોળો દર્દી જેમ વધુ વખત બિછાને રહે તેમ તેમને

વધુ લાભ, એટલે તેઓ દર્દીની માંદગી કેમ લંબાય એ દૃષ્ટિથી જ કામ કરે! અહીં હવે બરાબર માવજત થશે એટલે બે અઠવાડિયાંમાં હું સાજો થઇ જવાનો. એટલા વખતમાં તમે યોજના તૈયાર કરી રાખજો. પંદરેક દિવસ પછી તમે વીરમગામ હશો કે મુંબઇ?"

"ઘણું કરીને તો વીરમગામ જ હોઇશ, હું એક મહિનો ત્યાં ગાળવાના ઇરાદાથી મુંબઇથી નીકળ્યો છું."

"તો પછી હું તમને પંદર દિવસ પછી વીરમગામ મળવા આવીશ. તમને પુનઃ અહીં આવવાની તકલીફ આપવા ઇચ્છતો નથી."

ગોવિંદ બોલ્યોઃ "ઠીક છે, તમને આરામ થાય ત્યારે મને પત્ર લખજો, અને ક્યારે વીરમગામ આવશો તે મને અગાઉથી જણાવજો. ચાર અઠવાડિયાં સુધીમાં તો આપણે વીરમગામમાં જ મળી શકીશું, તેથી મોડું થાય તો હું કદાચ મુંબઇ ગયો હોઉં."

"એટલું બધું મોડું શાનું થાય? મને જરા ગરમી થઈ છે. અને ડાકટરની સ્પેશ્યલ ટ્રીટમેન્ટ લઈશ એટલે દર્દ કાબૂમાં આવી જવાનું."

"બહુ સારું."

"આટલા કામ માટે મેં તમને રોકી પાડયા!"

"કશી ફીકર નહિ. આવું કાર્ય મને સોંપવાનો તમારો અધિકાર છે, અને તે બજાવવું એ મારી ફરજ છે."

ગોવિંદની—એ ઉદાર મિત્રની પ્રશંસામાં ગિરીશ એક–બે વાકય બોલ્યો, એટલામાં એકદમ દર્દ ઊપડી આવવાથી તેણે ચીસ નાંખી. ગોવિંદ બ્હી ગયો, મંજુલ દોડતો આવ્યો અને બોલ્યો:
"શું છે ભાઇ?"

"અરે, લોશન કયાં બાળ્યું છે? આ ટ્રીપાઈ પર કેમ દેખાતું નથી?" કટાણે મ્હોંએ ગિરીશે પૂછયું.

લોશનનો બાટલો મોટો હતો એટલે તે ટ્રીપાઈ પર રાખ્યો નહોતો પણ પલંગની નીચે મૂકયો હતો, તે મંજુલે ઊંચકીને કહ્યું:
"આ રહ્યો!"

"મને તેની શી ખબર ! મેં નહોતું કહ્યું કે બધી દવાઓ એ ટ્રીપાઇ પર જ રાખવી ? પણ તમારામાં અક્કલ જ ક્યાં બળી છે ?"

મંજુલે એ ઠપકાનાં વેણ મૂગાં મૂગાં સાંભળતાં એક વાડકીમાં થોડું લોશન કાઢ્યું, તેમાં લીંટનો કકડો પલાળ્યો અને ગિરીશના હાથમાં આપ્યો. ગિરીશે પડખું ફેરવીને એ કકડો સ્થાન પર મૂક્યો એટલે તત્કાળ તેનું દર્દ ઓછું થઇ ગયું અને તે પાછો ગોવિંદ સાથે વાતો કરવા લાગી ગયો.

વાતો કરતી વખતે ગોવિંદને લાગ્યું કે ગિરીશની આંખો કાંઇક સૂજેલી અને ભારે લાગે છે, તથા આંખોમાં લાલાશ છે. ગોવિંદે પૂછ્યું એટલે ગિરીશે કહ્યું કે "આંખો લાલ જ હોય ને. રાત્રે ટ્રેનમાં ક્યાં બરાબર ઊંઘ આવી છે ?"

સાંજે પાંચ વાગતાં ડાક્ટર બીલીમોરિયા આવ્યા, ત્યારે ગોવિંદને ગિરીશની આંખો વધારે સૂજેલી લાગી. એકાદ—બે મિનિટમાં કેવળચંદ શેઠ પણ દુકાન પરથી ઘેર આવી પહોંચ્યા. ડાક્ટરે એક મંજુલ સિવાય બીજાં બધાંને ઓરડાની બહાર કાઢીને ઓરડો બંધ કરી ગિરીશનું શરીર, તેનું છૂપું દર્દ અને આંખો વગેરે બધું બરાબર તપાસ્યું.

વીસેક મિનિટ પછી તેમણે ઓરડો ઉઘાડ્યો, એટલે તુરત કેવળચંદ શેઠે પૂછ્યું : "કેમ સાહેબ ? કેટલાક વખતમાં આરામ આવે એવું લાગે છે ?"

"તમે એમના ફાધર છો ?"

"જી હા."

"આરામ કેટલા વખતે આવશે તે તો હું કહી શકતો નથી; પરન્તુ મારી પહેલી સલાહ એ છે કે તમે દર્દીને 'વેનરલ ડિઝીઝીઝ હોસ્પિટલ' (ચેપી દર્દીઓ માટેની ઇસ્પિતાલ)માં ખસેડો તો વધારે સારું."

ગિરીશે બિછાનામાં પડયાં પડયાં પૂછયું : "એવી શી જરૂર છે ડાકટર ? ઘેર કેમ માવજત ન થાય ?"

"ઘેર માવજત કરવી એ બહુ મુશ્કેલ તથા ખર્ચાળ બની જશે અને તમે કદાચ કંટાળી જશો."

"એમાં કંટાળવાનું કશું કારણ નથી." ગિરીશ બોલ્યો: "જે જે સગવડ એ હોસ્પિટલમાં હશે તે તે સગવડ અહીં કરીશું, ભલે ગમે તે ખર્ચ થાય."

ડાકટરે હસીને કહ્યું: "ગમે તેમ કરો પણ ઘર એ હોસ્પિટલ બની શકે નહિ. ત્યાં કલાકે કલાકે તમારી તબિયત તપાસાય અને તેની નોંધ રહે, વખતસર દવા પીવાડાય અને ઇન્જેકશન પણ અપાય. દિવસમાં ચાર વખત ડૉકટર તમને તપાસે જે અહીં બની શકે નહિ."

ગિરીશ ડાકટરની દલીલોનો પ્રતિકાર કરતો બોલ્યો : "તબિયત તપાસીને નોંધ રાખવા માટે એક દિવસની અને એક રાતની એમ બે નર્સો આપ મોકલી આપો, તેમનું જે બીલ થશે તે હું ચૂકવીશ. જે દવાઓ અને ઇન્જેકશનો જોઇએ તે લખી આપો તે હું બજારમાંથી મંગાવી આપીશ અને નહિ મળે તો મુંબઇ ટ્રંકકોલ કરીને એરમેઇલમાં આવી જાય તેવી ગોઠવણ કરીશ. રોજ ચાર વખત આપ તપાસવા ભલે આવો, હું દરેક વખતનો વીઝીટ ચાર્જ આપીશ અને રાત્રે આવવું પડે તો બેવડો ચાર્જ આપીશ."

આ સાંભળીને ડાકટર જરા વિચારમાં પડયા અને પછી બોલ્યા : "પણ તપાસ માટેનાં જે સાધનો, યંત્રો વગેરે હોસ્પિટલમાં હોય તે કાંઈ અહીં લાવી શકાય નહિ..."

ડાકટરની વાતને કાપી નાંખતો ગિરીશ બોલ્યો : "હોસ્પિટલનાં સાધનો અહીં ન આવે તે ખરું, પરન્તુ નવાં તો આવી શકે ને? તમે માનજો કે એક નવી હૉસ્પિટલ વસાવવાની છે જેને માટે ગમે તે ખર્ચ થાય તે આપવા એક માણસ તૈયાર છે."

"પરન્તુ ભાઇ..."

"અરે સાહેબ !" ગિરીશ કાંઇક રોષ, કાંઇક ખેદ અને કાંઇક આશ્ચર્યથી બોલ્યો : "પૈસા ખર્ચતાં શું ન થઇ શકે ? હું પાંચ-દસ-પચીસ હજાર રૂપિયા ખર્ચવા તૈયાર છું, કહેશો તો લાખ રૂપિયા ખર્ચીશ, પણ હું મુંબઇની હોસ્પિટલથી કંટાળ્યો છું એટલે હું અહીં હોસ્પિટલમાં જવાનો નથી-ઘરઆંગણે જ ગમે તે ખર્ચે મારે માટે બધી વ્યવસ્થા કરી આપો !"

ગિરીશના પ્રતિકાર આગળ ડાકટર જાણે લાઇલાજ બની ગયા હોય તેમ તેમના વદન ઉપર ખિન્નતા વ્યાપી ગઇ. તે થોડી ક્ષણ મૂગા રહ્યા, જાણે કાંઇ ખાસ વ્યવસ્થા કરવાની મનમાં ગોઠવણ કરી રહ્યા હોય. વિચારને અંતે તે બોલ્યા : "વા...રુ: ત્યારે હવે..." એમ કહીને તેમણે પોતાની સાથેની બેગમાંથી એક કોરો કાગળ કાઢ્યો અને તેમાં કાંઇ લખવા માંડ્યું.

એકાદ મિનિટમાં તેમણે લખાણ પૂરું કરીને તે કાગળ કેવળચંદ શેઠના હાથમાં મૂકતાં કહ્યું : "હવે કાલે સવારે તમે મને હોસ્પિટલમાં મળજો."

"આ ચિટ્ઠીમાં લખેલી દવાઓ..."

"એ બધું પછી થઇ રહેશે."

કેવળચંદ શેઠ ડાકટરના 'પ્રિસ્ક્રિપશન' વાળો કાગળ જોઇ અક્ષરો ઉકેલવા મંડ્યા પણ ઉકેલી શક્યા નહિ એટલે તેમણે એ કાગળ ગોવિંદના હાથમાં મૂક્યો. ગોવિંદ તે વાંચતાં જ જાણે અવાક્ બની ગયો. એ હાથમાંના કાગળ સામે જ તાકી રહ્યો.

"લાવો ગોવિંદભાઇ, એ કાગળ, જોઉં, ડાકટરે કઇકઇ દવાઓ અને સાધનસામગ્રી લખી આપ્યાં છે ?" એમ કહેતાં ગિરીશે હાથ લંબાવ્યો, ગોવિંદે હાથ ચોર્યો, એટલે ગિરીશે ઝડપ મારીને ગોવિંદના હાથમાંથી કાગળ ઝૂંટવી લીધો.

તે વાંચતાં જ ગિરીશને મૂર્છા આવી ગઇ.



## [ ૫૨ ] . . . . જીવન માટેનો તડફડાટ

ગિરીશ જે ગુપ્ત ચેપી દર્દનો ભોગ થઇ પડ્યો હતો, તે પ્રમાણમાં થોડા જ વખતમાં આગળ વધીને અસાધ્ય કોટિમાં પહોંચી ગયું હતું, પરન્તુ એ ખયાલ મુંબઇના ડાક્ટરે તેને આવવા દીધો નહોતો. મંજવાલાના જાણવામાં એ સ્થિતિ આવી ત્યારે તેમણે ગિરીશના પિતાને તાર કર્યો હતો. ગરમીના ચેપની અસર ગિરીશના શરીરના લોહીમાં ખૂબ વ્યાપી ગઇ હતી અને તેને આવતો તાવ એની જ અસર હતી. એ અસરથી શરીર પર ફોલ્લા પણ ઊપડી આવે છે જેને વિસ્ફોટક કહે છે, પરન્તુ ગિરીશના શરીરના લોહીની ગરમી એવી રીતે ઊપડી ન આવતાં આંખો પર ઊતરવા માંડી હતી એ ડાક્ટર બીલીમોરિયાના ધ્યાનમાં તુરત આવી ગયું હતું.

તેમણે ચિઠ્ઠીમાં જે કાંઇ લખ્યું હતું તે કોઇ જાતનું પ્રિસ્ક્રિપ્શન નહોતું, પરન્તુ જે ભયાનક વાત તેમનાથી દર્દીને કે દર્દીનાં આપ્તજનોને મુખથી કહી શકાય તેવી નહોતી તે વાત તેમણે એ ચિઠ્ઠીમાં લખી હતી. તેમણે લખ્યું હતું કે " દર્દીનું દર્દ અસાધ્ય કોટિમાં પહોંચી ગયું છે. લોહી ઝેરી બની ગયું છે. છતાં તેનો એક ઉપાય છે. એ ઉપાય ખસ્સી કરવાનો છે અને જો ખસ્સી કરવાનું મંજૂર રાખવામાં ન આવે તો દર્દી આંખે આંધળો થવાનો સંપૂર્ણ ભય છે. એમાંથી એક રીતે જ દર્દીને જિવાડવા માટે યત્ન કરી શકાય તેમ છે, અને ઉપચાર કરવો જ હોય તો દર્દીને ચેપી દર્દી માટેની ઇસ્પિતાલમાં ખસેડ્યા વિના બની શકે તેમ નથી."

મૂર્છિત થએલા ગિરીશને ભાનમાં લાવવાને દોડાદોડી થઇ રહી. ગોવિંદે તેને સ્મેલિંગ સોલ્ટ સુંઘાડ્યું, મંજુલે તેની આંખો પર પાણી છાંટ્યું, કેવળચંદ શેઠ તો આભા બનીને રડવા લાગી ગયા.

કેટલીક વારે ગિરીશ શુદ્ધિમાં આવ્યો ત્યારે તેના વદન ઉપર જાણે પ્રેતકળા પ્રસરી ગઈ હતી. થોડી વાર સુધી તો તેનાથી બોલી

શકાયું નહિ. મંજુલે કૉફી લાવીને તેને પાઇ ત્યારે તે જરા હોશિયારીમાં આવ્યો.

તેણે મંદ ઉદ્‌ગાર કાઢ્યોઃ "ગોવિંદભાઇ !"

"શું કહો છો ?"

"આ ડાકટર કરતાં કોઇ વધારે હોશિયાર ડાકટર અમદાવાદમાં નથી ?" તેણે પૂછ્યું.

ગોવિંદને તો અમદાવાદ સંબંધે ઝાઝી માહિતી નહોતી, એટલે તેણે કેવળચંદ શેઠ તરફ જોયું. શેઠે તુરત કહ્યું: "આવાં દર્દોમાં તો આ જ ડાકટર હોશિયાર છે, પણ ગોવિંદભાઇ ! કેટલીક વાર આવા કેસોમાં જે કામ ડાકટરોની દવા નથી કરતી તે કામ દેશી વૈદ્યોની દવા કરે છે. એટલે મારો વિચાર તો આ ડાકટરને છોડી દઇ કોઇ સારા વૈદ્યને જ બોલાવવાનો છે."

ગોવિંદે કહ્યું: "હા, એ સારો વિચાર છે. સવારે વાત."

ગિરીશ બોલ્યો: "વળી સવાર ઉપર શાને મુલ્તવી રાખો છો ? અત્યારે જ બોલાવો ને."

સાંજ પડી ચૂકી હતી, અને શી ખબર રાત કેવી જાય ! એટલે કેવળચંદ શેઠ તુરત ઘેરથી નીકળી પડ્યા. તે એકને બદલે બે વૈદ્યોને બોલાવી લાવ્યા. એક હતા સંસારી અને બીજા હતા સંન્યાસી. પરંતુ બેઉની ફી એવી હતી કે જે લક્ષાધિપતિઓને જ પોષાય; અને ગિરીશ ક્યાં લક્ષાધિપતિ નહોતો ? ખર્ચ કરવામાં હાથ સંકોચવાની નિત્યની ટેવવાળા કેવળચંદ શેઠ પણ ડાકટરનો અભિપ્રાય સાંભળ્યા પછી જાણે દિલના દુલા બની ગયા હતા.

બેઉ વૈદ્યોએ ગિરીશના દર્દની ચિકિત્સા કરી અને કહ્યું: "દર્દ મટી જાય તેવું છે, અને દવા વગરવિલંબે શરુ કરી દો. ફક્ત દર્દીએ સખ્ત પરહેજ પાળવી પડશે."

ગિરીશ ઉત્સાહથી બોલ્યો: "તમે કહેશો તેવી પરહેજ હું પાળીશ."

વૈદ્યે સંન્યાસીની સંમતિ લઇને કહ્યું: "અત્યારે હું એક પડીકી આપું છું તે તમારે લેવી. એથી ઝાડા થશે, પણ ગભરાવું નહિ. પહેલાં ઉદરશુદ્ધિ કરવી જોઇએ, ત્યારપછી જ દર્દની દવા શરુ થાય એ તમે જાણો છો ને ?"

"હા જી."

વૈદ્યે દવાની એક પડીકી વળી આપી તે કેવળચંદ શેઠે લીધી અને કહ્યું: "વાત એમ છે વૈદ્યરાજ ! દર્દી ગભરાય છે બહુ. એટલે એક વાર દર્દને આગળ વધતું રોકવાની જરૂર છે, પછી ભલે ધીરે ધીરે મટે."

"મારી દવા પણ એ જ કામ કરશે. કાલથી દવા શરુ કરીશું, સવારે તમે આવજો."

"સંન્યાસીજી દવા આપશે કે તમે ?"

"જુઓ, અમે બેઉ એકબીજાની સંમતિથી દવા આપીશું. દર્દી હરતો ફરતો થઇ જાય અને રોગ મૂળમાંથી જાય ત્યારે તમારે મને અને સંન્યાસીજીને હજાર-હજાર રૂપિયા આપવા પડશે, અને તેમાં શરુઆતમાં અઢીસો-અઢીસો આપવા પડશે."

"રોજની ફીનો દર ઠરાવો તો વધુ સારું." ગોવિંદે સૂચના કરી.

"આવાં દર્દોમાં અમે રોજની ફીનો ઠરાવ કરતા નથી."

"ત્યારે હું સવારે આવું ?" શેઠે પૂછ્યું.

"હા."

"અત્યારે જ દવા શરુ કરી હોત તો ? ખર્ચની કાંઇ ચિંતા નથી વૈદ્યરાજ !"

"અત્યારે મેં જે પડીકી આપી છે તે પૂરતી છે."

"વારુ, આપની વિઝિટ ફી ?"

"પચીસ રૂપિયા મને આપો અને પચીસ રૂપિયા સંન્યાસીજીને આપો. જવા માટે ગાડી તૈયાર છે ને ?"

“ હા, હા, બહાર રોકી રાખી છે ને.” શેઠે પચાસની નોટો ગજવામાંથી કાઢતાં કહ્યું.

વૈદ્યની વાણી અને સંન્યાસીનો વેશ બેઉ ગિરીશમાં આશા અને ઉત્સાહ પૂરી રહ્યાં. એ બેઉ ગયા એટલે ગિરીશ બોલ્યોઃ “ગોવિંદભાઇ ! આપણા દેશના વૈદ્યો પણ ડાકટરોથી ઊતરે તેવા નથી. ડાકટરને જે હિંમત નહોતી તે આ બેઉ વૈદ્યોમાં સાંપડી. અને તેઓ કહે છે તેવી પરહેજ પાળવામાં હું પાછો નહિ હઠું, હોં !”

વૈદ્યે આપેલી પડીકી ગિરીશે આશા અને ઉમંગભેર લીધી. તેથી રાત્રે તેને બે–ત્રણ દસ્ત થયા. વૈદ્યે કહ્યા પ્રમાણે હવે તેને કોઠો સાફ થઇ ગએલો ભાસ્યો. સવારે કેવળચંદ શેઠ વૈદ્ય પાસે જઇને દવા લઇ આવ્યા અને પરહેજ તથા ખોરાક અંગેની સૂચનાઓ પણ લેતા આવ્યા. દવાની ગોળાઓ ઘીમાં વીંટીને ગળી જવાની હતી અને ઘી સાકરનો શીરો તથા દૂધ સિવાય બીજો કશો ખોરાક લેવાનો નહોતો. એ દવા લીધી અને તુરત ગિરીશને જાણે ભાસ થવા માંડયો કે પોતાનું દર્દ મટવા લાગ્યું છે ! પરન્તુ એ તો હતા કેવળ આશાભર્યા મનના પડઘા ! ત્રણ વખત ગોળીઓ ગળી ગયા પછી સાંજે તેની આંખોનો સોજો વધ્યો અને વેદના જરાય ઓછી થઇ નહિ.

પછી ગિરીશના મનમાં નિરાશા પ્રકટવા લાગી. દર્દ ઝડપથી અને ચમત્કારિક રીતે મટી જવાની આશાથી અધીર એવું તેનું મન કાંઇ કાંઇ તર્કવિતર્ક કરી રહ્યું હતું.

પિતાને તેણે કહ્યું: “ પિતાજી ! આ વૈદ્યોથી કાંઇ મને આરામ થવાનો નથી; વિલાયતથી કોઇ હોશિયાર ડાકટરને બોલાવીએ તો ?”

પિતાએ કહ્યું: “ ભાઇ ! વિલાયતથી ડાકટર આવતાં કેટલાય દિવસ થાય; ત્યાંસુધી કાંઇ રાહ જોઇને બેસી રહેવાય ? ”

“ અરે, એમાં કાંઇ બહુ દિવસ ન થાય પિતાજી ! ડાકટર

વિમાનમાં આવી શકે, અને ફી ગમે તેટલી લે કે ગમે તેટલું ખર્ચ થાય તેની કાંઇ ચિંતા નથી."

"ખર્ચની પરવા કોણ કરે છે? પણ તું જાણે છે કે અત્યારે તો લડાઇ ચાલે છે. વિમાની મુસાફરી પણ ક્યાં કોઇ કરી શકે છે?"

"હા, એ વાત સાચી!"

ગોવિંદને વિચાર થઇ રહ્યો હતો કે એક વારનો બહાદુર, હિંમતબાજ અને ધાર્યું તીર મારનાર જુવાન અત્યારે કેવો આરેઝ થઇ ગયો હતો! તેની બધીય બહાદુરી અને હિંમત કોઇ પણ પ્રકારે ધન કમાવા પાછળ લાગી રહી હતી, સારા–બૂરાનો વિચાર તેણે કર્યો ન હતો, નીતિને માત્ર લોકદેખાડા માટેનું જ સાધન તેણે માન્યું હતું, પવિત્રતા તેને ઉપયોગી જણાઇ નહોતી, સંયમને તેણે જીવનમાં સ્થાન આપ્યું નહોતું; આજે લાખો કમાયા પછી તે જીવનને માટે તરફડી રહ્યો હતો! કમાયલા ધનથી હરકોઇ વસ્તુ, હરકોઇ પ્રકારનું સુખ, જીવનની શાન્તિ, બધું ય મેળવી શકાય છે એ ભ્રમમાં જ કુટાયા કરીને હજી પણ તે લખપતિ બનેલો જુવાન માને છે કે વિલાયતથી બોલાવેલો ડાક્ટર પોતાની ગએલી તંદુરસ્તી પાછી લાવી આપશે અને પોતાને સુખી જીવન ગાળવા સમર્થ બનાવશે! બિચારો ગિરીશ!

રાત્રિ શાંતિ–અશાંતિના મિશ્રણ વચ્ચે જેમ તેમ પસાર થઇ. સવારે તાવ વધેલો અને આંખોનો સોજો પણ વધેલો જણાયો. કોઇએ શેઠને સલાહ આપી કે ખાવાની દવા ભલે વૈદ્યની ચાલુ રાખો, પણ આંખોની દવા ડાક્ટરની કરો, એટલે શેઠ આંખોના ડાક્ટરને બોલાવી લાવ્યા.

દવા આંખોની કરવાની હતી પણ આંખોનું દર્દ શાને આભારી છે તે જાણવાની ડાક્ટરને જરૂર લાગી, એટલે તેણે ઓરડો બંધ કરી તેના શરીરની તપાસ કરી, આંખો ધોઇને દવાનાં ટીપાં પાડ્યાં

અને સૂચના કરી કે "જ્યાંસુધી મુખ્ય દર્દ મટે નહિ ત્યાંસુધી આંખોની દવા ચાલુ રાખવી પડશે અને બીજો ચેપ આંખોને લાગે નહિ તેની ખાસ સંભાળ રાખવી પડશે."

જે વખતે ગિરીશની આંખોની માવજત ઓરડાની અંદર ચાલી રહી હતી, તે જ વખતે તારિકા ત્યાં આવી પહોંચી. ઓરડાની બહાર ગોવિંદ ઊભો હતો તેણે તેને જોઇ અને તુરત પૂછ્યું: "કેમ તારિકા બહેન!"

"અહો, ગોવિંદભાઇ! તમે છો? ગિરીશચંદ્ર કયાં છે?"

"ઓરડાની અંદર છે."

"કેમ?"

"ડાકટર એમનું શરીર તપાસે છે."

"કેમ વારુ? મેં તો એમ સાંભળ્યું છે કે તેમની તબિયત સુધરી ગઇ છે અને હવાફેર માટે અહીં આવ્યા છે."

"તમે એ બરાબર સાંભળ્યું નથી. તેમની તબિયત બરાબર નથી અને અહીં દવા કરાવવા માટે જ આવ્યા છે." ગિરીશે જણાવ્યું.

"તેમને શું વર્તાય છે ગોવિંદભાઇ?'

"હમણાં ઓરડો ઊઘડશે એટલે અંદર જઇને તમે જાતે જ પૂછી જોજો ને." ગોવિંદે જવાબ આપ્યો.

"તમારા કહેવા ઉપરથી કંઇ ગંભીર માંદગી હોય એમ જણાય છે."

"સેકંડહેંડને બદલે ફર્સ્ટહેંડ માહિતી મેળવવી વધારે સારી."

એટલામાં દ્વાર ઊઘડયું. કેવળચંદ શેઠ અને મંજુલ તારિકાને બહાર ઊભેલી જોતાં જ રાતાપીળા થઇ ગયા, પણ કશું ય બોલ્યા નહિ. બેઉ જણા ડાકટરની પાછળ પાછળ ઓરડામાંથી બહાર નીકળ્યા, અને આગળ ગોવિંદ તથા પાછળ તારિકાએ ઓરડામાં પ્રવેશ કર્યો.

  

## [૫૩] . . . . . . ગિરીશના નિઃશ્વાસો

આંખોમાં દવા નાંખેલી હોવાથી ગિરીશ આંખો મીંચીને સૂતેલો હતો એટલે તેણે તારિકાને જોઇ નહિ, પરન્તુ તારિકાએ પ્રશ્ન કર્યો: "કેમ ગિરીશચંદ્ર! તમને શું વર્તાય છે?"

તારિકા ગિરીશના ચિત્તથી એટલી બધી દૂર પડી ગઇ હતી કે તેનો સ્વર પણ તે તત્કાળ ઓળખી શકયો નહિ, એટલે તેણે પૂછ્યું: "કોણ છે એ?"

પાસે ઊભેલા ગોવિંદે કહ્યું: "એ તો તારિકા બહેન તમારી તબિયતની ખબર પૂછવા આવ્યાં છે."

"તારિકા!" ગિરીશે તુરત આંખો ઉઘાડી. આંખોમાંથી પાણીની ધાર ચાલી તેને ટુવાલથી લૂછી નાંખતો તે બોલ્યો: "તારિકા! તને મારી તબિયત સાથે હવે શો સંબંધ છે?"

"એમ કેમ બોલો છો? આપણે થોડો વખત મતભેદને કારણે અલગ રહ્યાં એટલે શું આપણે પતિ-પત્ની મટી ગયાં?" તારિકાના સ્વરમાં કિંચત્ એવી મૃદુતા હતી કે જેને પશ્ચાત્તાપરૂપ કહી શકાય.

"હં! હવે સાંભર્યું કે આપણે પતિ-પત્ની મટી ગયાં નથી!" ફીકકું હસીને તે બોલ્યો: "ત્યારે તો તું મારી માંદગીમાં મારી સેવાચાકરી કરવાને આવી હોઇશ, ખરું ને?"

"કેમ નહિ? ગઇગૂજરી ભૂલી જાઓ તો હું તમારી સેવા-ચાકરી કરવા પણ તૈયાર છું."

ગોવિંદ બોલ્યો: "તારિકા બહેનને તો એવી ખબર મળેલી કે તમારી તબિયત સુધરી ગઇ છે અને તમે હવાફેર માટે આવ્યા છો."

તારિકા બોલી: "હા, હું તો માત્ર એવું જાણીને જ આવેલી, પણ તમારી તબિયત હજી નરમ રહે છે એવું અહીં જ મેં જાણ્યું. હવે તમારે મને ક્ષમા આપવી જોઇએ અને ભૂતકાળને ભૂલી જવો જોઇએ!"

તારિકાની એ વાણી ગિરીશને આશ્ચર્ય ઉપજાવી રહી. તેણે ફરી આંખો ઉઘાડીને તારિકાને નિહાળી અને તેણે વિશેષ આશ્ચર્ય અનુભવ્યું. તે બોલ્યો: "હવે તો તું હિંદુ લગ્નવિધિ કરવાને પણ કદાચ તૈયાર હોઇશ !"

"જરૂર, એ કહેવા જ હું આવી છું; પરન્તુ તમારી તબિયત હજી સુધરી નથી એટલે તમે સાજા થાઓ ત્યાંસુધી તમારી સેવા કરવાનો અને અહીં રહેવાનો પણ મેં નિશ્ચય કર્યો છે." તારિકાએ સ્પષ્ટતા કરી.

થોડી ક્ષણ ગિરીશ મૂગો બેસી રહ્યો. તે મનમાં કાંઇ વિચાર કરી રહ્યો હોય એમ જણાયું. આખા ખંડમાં નીવરતા પ્રસરી ગઇ.

બે એક મિનિટ પછી એ નીરવતાનો ભંગ કરતો ગિરીશ બોલ્યો: "તારિકા! હવે વધુ વખત તું મને બેવકૂફ બનાવી શકે તેમ નથી. હું સમજી ગયો છું કે તું મારી સેવા કરવા અને હિંદુ લગ્નવિધિ કરવા તૈયાર થઇને કેમ આવી છે! તારા શરીરની સ્થિતિ હું બરાબર પિછાણી ગયો છું. તારા ઉદરમાં બાળક છે તેનું પિતૃત્વ તું મારે માથે મારવા આવી છે, પરન્તુ હું બબૂચક નથી !"

તે ક્ષણે ગોવિંદનું ધ્યાન તારિકાના દેહ તરફ વિશિષ્ટ રીતે ગયું ખરું, પણ તેના વદન ઉપર આશ્ચર્ય પ્રકટ્યું નહિ. શામાટે આશ્ચર્ય પ્રકટે ? ગિરીશે જે માર્ગ પકડ્યો હતો તેના ફળરૂપે તેને બિમારી મળી હતી, તારિકાએ જે માર્ગ પકડ્યો હતો તેનું ફળ મળતું અટકાવવાના તેના કૃત્રિમ ઉપાયો છતાં તે ફળને અટકાવી શકાયું નહોતું.

ગિરીશના ખુલ્લા આક્ષેપથી તારિકા દિલમાં તો થરથરી ગઈ, પણ એ થરથરાટ તેણે વાણીમાં દેખાવા દીધો નહિ. તે તત્ક્ષણ બોલી: "એ તમારો ભ્રમ છે, ગિરીશચંદ્ર! તમે મને ત્યજી દેવા ઇચ્છતા હો, તો તમે ભલે તેમ કહો, પરન્તુ મને બદનામ કરીને અપમાનો નહિ."

ગોવિંદ બોલ્યો: " બેઉ જણાં એમ અકળાઇ જાઓ, તેનો કશો અર્થ નથી. અને તારિકા બહેન ! તમારે હવે સમજી લેવું રહ્યું કે અત્યારે ગિરીશભાઇને તમારી સેવા જોઇતી નથી. છતાં તમારા દાંપત્યનું ભવિષ્ય કાંઇ અત્યારથી અટકી જતું નથી. તેમની તબિયત સુધરશે, ભ્રમ હોય તો તે દૂર થશે, એટલે પહેલાં જેમ તમે બેઉ એકદિલ હતાં, તેમ પરસ્પરની ઉદારતાથી પુનઃ એકદિલ થઇ શકશો. "

" ત્યારે મારે તેમની તબિયત સુધરતાં સુધી રાહ જોવી ? "

" તબિયત સુધરતાંસુધી જ નહિ, પણ ભ્રમ દૂર થતાંસુધી, એટલે આજથી પાંચ-છ માસ તો તમારે સમજી લેવાના. " ગોવિંદે જવાબ આપ્યો.

" એ તમે બરાબર કહ્યું ગોવિંદભાઇ ! " ગિરીશને જે કહેવું હતું તે જ જાણે ગોવિંદે કહ્યું હોય એમ તેને લાગ્યું.

પૂર્વે કોઇ વાર ગોવિંદે તારિકાની આંખોમાં આંસુ જોયાં નહોતાં, તે એ ક્ષણે તેણે જોયાં.

અત્યારસુધી એ ગ્રેજ્યુએટ યુવતીને પોતાની શક્તિની, પોતાના ડહાપણની, પોતાના જ્ઞાનની અને એ જ્ઞાનના બજારુ મૂલ્યની જે કલ્પના હતી તે કલ્પના છેલ્લા એકાદ માસમાં નાશ પામી હતી. હવે તે પોતાના સગા ભાઇની લાડકી બહેન તરીકેનું કે ભોજાઇની મોંઘેરી નાની નણંદ તરીકેનું બધું માન ગુમાવી બેઠી હતી. તનસુખે બહેનને અમુક સીમા સુધી છૂટ આપીને વર્તવા દીધી હતી; તે ભણેલી ગણેલી છોકરી જોઇ-વિચારીને જ પ્રત્યેક ડગલું ભરે તેવી હતી, પછી તેને સલાહ-શિખામણ આપવાની શી જરૂર, એમ માનીને તનસુખ તેની અને ગિરીશની વચ્ચેના પ્રકરણમાં ઊંડો ઊતર્યો નહોતો કે વચ્ચે પડ્યો નહોતો. બેઉ જણાં પોતપોતાની રીતે પાછાં અનુકૂળ બની જશે કે જેમ ઘણી વાર કેટલાંય દંપતીઓના સંબંધમાં બન્યાં કરે છે, એમ સમજીને તેણે માન્યું હતું કે આ પડેલી તૂટમાં બેઉનો થોડો થોડો વાંક હશે, તે વખત જતાં ભુલાઇ જશે; પરન્તુ છેલ્લા એક

માસમાં તનસુખ અને તરલાએ જોયું હતું કે જે છૂટ તારિકા લઇ રહી હતી તે સીમા ઉલ્લંઘી ગઇ છે અને તેને દહાડા ચડી રહ્યા છે ! બસ, તે જ વખતથી તે ભાઈ અને ભોજાઇને એટલી અળખામણી બની ગઇ, પરિચયીઓના એવા આંગળીચીંધણાનો વિષય બની ગઇ કે તે પોતાને વિષમ સ્થિતિમાં આવી પડેલી જોવા લાગી. વધારી મૂકેલી જરૂરીઆતો અને કેળવેલી મોજીલી રહેણીકરણીનો ભાર પહેલાં જે નહોતો જણાતો તે હવે તેને જણાવા લાગ્યો હતો. ભાઇ–ભોજાઇને અપ્રિય લાગવા માંડ્યા પછી તે ઘરમાં બહુ વખત ટકતી નહિ, પણ પછી તો તે સખીઓમાં અને ઓળખીતાંઓમાં પણ અપમાનિત થવા લાગી હોવાથી વખત ગાળવાનાં ઠેકાણાં તેને માટે ઓછાં થઇ ગયાં હતાં. પુસ્તકો ઘણી વાર તેનાં મિત્ર બનતાં, પરન્તુ મનની અસ્વસ્થતામાં પુસ્તકોની સામે નજર નાંખવાનું પણ તેને ગમતું નહિ. કોલેજમાં અને કોલેજની બહાર પુસ્તકોમાંથી મેળવેલું જ્ઞાન તર્કો દોડાવવામાં, ચર્ચા કરવામાં, દલીલો વડે પ્રતિપક્ષને હરાવવામાં, દેશ-પરદેશની માહિતી વડે ઓળખીતાંઓને આશ્ચર્ય પમાડવામાં એક વાર ખૂબ ઉપયોગી થતાં, પરન્તુ આજે એ કશું તેના ચિત્તને સ્વસ્થતા કે આનંદ આપી શકે તેમ રહ્યું નહોતું. આખી દુનિયાની જનતાથી તરછોડાયલી સ્ત્રીને માટે બે સ્થાનો જો આબાદ રહ્યાં હોય તો તે પોતાના જીવનને સુખે નિર્વહી શકે છે : એક સ્થાન માતાનું અને બીજું સ્થાન પતિનું. પરંતુ તારિકાની માતા તો તેની કિશોર અવસ્થામાં મૃત્યુ પામી હતી અને પતિએ તેને જાણે સડેલું ફળ સમજીને ફેંકી દીધી હતી !

કોઇ પણ સ્વજન વિનાની બનેલી સ્ત્રી શું કરે ? ધારે તો તે ઘણું ય કરી શકે, જો પોતાના જીવનને ઊજળું બનાવવાની તાકાત તેનામાં હોય તો—અને એક ગ્રેજ્યુએટ યુવતીમાં એવી તાકાત કેમ ન હોય ? હોવી તો જોઇએ, પરંતુ તારિકામાં તે નહોતી. ભણતરની સાથે સાથે આવેલી કેટલીક ખોટી માન્યતાઓ, કલ્પનાઓથી રચેલાં

સ્વર્ગનાં અને નરકનાં સ્વપ્નો, અંગ તોડીને કરવા જેવા કામને મજૂરી ગણી કાઢવાની કેળવેલી સમજ, જીવનની જરૂરીઆતો ઓછી કરવાના કાર્યને જીવનનું ધોરણ ઊતરતું કરી નાંખવા જેવી બેવકૂફી લેખવાનું દોઢ શાણપણ, અને આનંદને નામે વિલાસીવેડાને પોષવાની મૂર્ખતા, એ બધા અવરોધોને તોડીને જીવનને ઊજળું બનાવવાની તાકાત તેનામાં પ્રવેશ કરી શકે તેમ નહોતું. એ નિર્બળતાએ જ લાચાર બનાવી મૂકેલી તારિકાની આંખોમાં તે ક્ષણે આંસુ પ્રકટાવ્યાં હતાં.

એ આંસુ કદાચ ગોવિંદને દયા ઊપજાવી શક્યાં હોત, પરન્તુ ગિરીશને દયા ઊપજાવે તેમ નહોતું. એ સ્થિતિ સમજવામાં આવતાં જ તારિકા ત્યાંથી ચાલતી થઇ ગઇ.

એકાદ મિનિટ પછી ગિરીશે નિઃશ્વાસ નાંખીને પૂછ્યું: “ગોવિંદભાઇ! તારિકા મારી ઉપર ભરણપોષણનો દાવો માંડી શકે, ખરું ને?”

ગોવિંદે જવાબ આપ્યો: “એ ચિંતા હવે તમે છોડી દો ગિરીશભાઇ! એને જે કરવું હોય તે ભલે કરે, અત્યારે તો તમે માત્ર તબિયત સુધારવામાં જ લક્ષ આપો.”

“ઠીક, ચાલો; હું તારિકાને ભૂલી જ ગયો હતો, અને અત્યારે તે અચાનક આવી એટલે બધી આગલી વાત તાજી થઇ; પણ હવે તેને સંભારવાનો જ નથી. તબિયત ઉપર મારું બરાબર લક્ષ છે, પણ મને લાગે છે કે વૈદ્યની દવા હજી લાગુ પડી નથી.”

ગોવિંદે આશ્વાસન આપ્યું: “વૈદ્યોની દવા ધીરી અસર કરે છે કારણકે તે કાયમી અસર કરે છે; એટલે એ દવા તમને જરૂર ફાયદો કરશે; ભલે લંબાણ થાય પણ અધીરા થશો નહિ.”

“તમારી શિખામણ માનીને હું અધીરો નહિ થઉં કે અકળાઇશ નહિ, પણ સહેજ ફેરફાર તો જણાવો જોઇએ ને? હજી કશો ફેરફાર નથી લાગતો.”

“ એ તો ધીરે ધીરે ફેરફાર જરૂર લાગવાનો. વારુ, આજે મને ત્રીજો દિવસ થયો. સાંજે તો હું અને જયમન જરૂર વીરમગામ જવા ધારીએ છીએ. ”

ગિરીશ બૂમ મારી ઊઠ્યો: “ નહિ નહિ, ગોવિંદભાઇ ! એ નથી બનવાનું. હું તમને નહિ જવા દઉં. તમે પાસે હો તેથી મને બહુ સારું લાગે છે. આ દર્દ હું વેઠી શકું છું તે પણ તમારી જ હૂંફમાં, નહિતો હું કયારનો મરી ગયો હોત કે ગાંડો થઇ ગયો હોત. ”

“ પણ તમારે વિચાર કરવો જોઇએ કે હું પિતાજીને એક મહત્ત્વના કામ અંગે જ મળવા જવા મુંબઇથી નીકળ્યો છું અને અહીં વચ્ચે રોકાઇ રહું તે કેમ પાલવે ? ”

“ પાલવે તેનો માર્ગ હું કરી આપું. તમે એક માસ દુકાન બંધ રાખવાના છો, તેને બદલે બે માસ દુકાન બંધ રાખજો. પછી તમારી દુકાન બંધ રહેવાથી તમને પાંચ-દસ હજારનું નુકસાન થશે, ખરું ને ? ” ગિરીશે મોટેથી હાક મારી: “ મંજુલ ! ઓ મંજુલ ! ”

“ આવ્યો ભાઇ ! ”

“ મારી ચામડાની બેગ લાવ. ”

મંજુલે બેગ આણી. ગિરીશે પોતાની બંડીના ખિસ્સામાંની ચાવીથી બેગ ખોલી. આખી બેગ મહત્ત્વના કાગળ પત્રોથી ભરેલી હતી. ઉપર ઉપરથી કાગળો ખસેડતાં નીચે ચલણી નોટોના થોકડા ગોઠવેલા દેખાયા. તેમાંના એક થોકડામાંથી દસ નોટો કાઢીને ગોવિંદની સામે ધરતાં ગિરીશ બોલ્યો: “ લો, આ દસ હજાર રૂપિયા તમને જતા નુકસાનના હું અગાઉથી આપું છું, પછી તો તમને અહીં રોકાવું પાલવશે ને ? ”

ગોવિંદ હસી પડ્યો અને બોલ્યો: “ ગિરીશભાઇ ! તમારી મમતાને હું પિછાણું છું, મારી મિત્રતા ઉપરના તમારા વિશ્વાસનું મૂલ્ય હું સમજું છું, મારી સેવા માંગવાનો તમારો અધિકાર મને માન્ય

છે, પણ તેનું આ મૂલ્ય ન હોઇ શકે, અને ગોવિંદ એ સ્વીકારશે એમ માનીને તમે આ નોટો ધરો છો તેથી તો મને ખરાબ લાગે છે."

"તમને ખરાબ લાગે છે...સેવાનું આ મૂલ્ય ન હોઇ શકે... ગોવિંદભાઈ!" ગિરીશે ધીરે ધીરે બોલીને ઊંડો નિઃશ્વાસ નાંખ્યો.

"તમારો આગ્રહ છે તો હું વધુ રોકાઇશ, ગિરીશભાઇ! તમે નિરાશ ન થશો." ગોવિંદે તેને આશ્વાસન આપ્યું.

ગિરીશ જાણે ઊંડા વિચારમાં પડી ગયો હોય તેમ બેસી રહ્યો અને કેટલીક વારે બોલ્યો: "ગોવિંદભાઇ, તમારી સેવાની મને જરૂર છે; તે પૈસાથી ખરીદી શકાય તેમ નથી, તો પછી આ બધી નોટોના ચોડાથી શું ખરીદી શકાશે?"

"ઘણું બધું ખરીદી શકાશે ગિરીશભાઇ! તેનાથી બંગલો ખરીદી શકાશે, સોના-ચાંદીની પાટો ખરીદી શકાશે, હીરા-માણેક ખરીદી શકાશે, અનાજ-કાપડ-ઘી-પેટ્રોલ એ બધું છેવટે કાળા બજારમાંથી પણ ખરીદવાની શક્તિ એ નોટોમાં રહેલી છે."

"સાચું, પણ મને એ કશું ય જોઇતું નથી. મને જોઇએ મારા દર્દનો ઉપચાર! ગોવિંદભાઇ! આમાંથી લાખ-બે લાખ રૂપિયાની નોટો લઇ જાઓ અને કોઇને પૂછોને કે તેના બદલામાં કોઇ મારું દર્દ મટાડી આપશે?" અને ગિરીશે બીજો નિઃશ્વાસ નાંખ્યો.

"દર્દો એમ કાંઇ મંત્ર-જંત્રથી કે ચમત્કારિક રીતે ઉતાવળે મટાડી શકાતાં નથી-ધીરે ધીરે મટાડી શકાય છે."

જાણે કાંઇ સાંભર્યું હોય તેમ ચમકીને ગિરીશ બોલ્યો: "હા, ગોવિંદભાઇ! મંત્ર-જંત્રથી અને દેવોના આવાહનથી દર્દો મટે છે ખરાં હોં! જેમ આપણે વૈદ્ય-ડાક્ટરના બતાવેલા દર્દોના ઉપચાર કરીએ છીએ, તેમ આપણે એવા દૈવી ઉપચારનો પણ આશરો લઇએ તો શું ખોટું?"

ગોવિંદ સમજતો હતો કે એ બધા પૈસા બગાડીને વહેમી માનસને સંતોષવાનાં સાધનો માત્ર છે. તેથી ખરેખર લાભ થાય

છે એમ ભાગ્યે જ કોઇ માને છે, પરંતુ તે ગિરીશના માનસ ઉપ-રથી સમજી ગયો હતો કે પૈસા ખર્ચવા એ જ એક પ્રકારની કૃત-કૃત્યતા છે એમ ગિરીશ માનતો હોવાથી તેને સંતોષવાને એ માર્ગે પણ થોડા પૈસા બગાડવા એ જ ઠીક છે. તેણે જવાબ આપ્યો: " તમારી ઇચ્છા હોય તો એ ઉપચાર પણ કરી જોઇએ. અમદા-વાદમાં એવા માંત્રિકો કે જાપ કરનારાઓ કોણ છે તેની મને ખબર નથી."

" અરે પેલા તમારા સ્નેહી રામગરજી બાવા જ પરમ દેવી-ભક્ત છે. તેમને જ બોલાવોને તમે ! એ બધું ય જાણતા હશે."

પોતાને સાંભર્યાં પહેલાં રામગરજીનું નામ ગિરીશને સાંભર્યું એ ગોવિંદના મનનું એક કૌતુક હતું. અધીર અને આતુર મગજની શક્તિ ખરેખર વધારે વેગથી વહન કરી રહી હોય છે.

ગોવિંદે શેઠના ગુમાસ્તા સાથે રામગરજી ઉપર એક ચિઠ્ઠી લખી મોકલીને તેમને તુરત આવવા વિનંતિ કરી.



## [ ૫૪ ] . . . સ્વાભાવિકતા અને આદર્શ

છેક સાંઝે ગુમાસ્તો પાછો ફર્યો અને રામગરજી તરફથી તે જવાબ લાવ્યો કે પોતે અત્યારે ત્યાં આવી શકે તેમ નથી; જો બની શકશે તો સવારે આવશે.

તુરત ગિરીશ બોલ્યો : " ગોવિંદભાઇ ! તમે જાતે નહિ જાઓ, ત્યાંસુધી એ કામ થઇ શકવાનું નથી. તમે ભાડાની ગાડી કે મોટર લઇને જાઓ અને રામગરજીને તેડી લાવો."

ગોવિંદ વિચારમાં પડી ગયો એટલે ગિરીશ પુનઃ બોલ્યો : " તમે અત્યારે ત્યાં જાઓ, અને અત્યારે રામગરજી ન આવે તો ભલે, પણ સવારમાં વહેલા તેમને તેડીને જ આવજો."

"તો એમ જ કરું."

ગિરીશને સાંત્વન આપવા માટે એ માર્ગ જ ઠીક હતો એમ ગોવિંદને પણ લાગ્યું, એટલે તે જમી લઇને તુરત રામગરજીને મંદિરે ગયો.

રાત પડી ગઇ હતી. રામગરજી ભોજન કરીને પાન ખાતા બેઠા હતા, એટલામાં ગોવિંદે જઇને નમસ્કાર કર્યા એટલે તે બોલ્યા: "આવો ગોવિંદદાસ! તમારાં દર્શન તો બહુ મહિને થયાં."

"હા, પંદર–સત્તર મહિના થયા હશે. આપ તો કુશળ છો ને?"

"હ, કુશળતા છે, પરંતુ સમય બહુ વિષમ બનતો જાય છે. હવે તો વળી જાપાન લડાઇમાં જોડાયું છે એટલે આપણા ઉપરનો ભય વધ્યો છે."

ગોવિંદ રામગરજીની સામે બેઠો અને બોલ્યો: "હું આપને થોડી તસ્દી આપવા આવ્યો છું."

"હા, તમારી ચિઠ્ઠી આવી હતી, અને હું તુરત આવત પણ પણ ખરો, પરંતુ અહીં એક ઉપાધિ પેઠી છે."

"શું છે વળી?"

"વીરમગામથી એક લંગડી બાઇને ગઇ કાલે સાંજે આવીને એક જણ મૂકી ગયો..."

"પેલી રૂડી તો નહિ?"

"હા, એ જ. તમે તેને ઓળખો છો." રામગરજી જરા થોભ્યા અને પાનના રસનો ઘૂંટડો ગળે ઉતારીને બોલ્યા: "તમને કદાચ ખબર નહિ હોય કે રૂડી લંગડી થવાથી તેના ધણીએ તેને છૂટકો આપેલો..."

"એ બધું હું જાણું છું. છેલ્લે રૂડી બદચાલે પણ ચડી હતી..."

"હા, એની જ મ્હોંકણ. તેને દહાડા રહેલા એટલે એને આશ્રમમાં મૂકી જવા એક જણ આવેલો, પણ આશ્રમમાં દાખલ થવા માટે ઓળખાણ જોઇએ, કાંઇ ખર્ચના પૈસા ભરવા પડે,

ફારમ ભરવું પડે, એ બધું કોઈએ કરી આપવું જોઈએ, એટલે પેલો જણ તો તેને અહીં મૂકીને ચાલ્યો ગયો. હું એ બધું કરવાનો જ હતો, એટલામાં આજ સવારમાં જ તેને પ્રસૂતિ થઈ અને મૂએલું બાળક અવતર્યું. મેં દાયણને બોલાવીને તેની બધી વ્યવસ્થા અહીં મંદિરમાં જ કરી, પરન્તુ હવે તે મરવા પડી છે!"

"ક્યાં રાખી છે તેને?"

"પરશાળમાં કંતાનની આડચ કરીને તેને સુવાડી છે. સુવાવડી બાઈની માવજત કોણ કરે? એક દાકરડીને રોજનો રૂપિયો આપવો કરીને રાખી છે."

"બિચારી રૂડી!" ગોવિંદે ઊંડો નિઃશ્વાસ નાંખ્યો. પોતાની દુકાને તે કપાસિયા લેવા આવેલી તે વખતે ગોવિંદે તેને પહેલી જોએલી; ત્યારે તેની ઊગતી જુવાનીનું સૌંદર્ય કેવું હતું અને આજે સવા દોઢ વર્ષ પછી મરવા પડેલી એ છોકરીની કેવી હાલત હશે તેની કલ્પના કરતાં તે બોલ્યો: "હું તેને જરા જોઈ તો આવું."

"જોઈને શું કરશો? એ જીવવાની નથી, અને હવે તો તે મરે એમાં જ તેનું કલ્યાણ છે. દુર્દશામાં જીવવા કરતાં વહેલું મોત વધારે સારું."

ગોવિંદ ઊઠ્યો અને પરશાળમાં ગયો. પરશાળમાં એક નાનો વિજળીનો દીવો બળતો હતો અને તેનું ઝાંખું અજવાળું પેલી કંતાનની આડચદ્વારા પ્રવેશ કરીને ગોદડી ઓઢી સૂતેલી રૂડી પર પડતું હતું. આડચની બહાર પેલી કામ કરવા રાખેલી દાકરડી બેઠી હતી. ગોવિંદે "રૂડી–રૂડી" એમ બે વાર ઉદ્‌ગાર કાઢ્યા, પણ રૂડી કશું બોલી નહિ. તેના શ્વાસોચ્છ્‌વાસ ચાલતા જણાતા હતા, એટલે તે મૃત્યુ પામી નહોતી પરંતુ અત્યંત અશક્તિને કારણે કે ઊંઘતી હોવાને કારણે રૂડી જવાબ આપી શકતી નથી એમ માનીને ગોવિંદ નિઃશ્વાસ નાખીને પાછો ફર્યો.

"ખરેખર, તે નહિ બચે." એમ કહેતો ગોવિંદ પાછો રામગરજી પાસે આવી બેઠો.

"હવે કહો, તમારા મિત્રની માંદગીની વાત તમે ચિઠ્ઠીમાં લખી હતી તે શું છે?" રામગરજીએ પૂછ્યું.

"મારા મિત્ર ગિરીશને ગંદું દર્દ થયું છે અને ખૂબ આગળ વધી ગયું છે. દવા કરીએ છીએ પરંતુ કાંઇ સુધારો જણાતો નથી. તે હવે અકળાયો છે અને હરકોઈ ખર્ચે તુરત આરામ થાય એવું ઝંખી રહ્યો છે. સાંજથી માત્ર તેને મંત્રપ્રયોગદ્વારા કે જાપદ્વારા દર્દ મટાડવાની લત લાગી છે, અને તે માટે તેણે જ તમારું નામ સૂચવ્યું એટલે મેં તમને ચિઠ્ઠી લખી."

"સમજ્યો. તે માટે મારે ત્યાં આવવાની ખાસ જરૂર નહોતી. તમે ચિઠ્ઠીમાં આ બધું લખ્યું હોત તો હું દોરો મંતરી આપત."

"પણ એથી દર્દીને સંતોષ ન થાય ને. તમે આવો, દર્દીને સહાનુભૂતિનાં બે વેણ કહો, મારી હાજરાહજૂર કાળકા માતા આરામ કરી દેશે એવું આશ્વાસન આપો, અને પછી દોરો કે તાવીજ મંતરી આપો તો તેની દર્દીના મન પર અસર થાય અને તેને ધીરજ મળે."

"એ તમારો ભાઇબંધ તો બી. એ. થએલો છે. તેને મંત્ર-જંત્ર પર અને દેવ–દેવી પર શ્રદ્ધા છે ખરી?"

"એક રીતે કહું તો તેને ઇશ્વરમાં કે નીતિ–સદાચારમાં ય શ્રદ્ધા નથી; પરન્તુ જ્યારે નાસ્તિકતા અને દુરાચરણના કાતિલ ઘા વાગે છે, ત્યારે તેમાંથી છૂટવાને માણસની શ્રદ્ધા એક તણખલામાં ય જાગે છે!"

"માંદગીમાં માણસનું મન નિર્બળ બની જાય છે એટલે તે તેમાંથી છૂટવાને ઝાંવાં મારે છે. પરંતુ મંત્રપ્રયોગ પણ કાંઇ ખોટો નથી હોં. આયુર્વેદમાં પણ મંત્રપ્રયોગનો ઉપચાર કહેલો છે.

હવે સવારમાં હું માતાજીની પૂજા કરીને પછી તમને દોરો મંતરી આપીશ."

"રાત રોકાવાનો નિશ્ચય કરીને જ હું આવ્યો છું. મુંબઇથી નીકળેલો વીરમગામ જવા, એટલામાં મુંબઇથી જ ગિરીશનો સાથ થઈ ગયો અને તેના આગ્રહથી અહીં રોકાઇ જવું પડ્યું. આજ ત્રણ દિવસ થયા."

"તમે મુંબઇ હતા એ તો જાણું છું. તુલસીદાસે મને કહેલું. પણ આ તમારો મિત્ર પણ મુંબઇમાં જ રહેતો'તો, ને ત્યાંથી દર્દ લઇને આવ્યો છે?"

"જી હા; આજે એની શ્રદ્ધા મંત્રપ્રયોગમાં જાગી છે, પણ જ્યારે મુંબઈમાં રહીને લાખો રૂપિયા કમાઈ રહ્યો હતો, ત્યારે તો તે જાણે એક ફિલસુફ હતો! એક રીતે કહું તો આપની અને તેની ફિલસુફી અજબ રીતે મળતી આવતી હતી."

"એ કેવી રીતે?"

"આહાર–વિહાર અંગેની શાકતધર્મની દૃષ્ટિ આપે મને સમજાવેલી તેની સાથે ગિરીશના જીવનની અને એ જીવન પાછળની તેની ફિલસુફીની સરખામણી મેં કરી જોઇ ત્યારે એ સાદૃસ્ય મને દેખાયું. તેણે જાણે અહીં મનમાની પત્ની સાથે લગ્ન કર્યું હતું, છતાં તેણે બહાર અડપલાં કરવા માંડ્યાં હતાં. પછી સ્ત્રી સાથે લડીને તે મુંબઇ ગયો અને મુંબઇમાં એક પછી એક એમ ત્રણ ઉપપત્નીઓના સંસર્ગમાં તે આવ્યો. એ આચરણ પાછળની તેની ફીલસુફી એ હતી કે 'જાતીય વૃત્તિના આવિષ્કારને લગ્નજીવનમાં બાંધી રાખવાના પ્રયત્નો દુનિયાના બધા ભાગોમાં થયા છે, અને બધેય તેને નિષ્ફળતા મળી છે, એક યા બીજી રીતે લગ્ન બહારના જાતીય જીવને પોતાનો માર્ગ શોધી લીધો છે અને સમાજે તથા કાયદાએ તેને કેટલેક અંશે ટેકો આપ્યો છે.' આમ લગ્ન બહારના સંબંધોને તે સ્વાભાવિક માનતો હતો અને આચરતો પણ હતો. આજે

હવે ભાઈસાહેબ ગંદા દર્દમાં સપડાયા છે, ત્યારે જીવવાનાં ઝાંવાં મારે છે!"

"ગોવિંદદાસ! તમે ભૂલ કરો છો. ગિરીશ લગ્ન બહારના જાતીય સંબંધની સ્વાભાવિકતા કહીને અટકી જાય છે; તેમાં નિયમનને કોઈ જાતનું સ્થાન નથી અને શાક્તધર્મમાં નિયમનને સ્થાન છે. તમે બેઉનું સાદશ્ય કહો છો તે પણ ભૂલ છે. લગ્નબહારના જાતીય સંબંધને સ્વાભાવિક માનવાથી જ ગિરીશનું ભયંકર પતન થયું; નિયમન સહિત ધર્મદષ્ટિએ લગ્નબહારના જાતીય સંબંધનું પરિણામ એવું કદાપિ ન આવે."

"મને એ વિધાન સંબંધે શંકા છે. તમે એ વિધાનને કદાચ દલીલોથી સિદ્ધ કરી શકશો, પરન્તુ વ્યવહારુ દાખલાઓ તેની તરફેણના કરતા વિરુદ્ધના વધારે મળશે. અણીશુદ્ધ રીતે નિયમનમાં રહેલા માનવમાંની પશુતાના દાખલા કરતાં એ પશુવૃત્તિ આગળ વધીને રાક્ષસી વૃત્તિ બની હોવાના દાખલા વધુ પ્રમાણમાં મળે છે. સિદ્ધાંત ગમે તે હો, હકીકત આ છે. જાતીય વૃત્તિનું ઊર્ધ્વીકરણ ઇષ્ટ છે, તેનું અધોગામીપણું અનિષ્ટ છે. તમે એને એક વાસ્તવિક હદમાં બાંધી રાખવા ઇચ્છો છો કે જેથી તે અધોગામી ન બને, પશુવૃત્તિ આગળ વધીને રાક્ષસી વૃત્તિ ન બને, પરન્તુ માનવ એ પશુવૃત્તિવાળો હોવા છતાં પશુ નથી. તે પડીને રાક્ષસ બને છે અને ચડીને સંત બને છે. ધર્મ તેને પશુતામાં સ્થિર રાખનારો ન હોવો ઘટે કે તેને રાક્ષસમાં નીચે પાડનારો ન હોવો જોઇએ; તે તો તેને સંત બનાવનારો હોવો જોઇએ; અને એ દષ્ટિએ જાતીય વૃત્તિનું સંયમન કે ઊર્ધ્વીકરણ થવું જોઇએ. આપની પાસેથી મેં જે શાક્ત ધર્મની દષ્ટિ જાણેલી ત્યારપછી આજસુધી હું જાતીય વૃત્તિને અનેક પાસાંથી જોવા તથા સમજવા મથી ચૂકયો છું; અને છેવટે મને જે સમજાયું છે તે આ છે."

"તમે એક વસ્તુને અનેક પાસાંથી જોવા ને સમજવા મથ્યા એ વાત મને ગમી. જાતીય વૃત્તિનું ઊર્ધ્વીકરણ અનિષ્ટ છે એમ શાક્તધર્મ નથી કહેતો, પરન્તુ એ ઊર્ધ્વીકરણ અપવાદરૂપ નિઃસીમ શક્તિધારીઓ માટે છે, સામાન્ય જનતા માટે નહિ. સામાન્ય જનતાને તો પતિત થતી અટકાવીને તેની પાચનશક્તિના પ્રમાણમાં નિયમનોથી બાંધીને રાખવી એ જ કર્તવ્ય છે અને એ જ કર્તવ્ય ભૂતકાળમાં શાક્તધર્મે બજાવ્યું છે. તેથી ઊલટું એવી જનતાને લગ્નના દોરડાના બંધથી બાંધનારાઓની ચેષ્ટાઓ જુઓ. આપણા દેશમાં એકથી વધારે પત્ની પરણવાની શાસ્ત્રકારોએ છૂટ રાખી, પરન્તુ પાશ્ચાત્ય દેશોમાં તો એક જ પત્ની પરણવાનો કાયદો કરવામાં આવ્યો છે, પરિણામે છૂટા છેડા વધી ગયા છે અને કોઇ કોઇ વાર તો એવી પરિસ્થિતિ જોવામાં આવે છે કે જાણે લોકો એક બે મહિનાના, એક–બે અઠવાડિયાંના અને એક–બે દિવસનાં જ લગ્નો કરતા હોય! લગ્ન કહેવાથી કાંઇ લગ્ન થઈ જતું નથી; લગ્નને નામે પણ સ્વૈરાચાર ચલાવી શકાય છે એવું એ દેશોના અનુભવે આપણને ક્યાં કહ્યું નથી?"

ગોવિંદ બોલ્યોઃ "આપનું કથન હું સમજ્યો. લગ્ન બહારના જાતીય સંબંધોને કોઇએ ધર્મના નિયમનથી બાંધવા યત્ન કર્યો છે, કોઇ માનસવેત્તાઓએ તેને સ્વાભાવિક માનીને દોષમુક્ત મનાવવા યત્ન કર્યો છે, તો કોઇ કાયદાશાસ્ત્રીઓએ સામાજિક કાયદાની કલમો વડે એવા સંબંધો બાંધવાનો માર્ગ મોકળો રાખ્યો છે. આમ ધર્મ, માનસવિજ્ઞાન, સમાજશાસ્ત્ર અને કાયદાશાસ્ત્ર એ બધાં સમાજને વ્યવસ્થિત રાખવાના આશયથી મથી ચૂક્યાં છે; પરંતુ તેઓનો આદર્શ તેમાંથી વ્યક્ત થતો નથી. પશુતા એ મનુષ્યની સ્વભાવગત નિર્બળતા છે, એને હઠાવીને મનુષ્યને સાત્વિક બનાવવો કે સંત બનાવવો એ જ આદર્શ હોઇ શકે. એ આદર્શની કસોટી પર બધાં શાસ્ત્રોનાં ફરમાનોને કસી જોઇને પછી દરેકની ઇષ્ટતા–અનિષ્ટતા

કે મર્યાદા નક્કી કરવાં જોઇએ. જો આપણે માનવને સંસ્કારિતાથી ઓજસ્વી બનાવવો હોય તો આપણે એ જ આદર્શાભિમુખ બનવું જોઇશે એમ મને તો લાગ્યું છે."

રામગરજીએ હસીને ઉદ્ગાર કર્યો: "આદર્શ !" અને પછી તે આગળ બોલ્યા: "આદર્શ એ બહુ સારો શબ્દ છે, પરન્તુ આદર્શ તો કેવળ પૂજવાની વસ્તુ છે, તે પ્રાપ્તવ્ય મનાતી નથી, કારણકે પ્રાપ્ત થએલી વસ્તુ આદર્શ રહી શકતી નથી, એ હસ્તામલકવત્ બની જાય છે."

ગોવિંદ બોલ્યો: "એ તમારું કથન મને માન્ય છે. આદર્શ માત્ર પ્રેરણા માટે છે, તેની અભિમુખ રહીને તેને પહોંચવા મથવું એ જ માનવની માનવતા છે." થોડી વાર મૌન સેવી ગોવિંદે પૂછ્યું: "અને હેં મહારાજ ! શું તમને એમ નથી લાગતું કે બધાં ક્ષેત્રોમાં અત્યારે જેવી અવ્યવસ્થિત દશા ચાલે છે તેવી થોડા વખત પહેલાં ચાલતી નહોતી ?"

"એ સાચી વાત છે, અને તેનું કારણ પણ ખુલ્લું છે. બધાં ક્ષેત્રોમાં શિથિલ વ્યાપારો વધ્યા છે એ જેવી હકીકત છે તેવી હકીકત એ પણ છે કે વાતાવરણમાં ચોમેર શિથિલતા વર્તે છે અને તેનો પડઘો સર્વ પ્રકારના માનવ વ્યાપારોમાં પડે છે. રાજાથી રંક સુધીનાં બધાંમાં એ શિથિલતા વ્યાપી છે અને એ ઝેરી કુંડાળું એક બીજાની શિથિલતાને પોષણ આપ્યા કરે છે."

"એ નિષ્કર્ષ આપે બરાબર કાઢ્યો છે. એ ઝેરી કુંડાળાનો અંત કેવી રીતે આવી શકે એ વિષે આપે કોઇ વાર વિચાર કરી જોયો છે ?"

"સરકાર ધારે તો ઘણું ય કરી શકે, પણ સરકાર તો લડાઇમાં પડી છે તે કાંઇ કરવા નવરી જ ક્યાં છે ?"

"હું ધારું છું કે લડાઇ પૂરી થશે તોય સરકાર એ ઝેરી કુંડાળાનો અંત નહિ લાવે. તેની પોતાની જ એ પેદાશ છે. કદાચ

અંત લાવવા ધારશે તોય લાવી નહિ શકે; એ કામ સરકાર કરી શકે, પણ આજની સરકાર નહિ; એ કામ કરનારી સરકાર જુદી હશે."

રામગરજી હસીને બોલ્યા : "તમે એમ માનતા લાગો છો કે હવે અંગ્રેજ સરકાર જશે અને જાપાનની સરકાર આવશે! જાપાન ઝડપથી આગળ તો વધી રહ્યું છે."

"ના મહારાજ! જાપાન આવે કે રશિયા આવે, તોય તેને હાથે એ ઝેરી કુંડાળું નાશ પામવાનું નથી. એ નાશ પામશે આપણા જ દેશીઓની બનેલી સરકારને હાથે કે જેમના હૈયામાં દેશનું સાચું હિત વસી રહ્યું હશે."

"અહો! પણ એ દિવસ ક્યારે આવશે?"

"આપણું તપ પૂરું થશે ત્યારે!"

એ વિરાટ પ્રશ્ને બેઉને ઊંડા વિચારમાં ડુબાવ્યા. કેટલીક વાર સુધી તેઓ મૂક બનીને બેઠા, એટલામાં ડહેલી ખખડી અને કોઇ આવ્યું.

એ કેવળચંદ શેઠનો ગુમાસ્તો હતો. આવતાં વાંત તે બોલ્યો : "ગોવિંદભાઇ! તમે ઘેર ચાલો. ગિરીશભાઈ એકદમ ગાંડા જેવા બની ગયા છે અને તમારે માટે બૂમરાણ કરી રહ્યા છે."

"ચાલો આવું." ગોવિંદે રામગરજીને કહ્યું : "અત્યારે જ મને દોરો મંતરી આપો, તે કદાચ ગિરીશના મનને શાન્તિ આપવાને ઉપયોગી થઇ પડશે."

રામગરજી તુરત ઊઠ્યા, ઉપર ગયા અને પાંચેક મિનિટમાં એક નાડાછડીનો દોરો લાવીને તે ગોવિંદના હાથમાં આપતાં બોલ્યાઃ "હવે મારી જરૂર પડે તો મને બોલાવવા સવારે માણસ મોકલજો."

"વારુ." કહીને ગોવિંદ ચાલી નીકળ્યો.



# [ ૫૫ ] . . . . વિનિપાતનો સરવાળો

ગુમાસ્તો પોતાની સાથે ગાડી લઇને જ આવ્યો હતો, એટલે બેઉ જણા તેમાં બેસીને ઘેર આવ્યા.

ગોવિંદે જોયું કે ગિરીશને ખૂબ તાવ ચડ્યો હતો. તેના મસ્તક પર મૂકવા માટે બરફની થેલી તૈયાર હતી, પરન્તુ તે તે મૂકવા દેતો નહોતો અને ઉન્મત્ત બની ગયો હોય તેમ બૂમબરાડા અને લવારા કરતો હતો.

ગોવિંદે કહ્યું: "ગિરીશભાઇ! હું તમારા માટે રામગરજી પાસે દોરો મંતરાવીને લાવ્યો છું, તે જરા હાથે બાંધવા દો એટલે તમને આરામ થવા લાગશે."

સૂજી ગએલી આંખો માંડમાંડ ઉઘાડતો ગિરીશ બોલ્યો: "તમે આવ્યા ગોવિંદભાઇ? લો, દોરો બાંધો, પણ તમે મારી પાસે બેસો! જરાએ ખસશો નહિ હોં!"

"હું બેઠો જ છું." એમ કહી ગોવિંદે તેને દોરો બાંધ્યો.

બે મિનિટ તે શાંત સૂઇ રહ્યો અને પછી બિછાનામાં બેઠો થઇ ગયો અને બારણા ભણી જોતો બોલ્યો: "બહાર કોણ કોણ ઊભાં છે?"

"એ તો મંજુલાલ છે."

"મંજુલ ક્યાં છે! મંગળદાસ છે, એ લુચ્ચાને તમે કેમ બોલાવ્યો છે? તેને બહાર કાઢી મૂકો અને બારણાં બંધ કરો."

બારણાં બંધ કરવામાં આવ્યાં એટલે ગિરીશ સૂઇ ગયો અને થોડી વારે ગોવિંદનો હાથ પોતાના હાથમાં લઇને બોલ્યો: "ગોવિંદભાઈ! તારિકા હવે આવે તો તેને બારણામાં પેસવા ન દેશો. અને અત્યારે કોઇ વકીલને બોલાવી લાવો, મારે તેની સલાહ લેવી છે."

"અત્યારે કોઇ વકીલ ન આવે, સવારે બોલાવીશું. પણ તમારે કઈ બાબતની સલાહ લેવી છે?"

"મારે તેને પૂછવું છે કે તારિકા મારી પાસેથી ભરણપોષણ માંગવાને હક્કદાર છે કે નહિ? મારી રળેલી મિલકતમાંથી ભવિષ્યમાં તારિકાને થનારું બાળક ભાગ માંગી શકે કે નહિ?"

"ઠીક, સવારે એ બધી વાત."

"આજે કેટલામી તારીખ થઇ?"

"પાંચમી તારીખ."

"પાંચમી તારીખ? સવારે છઠ્ઠી તારીખ થશે? ગોવિંદભાઇ, બે મનિઑર્ડરનાં ફૉર્મ મંગાવો, અને હું ભરાવું તેમ ભરો."

"અત્યારે કાંઇ મનિઑર્ડર જવાનો નથી, સવારે વાત."

"પણ તારથી તો અત્યારે પણ જાય કે નહિ?"

"ન જાય, પોસ્ટ ઑફીસના ટાઇમે જ મનિઑર્ડર રવાના થાય. તમારે કોને પૈસા મોકલવા છે?"

"પાંચસો રૂપિયા વાયોલેટને અને સો રૂપિયા જાનકીને."

"વારુ."

"પાંચેક મિનિટ પછી મંજુલ બારણું ઉઘાડીને અંદર આવ્યો કે તુરત ચમકીને ગિરીશ બિછાનામાં બેઠો થઇ જતો બોલ્યો: "ગંજવાલા આવ્યા કે? ભલે આવ્યા! યાર! તમારી ગેરહાજરીમાં મઝા પડતી નથી."

"ગંજવાલા નથી, મંજુલાલ છે."

"એમ? પણ ગંજવાલા મારી તબિયત જોવા જરૂર આવશે, તેમને મારે કાગળ લખવો છે."

"હું લખી નાંખીશ. શું લખવું છે તમારે?"

"લખવાનું છે કે એક 'થ્રી સ્ટાર' (વ્હિસ્કી) ગમે તે કીંમતે—કાળા બજારમાંથી મેળવીને પણ જરૂર લેતા આવે."

આજની ઘડી સુધી ગોવિંદે ગિરીશને મદ્યપાન કરતો જોયો નહોતો. અનેક દુષ્ટ ચાળા પર ચડી જનાર ગિરીશ એ બાબતમાં અડગ રહ્યો હતો તે ગોવિંદને મન એક કૌતુક હતું. ચિત્તની અસ્થિર

હાલતમાં તેણે કાઢેલા ઉદ્‌ગારો પરથી અત્યારે ગોવિંદ જાણી શકયો કે એ આદતથી પણ ગિરીશ મુક્ત રહ્યો નથી. વિનિપાતનો સરવાળો વધતો જતો હોવા છતાં ગોવિંદનું કૌતુક વિરામ પામી ગયું, આશ્ચર્ય શમી ગયું.

જેમ જેમ રાત વધવા લાગી તેમ તેમ ગિરીશનો તાવ વધવા લાગ્યો અને ઉન્માદ પણ વધવા લાગ્યો. તે અધઘડી પણ જંપતો નહિ અને બીજાઓને જંપવા દેતો નહિ.

તેને કાંઇ ઊંઘની દવા આપી હોય તો તેનું મગજ જંપે અને લવારો ન કરે એમ સમજીને મધરાતે કેવળચંદ શેઠ પડોશમાંથી એક ઓળખીતા ડાકતરને બોલાવી લાવ્યા. ડાકટરે તેની નાડી અને હૃદયના ધબકારા તપાસીને કહ્યું: " અત્યારે ઊંઘની દવા આપવામાં જોખમ છે. મારો અભિપ્રાય પડતો નથી. કોઇ બીજાની સલાહ લેવી હોય તો લો. "

ડાકટરના એ અભિપ્રાયનું હાર્દ બીજાઓ તો ન સમજ્યા પણ ગોવિંદ સમજી ગયો કે ગિરીશનું હૃદય નબળું પડવા લાગ્યું છે. ડાકટર ગયો એટલે તેણે એ વાત કેવળચંદ શેઠને ધીરેથી કહી.

શેઠ તો ગભરાઇ ગયા : " હેં શું બોલો છો ? એટલી બધી તબિયત નરમ થઇ ગઇ છે ? "

" ઊંઘની દવાની અસર હૃદય પર થાય છે અને હૃદય નબળું પડવાથી દવા આપવામાં જોખમ મનાય છે એવી મારી સમજ છે."

" તો હવે ઉતાવળ કરવી જોઇએ. " એમ બોલતા શેઠ ઊભા થયા અને બહાર ચાલ્યા.

તત્ક્ષણ તો ગોવિંદને સમજાયું નહિ કે શેઠ શાની ઉતાવળ કરવા માંગતા હશે અને કેમ બહાર ગયા હશે; પણ એકાદ ક્ષણમાં તેના ખયાલમાં આવ્યું કે ગિરીશનો અંતકાળ નજીક આવતો જોઇને વેળાસર તેને હાથે દાનપુણ્ય કરાવી લેવું જોઇએ એમ સમજી શેઠ કોઇ સગાંઓને એકઠા કરવા ગયા હોવા જોઇએ.

પાંચસાત મિનિટમાં તે પાછા ફર્યા, તે વખતે તેમની સાથે બે વૃદ્ધ પડોશીઓ પણ હતા.

શેઠે ગોવિંદને કહ્યું : "ગોવિંદભાઇ ! તમે જરા બાજુએ બેસો અને કાકાને એ ખુરશી પર બેસવા દો."

ગોવિંદ ઊઠી ગયો એટલે એક ડોસા તે ખુરશી પર બેઠા અને બીજા ડોસા એક ખાલી પડેલી ખુરશી પર બેઠા.

ગિરીશ તે વખતે અસંબદ્ધ પ્રલાપ કરી રહ્યો હતો: "હા, કાપડ છે, પણ યુદ્ધ અંગે જરૂરી હોઇ મેં વૉર મટીરીઅલ્સ તરીકે નોંધ કરાવી છે......ના, એમ ડિલીવરી નહિ મળે, તમે પહેલાં કમિશન ચૂકવી આપો..... ઠીક, એ ગોઠવણ હું કરી આપીશ... સવિતાદેવીએ પહેર્યાં હતાં એવાં એરિંગ ? હા, જરૂર લાવીશું, ડિયર !......શેઠને પહેલાં આપો, પછી મારો વારો......ગોવિંદ-ભાઇ ! તમારી જયમનને વાયોલેટ પાસે અઠવાડિયું મૂકી જાઓ તો હું તેને મડમ બનાવી દઉં !"

ગોવિંદને એ ક્ષણે એ ચિંતાજનક વાતાવરણમાં પણ સહેજ હસવું આવ્યું.

"કેવળચંદ ! તમે ગિરીશને જરા તકીઆને અઢીંગણે બેસાડો." એક ડોસાએ શેઠને સૂચના કરી.

શેઠે ગિરીશને જરા બેઠો કરવા માંડ્યો એટલે તે બબડ્યો: "કોણ છે ? મને ક્યાં લઈ જાઓ છો ?"

"તને ક્યાંય લઇ જવો નથી. મનિઑર્ડરનું ફારમ ભર્યું છે તે ઉપર તારે સહી કરવી પડશે ને ?"

"હા, હા, લાવો સહી કરી આપું."

ગિરીશ શેઠના ટેકાથી બેઠો થયો, પાછળ મંજુલે મોટો તકીઓ ગોઠવ્યો, શેઠે તેની સામે એક પૂંઠા પર રાખેલો કાગળ ધર્યો અને તેના હાથમાં પેન આપીને કાગળ પર ચોક્કસ જગ્યાએ મુકાવીને કહ્યું : "ભાઈ, હવે તારી સહી કર."

અને ગિરીશે મીંચેલી આંખોએ સહી કરીને પૂછ્યું : "બીજું ફોરમ ક્યાં છે ?"

"લો, આ બીજું ફારમ!" એક ડોસાએ પૂંઠા પર બીજો ફાલતું કાગળ મૂકીને સહી કરાવી.

ગોવિંદ આ બધું ચકિત દષ્ટિએ જોઇ રહ્યો અને અનુમાનથી સમજી ગયો કે આ બધું શું થતું હશે.

અને જ્યારે બેઉ ડોસાએ પેલા સહીવાળા કાગળ પર પોતાની સાખ કરી આપી ત્યારે તો ગોવિંદને પાકી ખાતરી થઇ કે કેવળચંદ શેઠે અગાઉથી લખાવીને તૈયાર રાખેલા વસિયતનામા ( વીલ ) ઉપર ગિરીશની સહી લેવા માટે જ આ બધો ખટાટોપ કર્યો હતો. ગિરીશને હાથે દાનપુણ્ય કરાવવા કરતાં આ કામ તેમને વધારે તાકીદનું લાગ્યું હતું.

રાત્રિના ત્રીજા પ્રહરનો અંત આવવા લાગ્યો, તેમ તેમ ગિરીશનો બડબડાટ વધવા લાગ્યો, પણ હવે તેના ગળામાં પડેલી ચાંદીઓને લીધે તે ઊંચો અવાજ કાઢી શકતો નહોતો. પહેલાં તેનો કંઠ ખોખરો થતો લાગ્યો અને પછી સ્ફુટ સ્વર નીકળતો બંધ થઇ ગયો. સાથે હાથ પગના પછાડા વધવા લાગ્યા.

એમ જ્યારે ગિરીશની નાડીઓ તૂટવા લાગી ત્યારે શેઠને દાનપુણ્ય કરવાનું સાંભર્યું. "શ્રીનાથજીમાં હું તારા આત્માની સદ્‌ગતિ માટે પાંચસો મણ ઘાસ આપીશ, હોં ભાઇ! પચાસ મણ ઘઉં, પચીસ મણ ઘી ને પચીસ મણ ગોળ વૈષ્ણવોના ભોજન માટે આપીશ. સવચ્છી ગાય બ્રાહ્મણને આપીશ. બીજું તને જે કાંઇ જોઇએ તે માંગી લે ભાઇ! તારું રળેલું છે ને તારે વાપરવું છે!" એમ કહેતાં શેઠની આંખોમાં આંસુ આવ્યાં.

ગિરીશનો અસંબદ્ધ અને અશ્રાવ્ય પ્રલાપ ચાલુ જ હતો. તે આ બધું સાંભળીને કાંઇ જવાબ આપતો હોય તોપણ તેનું બોલેલું સમજી શકાય તેવી સ્થિતિ જ હવે ક્યાં રહી હતી.

"ડાક્ટરને બોલાવીશું ગોવિંદભાઇ?" શેઠે પૂછયું.

"રાતના ત્રણેક વાગ્યા છે, કોઇ ડાક્ટર આવશે નહિ. આવશે તોપણ હવે કશો ઉપયોગ નથી." ગોવિંદે જણાવ્યું.

"અરેરે! તૂટીની કોઇ બૂટી જ ન મળી!" શેઠે નિ:શ્વાસ નાંખીને ઉદ્‌ગાર કાઢ્યો.

ત્યારપછી પાંચેક મિનિટમાં શ્વાસ વધ્યો અને તે સવાર પડતાં સુધી ચાલ્યો. એક બાજુએ આકાશમાં સૂર્યે દર્શન આપ્યું અને બીજી બાજુએ ગિરીશનો જીવનદીપ બુઝાઇ ગયો.

ગોવિંદની આંખ સજળ બની. સમાનશીલ સમજીને જેલમાં બાંધેલી, પરંતુ વિષમશીલ નીવડેલી એ મિત્રતાને ગોવિંદની આંખોએ અર્ધ્ય આપ્યું.

મશાણ સુધી ગિરીશને વળાવવા આવેલા ઘણા અજાણ્યા ચહેરા ગોવિંદે જોયા, પરન્તુ એમાં ચાર ચહેરા તેને જાણીતા માલૂમ પડ્યા. તેમાં તનસુખ હતો, રમેશ હતો, મંગળદાસ હતો અને સુનીતિચંદ્ર શેઠ હતા. ગિરીશના જીવનમાં એ ચહેરાઓએ ભજવેલો ભાગ ગોવિંદને તે ક્ષણે સાંભર્યા વિના રહ્યો નહિ.

અને ગિરીશની ચિતાથી થોડે દૂર એક બીજી ચિતામાં રૂડીનું મુડદું બળી રહ્યું હતું, એમ ચિતાની આગ સંકોરતા રામગરજીને જોઇને ગોવિંદે માન્યું.



# ગાંડીવના બાળસાહિત્ય માટે મળેલા અભિપ્રાયોમાંથી થોડી ચૂંટણી

બાળકો માટેનાં ગાંડીવનાં પુસ્તકો અત્યંત પ્રશંસાપાત્ર છે.

હિંદુસ્તાન પ્રજામિત્ર

●

ગાંડીવ બાલોદ્યાનમાલાનાં પુસ્તકોની પસંદગીમાં જળવાતી વિવિધતા આકર્ષક છે.

પ્રજાબંધુ

●

ન્યાતોમાં આવાં પુસ્તકોનાં લ્હાણાં થાય તો આવા પ્રયાસોને ઉત્તેજન મળે અને તેમનો હેતુ સિદ્ધ થાય.

ખેડા વર્તમાન

●

આવી સરસ ચોપડીઓ પ્રગટ કરી બાળકોની સેવા કરવા માટે ધન્યવાદ આપીએ છીએ.

બે ઘડી મોજ

●

બાળપ્રકાશનોનું સ્તુત્ય કાર્ય હાથ ધરનાર સંસ્થાઓમાં 'ગાંડીવ' અગ્રસ્થાને આવે છે.

ગુણસુંદરી

●

ગાંડીવ બાલોદ્યાનમાલાનાં પુસ્તકોમાં બાળકોને ઘણો જ રસ પડે છે.

પુસ્તકાલય

# ગાંડીવ બાલોદ્યાનમાળા

## પહેલું ગુચ્છ

| | | |
|---|---|---|
| ૧ | ટોલ્સ્ટોયની ૩ વાતો | ૦– ૮ |
| ૨ | બકુલ–૧ | ૦– ૮ |
| ૩ | બીરબલનો બન્ધુ | ૦–૧૨ |
| ૪ | મૂરખરાજ | ૦–૧૨ |
| ૫ | નીલમ–૧ | ૦– ૮ |
| ૬ | ભીષ્મ અને યુધિષ્ઠિર | ૦– ૬ |
| ૭ | બાળવિહાર–૧ | ૧– ૮ |
| ૮ | જય બજરંગ | ૦– ૮ |
| ૯ | વાઘોનું વન | ૦– ૬ |
| ૧૦ | જાદુઈ હાર | ૦– ૬ |
| ૧૧ | બરફીપુરી | ૦– ૬ |
| ૧૨ | સોનાકુમારી | ૦– ૬ |
| ૧૩ | તોફાની ટીપુડો | ૦– ૮ |
| ૧૪ | કચુંબર | ૦– ૫ |
| ૧૫ | ધૂપસળી | ૦– ૬ |
| ૧૬ | બાળવિહાર–૨ | ૦–૧૦ |
| ૧૭ | મોતીના દાણા | ૦– ૭ |
| ૧૮ | એક હતો કૂતરો | ૦– ૬ |
| ૧૯ | કેરીનાં ભજિયાં | ૦– ૫ |
| ૨૦ | નવનીત | ૦– ૫ |
| ૨૧ | મેઘધનુષ | ૦– ૬ |
| ૨૨ | મિયાંઉ | ૦– ૨ |
| ૨૩ | હાથી ધમધમ ચાલે | ૦– ૨ |
| ૨૪ | બાળડાયરી | ૦– ૪ |
| ૨૫ | ચોપગાંની ચતુરાઈ | ૦– ૬ |
| ૨૬ | ગધેડાનું રાજ | ૦– ૨ |
| ૨૭ | રમકડાંની દુકાન | ૦– ૨ |
| ૨૮ | જાદુઈ જમરૂખ | ૦– ૨ |
| ૨૯ | મકનો મસ્તાનો | ૦– ૨ |
| ૩૦ | બંગાળી બીરબલ | ૦–૧૦ |
| | | ૧૨–૮–૦ |



## બીજું ગુચ્છ

| | | |
|---|---|---|
| ૩૧ | ભૂલભૂલામણી | ૦– ૨ |
| ૩૨ | સવાકાની આપવીતી | ૦– ૨ |
| ૩૩ | ખોટી ખોટી વાતો | ૦– ૬ |
| ૩૪ | સિપાઈદાદા | ૦– ૪ |
| ૩૫ | મધપૂડો | ૧– ૮ |
| ૩૬ | કોલસાકાકા | ૦– ૬ |
| ૩૭ | સબરસ | ૦– ૧ |
| ૩૮ | કીર્તિસ્તંભ–૧ | ૦– ૬ |
| ૩૯ | રિક્કિટિક્કિ | ૦– ૬ |
| ૪૦ | સારંગીવાળો | ૦– ૩ |
| ૪૧ | ખરેખરી વાતો | ૦– ૫ |
| ૪૨ | મોસાળની મોજ | ૦– ૫ |
| ૪૩ | રશીદની પેટી | ૦– ૬ |
| ૪૪ | પુસ્તકાલય | ૦– ૩ |
| ૪૫ | પ્રાણીપુરાણ–૧ | ૦– ૫ |
| ૪૬ | લાડકાવ્યો | ૦– ૬ |
| ૪૭ | પ્રાણીપુરાણ–૨ | ૦– ૬ |

| | | |
|---|---|---|
| ૪૮ | ફુરસદ | ૦– ૭ |
| ૪૯ | રેલપાટા | ૦– ૫ |
| ૫૦ | ગુલદાની | ૧– ૮ |
| | | ૮–૮–૦ |

## ત્રીજું ગુચ્છ

| | | |
|---|---|---|
| ૫૧ | હરિજનની હાય | ૦– ૬ |
| ૫૨ | વિજ્ઞાનિકા–૧ | ૦– ૬ |
| ૫૩ | ગમ્મતિકા | ૦– ૬ |
| ૫૪ | વિજ્ઞાનિકા–૨ | ૦– ૬ |
| ૫૫ | ફુળકથા–૧ | ૦– ૬ |
| ૫૬ | ,, –૨ | ૦– ૫ |
| ૫૭ | મોરનાં પીંછાં | ૦–૧૦ |
| ૫૮ | જાપાનિકા | ૦– ૬ |
| ૫૯ | બકુલ–૨ | ૦– ૬ |
| ૬૦ | અક્કલકથાઓ | ૦– ૭ |
| | | ૪– ૦ |

## ચોથું ગુચ્છ

| | | |
|---|---|---|
| ૬૧ | રઘુ સરદાર | ૦– ૮ |
| ૬૨ | નીલમ–૨ | ૦– ૬ |
| ૬૩ | ગીતગમ્મત | ૦– ૬ |
| ૬૪ | માલિયાનું મંડળ | ૦– ૭ |
| ૬૫ | એક હતો રાજા–૧ | ૦– ૫ |
| ૬૬ | કીર્તિસ્તંભ–૨–૬ | ૦– ૬ |
| ૬૭ | સંતાકૂકડી | ૦– ૬ |
| ૬૮ | સુગંધિકા–૧ | ૦– ૬ |
| ૬૯ | ,, –૨ | ૦– ૬ |
| ૭૦ | હીરાકણી | ૦– ૬ |
| ૭૧ | હુન્નરિકા | ૦– ૭ |
| ૭૨ | કીર્તિસ્થંભ–૩ | ૦– ૭ |
| ૭૩ | આતશબાજી | ૪– ૮ |
| ૭૪ | એક હતો રાજા–૨ | ૦– ૬ |
| ૭૫ | પંચામૃત | ૦–૧૨ |
| ૭૬ | શાલિવાહન | ૦– ૮ |
| ૭૭ | ચુંચુંની ચતુરાઈ | ૦– ૬ |
| ૭૮ | અમીઝરણાં | ૦– ૫ |
| ૭૯ | આરસી | ૦– ૬ |
| ૮૦ | પતંગપોથી | ૦– ૯ |
| | | ૧૨–૮ |

**આખો સેટ રૂ. ૩૭–૮–૦ ટ. ખ. જુદું**

બાળ ગોપાળવાળા દરેક ઘરમાં
આ પુસ્તકો હોવાં જ જોઈએ.

લખો :

**ગાંડીવ સાહિત્ય મંદિર :: સુરત.**